

# સદ્ગુણી સાસુ

અથવા

## મનને ગમતાં માતાજી.

શો૦ મ૦ દેશાઈ

## "સંસારનો સુકાની" માટે અભિપ્રાય.

—:o:—

"આ પુસ્તકમાં બાપ બનાવવાના હુન્નર ઉપર તેમજ નીતી રીતીની વીશે અનેક ઠેકાણે બહુ સારૂં વીવેચન કરેલું છે. આજ કાલ બાપ તરીકે ઓળખાતાને કયું જ્ઞાન છે! કે તેઓ પોતે સંસારનું નાવ દરીયામાં ચલાવી શકે? બાપ થનાર પ્રથમ પોતે તો કશી રીતનો એવો અનુભવ બીલકુલ ધરાવતો નથી પણ પોતે જોયલા આસપાસના કંઇક દાખલાઓનું અનુકરણ કરે છે, ત્યારે પોતે આગળ ચાલે છે, પણ મી૦ દેશાઇના પુસ્તકમાં એવાંઓ માટે બહુ સારૂં વર્ણન કરેલું છે, કે તે વાંચ્યાથી જવાનીઆઓ સારૂં જ્ઞાન સંપાદન કરી શકશે. આજ કાલ અનેકો ખોટા ખ્યાલથી ને દેખાદેખીની જીંદગીથી એકેકની પુઠે ઘસડાય છે, ને જ્યાં પોતાની સ્થીતી ગંભીર જોય છે ત્યારેજ ખરાં વા ખોટાંનો ખ્યાલ આવે છે."

(કયસરે હિન્દ.)

---

"સંસારનો સુકાની એટલે બાપ બનવાનો હુન્નર" એવા નામનું નીતી રીતીનો ઉત્તમ સબક સીખાડનારૂં વાંચવાજોગ પુસ્તક નવસારી નગરીના જાણીતા લેખક મી૦ શે૦ મ૦ દેશાઇએ હાલમાં બહાર પાડયું છે. ઉપયો વીદતા ભરેલો મનન કરવા જોગ વીષય કટકે કટકે જાણીતાં "જ્ઞાન વર્ધક" ચોપાનીઆમાં પ્રકટ થયો હતો, જેને હાલમાં સુંદર છપાઇ અને ફાંકડાં પુઠાં સાથના ૧૩૫ સફાનાં પુસ્તકના આકારમાં બાહેર પાડી મી૦ દેશાઇએ એક સારી સેવા બજાવી છે. ગુજરાતી સાહીત્યમાં મી૦ દેશાઇનો "દુઃખીને દીલાસા"નો ૫૬ અંક સાથનો જંગી પોથો જે ખેંચાણ કરી ચુકયો છે, તેજ મુજબનું અને તેવી જ વાંચવા તેમજ વીચારવા જોગ એબારતમાં પ્રગટ થયલું મી૦ દેશાઇનું ઉપલું વધુ પુસ્તક જોઇતું ખેંચાણ કરનારૂં એક ઉપયોગી પુસ્તક છે."

(સાંજ વર્તમાન.)

---

"મી૦ દેશાઇ સુંદર બોધ આપતા જાય છે. માબાપો જો તે પ્રમાણે ચાલે, તકેદારી રાખે તો ઘણું દુઃખ ઓછું કરી શકે તેમ છે. દીકરા દીકરીઓ કેવાં પુસ્તકો વાંચે છે, કેવી નોવેલો વાંચે છે, તેનું ભાન, તેની ખાસ તકેદારી માબાપો રાખતાં નથી. વાર્તાના કુથલાઓ તે અને તેણીની કહેવાતા પ્યારની વાતો વાંચવામાં પારસીઓ વખત ગાળે છે. ઉચ્ચ પ્રકારનું સાહિત્ય તેઓ વાંચતા નથી. ઘણા માબાપો એવાંએ છે, જેઓ પોતાની દીકરીઓને ગુજરાતીમાં લખાએલી વાર્તાઓ વાંચવા દેતાં નથી. એ વખાણવા જોગ તો છે, પણ પછી તેઓ બીજે છેડે જાય છે. દીકરીઓ અંગ્રેજી નોવેલો વાંચે છે તેની તેઓ સંભાળ લેતાં નથી. "એ તો અંગ્રેજી સુધરે" એવાં સરથામ જુઠાં બહાના હેઠળ માબાપો જાણવા છતાં આવવા દે છે. ખરે! એ અંગ્રેજી નોવેલો છોકરીઓના મગજને વાસનાવાળું, લાગણીઓને ઉશ્કેરનારૂં, છાલકપણા તરફ ઘસડનારૂં, ખોટા ઇસ્કી પ્રેમ તરફ દોરનારૂં બધ પડે છે ને

છતી આંખે આંધળાં થતાં માબાપો જોઇ જાણી વિચારી શકતાં નથી, અથવા જાણતાં હોય તો "નારે અમારી દીકરી એવી નહિ" એવો ખોટો બચાવ કરી દીકરીઓના માબાપ નહિ પણ દુશ્મન બની રહે છે." (પારસી સંસાર.)

---

"મી૰ દેસાઇનું સંસારી બાબદ ઉપર લખાયલું આ પુસ્તક ૬ઠું છે. એ પુસ્તક મરહુમ બાઇ આવાંબાઇ અરદેસર દસ્તુર કામદીનને અર્પણ કરવામાં આવેલું છે. આજકાલ બાપ થયલા ને થનારે જો અનુભવ લેવો હોય, સંસારનું સુકાન ધીરજથી સારી રીતે અળવળ વગર ચલાવવું હોય, સુખ દુઃખમાં વગર સલાહે આગળ આગળ જવું હોય, પોતાની-પોતાની સ્ત્રી ને બાળકો તરફની ફરજ શું શું છે? તે જાણવી હોય, તો આ પુસ્તક સારૂં ને સંપુર્ણ જ્ઞાન આપી શકશે એવું અનુમાન કરી શકાય. ૧૩૫ સફા સાથે પાકું પુઠું ને કીંમત માત્ર રૂ૰ ૧ છે તે ખરેજ અરધીજ કીંમત કેહેવાય. કરતાને સ્ટેશન રોડ નવસારી લખવાથી આ પુસ્તક મળી શકશે." (પ્રજા મિત્ર)

---

"ઉપલા લેખક તરફથી એક વધુ પુસ્તક બહાર પડયું છે, જેમાં એક તરતના થયલા બાપને તેની જુદી જુદી ફરજો સમજાવવાનો પ્રયાસ લેખકે કર્યો છે. આપણે જોઇએ છીએ કે ઘણાક બાપોને છોકરાં સાથે કેમ વર્તવું- તેઓને કેમ કેળવવાં-તેઓનાં મનનાં સુખ દુઃખ કેમ જાણવાં-તે ખબર હોતી નથી. વિના કારણ કેટલાક પિતાઓ પોતાનાં બચ્ચાં પ્રત્યે જોઇએ તે કરતાં વધારે કરડા થાય છે, જેનાં પરીણામમાં આયંદે તેઓ છોકરાંની પ્રીતિ ખોહી બેસે છે; જ્યારે બીજા અનેક બાપો છોકરાંને એટલાં લાડઘેલાં કરી મુકે છે, કે તેઓ તેમનો હુકમ ઉઠાવતાં નથી. એટલુંજ નહીં, પણ ઘણી વાર બાપની હાંશી કરાવે છે. આ પુસ્તકમાં લેખકે જુદી જુદી પ્રકૃતિના બાપોને છોકરાંને કેમ તરબ્યત આપવી, તેમજ ઘેર સંસાર કેમ ચલાવવો તે અચ્છી રીતે સમજાવ્યું છે. પા. ૨૬, ૨૭, ૨૮ પર ટુંકમાં જે ઉત્તમ સુત્રો આપવામાં આવ્યાં છે તે ઘણાં અસરકારક છે." (જ્ઞાન વર્ધક)

---

"તમો બાપ થયા તો શું થયું! બાપ તરીકેનું જ્ઞાન કયા બાપે પ્રથમ સંપાદન કરેલું છે? બાપ કેમ થવાય તેનું જ્ઞાન કાંઇ સ્કુલ કે કોલેજમાં મળી શકતું નથી-માટે તમારા સંસારનો આધાર તો તમો ઉપરજ આવી પડશે. માટે તમારો અનુભવ, સ્થિતી, ખરચ વગેરેની જોખમદારી તમારેજ શીર છે. આજકાલ સંસારી કુથલાઓ, ફજેતીઓ, ફરીઆદો જે જાહેરમાં આવે છે, તેનું કારણ શું? કારણ એજ કે બીન અનુભવ-કમ અકલ ને બાપ થનારને પોતાની ફરજ શું તેની બીન માહીતી-પોતાની સ્ત્રી ને ફરજંદોની ફરજમાં પછાત-અકલ વગરના કાંમોથી બાપ થનારેજ પોતાનું જીવન આજકાલ કરત્રીમ બનાવ્યું છે, કે તેનો બોજો બાપ થનારને બીજી આડકત્રી રીતેજ સંસારમાં ખમવો પડે છે, ત્યારેજ તે સંસારને વગોવે છે. તેવા પુશકળ દાખલાઓ ૨૦ પાઠોમાં આ પુસ્તકમાં બહુજ સારી રીતે દર્શાવ્યા છે." (જામે જમશેદ.)

---

## "દુઃખીને દિલાસો" માટે અભિપ્રાય.

"મી૦ દેશાઇના આ ભાગોમાં ઠેક ઠેકાણે આબાદ લાગુ પડતા ફારસી તથા ગુજરાતી અને હિંદી કવેતા તથા દોહરાઓ આપતા જવાની જે ખુબી જોવામાં આવે છે, તેથી એમના ગ્રંથની કીર્તિ તથા નામનામાં બેહદ વધારો થતો હું ધારૂં છું." (ફુરસદ.)

મી૦ સો૦ મ૦ દેશાઇએ ઉપલાં પુસ્તકનો પર મો અંક હાલ બહાર પાડયો છે. કોઇ પણ રીતની તાંડતાંઉ દાડં દાડં કર્યા વગર ગુપચુપ કામ બજાવ્યા જતા આ સાદા આદા સોરાબજીનું પુસ્તક હવે કોઇથી પણ અંજાણ્યું હશે નહીં. એ ચોપાનીઆંના દરેક ભાગમાં પાને પાને નીતીનાં વચનો, કબીરજીના શ્લોકો અને દોહરાઓ તેમજ ઇંગ્રેજી ફકરાઓથી એ અંકો દીપાવવામાં આવે છે. અમે એ દેશાઇ બાઇને તેમનાં કામમાં જશ, આબાદી અને ફત્તેહ મળે એવી ખરાં દીલની દુઆ ઇચ્છીએ છીએ." (દીલે-આરામ.)

"દીલાસા સીરીઝ સંબંધે બીજું એવું સાંભળવામાં આવ્યું છે કે હવે થોડાક ભાગો બહાર પાડીને એ હારમાળા બંધ પાડવાનો વીચાર રાખવામાં આવ્યો છે. આ બાબદ ખરેજ દીલગીરી ઉપજાવનારી ગણાય. કારણ એટલુંજ કે તેના લેખક જ્યારે પોતાની ફરજ કાંઈપણ બદલાની આશા વીના બજાવવાને તૈયાર છે ત્યારે તેનો જરૂર લાભ લેવાને ગુર્જર પ્રજાની એક કરોડની સંખ્યામાંથી માત્ર એક હજારની સંખ્યા પણ તૈયાર રહેવામાં પછાત પડે છે. આ લખનારને ખાતરી છે કે દીલાસાની હારમાળાના + + + લેખક ઉપર લખ્યા મુજબ ૯૯૯ જાતના દુઃખો માટે ૯૯૯ દીલાશાપત્ર ગુર્જર પ્રજાને પુરા પાડવાને તૈયાર છે. અત્યાર સુધીમાં ૩૨૭ દીલાશાપત્ર પુરા પાડયા છે. હજારો સખી દોલતમંદ બાનુ અને ગ્રહસ્થોમાંથી માત્ર એક ડજન સખી પરોપકારી ઉલટમંદ, દોલતમંદ બાનુઓ અને ગ્રહસ્થો બહાર પડી એ ઉમદા કાર્યને સહાય આપવાને શું તૈયાર નહીં થશે? મને ખાતરી રહી છે કે પરોપકારી બનુઓ અને ગ્રહસ્થો બહાર પડી આ ઉમદા સાહીત્યને પ્રગટ કરવામાં પોતાનો માન ભર્યો હીસ્સો જરૂર આપશે, અને મી૦ શો૦ મ૦ દેશાઇને ૯૯૯ દીલાશાપત્રો પુરાં પાડવાને જરૂરજ ઉત્તેજન અને ઉત્સાહ આપવાને બહાર પડશે."

(સાંજ વર્તમાન.)

"આ પુસ્તકમાં અંગ્રેજી, ગુજરાતી, મરાઠી, સંસ્કૃત, ઉર્દુ, અને ફારસી આદી અનેક ભાષાના ધર્મ અને જ્ઞાનના ઉત્તમ પુસ્તકોમાંથી સાર ગ્રહણ કરી, તેમજ પોતાના અનુભવથી લેખકે આ પુસ્તકની રચના કરવામાં બહુંજ કમાલ કીધી છે. સ્ત્રીઓ તેમજ થોડું ભણેલાં લો પણ સારી રીતે સમજી શકે એવા હેતુથી સાદી અને સરળ ભાષામાં ઉંચા ભાનની સમજ આપી દુઃખનો ભાર ઓછો કરવા સારૂ અનેક પ્રકારના દાખલાઓ તથા હીંદુ, ઇસ્લામી, જરથોસ્તી અને ખ્રીસ્તી ધર્મના વચનોને યુક્તિપુર સમાવેશ કરી કોઇ પણ પ્રકારે

અંતઃકરણની વીજાતીય વૃતીઓને શાંત પાડી સુખી કે દુઃખી સર્વ માણસને આ પુસ્તક આસીર્વાદ રૂપ થઇ પડે એવી કરવામાં આવેલી કોશીશમાં કર્તા ફતેહમંદ નીવડયા છે."

(અખબારે ઇસ્લામ.)

---

"આપણે વાજબી આશા રાખીશું કે દીલાસાના ભાગ એક માસીક પત્રની માફક શીલ શીલાબંધ ૧૦૦ ભાગ સુધી પ્રગટ થતા રહે, અને તેના ગ્રાહકો જેમ એક માસીકપત્રના ગ્રાહક હોય તેમ બાકીના ભાગો માટે પણ કાયમ રહે, અને તેમાં ૧૦૦ ભાગ પુરા પ્રગટ થાય તે માટે એક અથવા અનેક સખી, સાહિત્ય પ્રેમી, બાનુ યા ગ્રહસ્થ પોતાનો સખી દસ્ત લંબાવે અને હજારો દુઃખી લોકનું દુઃખ નીવારણ કરવાના કાર્યમાં પોતાનો માનભર્યો ઉમદા હીસ્સો અર્પણ કરવાનું પુન્ય હાંસલ કરે. આ તકે જો દીલાસા સીરીઝના પુરા એકસો ભાગ પ્રગટ કરવાને એક ફંડ ઉભું કરવામાં આવે તો જરૂર ઘણા સખી બાનુઓ અને ગ્રહસ્થો પોતાનો ફાલો આ ઉપયોગી કામ માટે આપે. કોઇ બાનુ યા ગ્રહસ્થ આ કામ ઉપાડી લેય એવું પ્રચ્છીશું અને દીલાસાના લેખક ૧૦૦ ભાગ બહાર પાડવાને શકતીમાન થાય એમ જાણવાને ઇંતેજાર રહીશું." (સાંજ વર્તમાન.)

---

"દુઃખીને દિલાસા"નો આ ૫૧મો ભાગ— આગળા સઘળા ભાગો મેં વાંચેલા હોવાથી—એમનો ઉપલો ભાગ પણ મારી હાલની નવી નોકરીની બેહદ જંજાલ્યત છતાં રાત્રે મોડે સુધી પણ મેં વાંચીને ઉલટથી પુરો કીધો છે, કાંકે ખરૂં કહું તો મી૦ દેશાઇના પ્રગટ કરેલાં આ જાતના પુસ્તકોમાંથી ખરેખર નવું નવું ઘણું જાણવાનું તથા શીખવાનું મળે છે, એટલુંજ નહીં પણ દુન્યાને લગતાં આપણાં જ્ઞાનમાં મોતેબર વધારો થાય એવી સિફત તથા તરકીબથી ગ્રંથકર્તાએ એ ઉપલાં પુસ્તકોના સઘળા ભાગો લખ્યા છે."

(ફુરસદ.)

---

## દુઃખીને દિલાસો ભાગો ૫૪-૫૫-૫૬

"નવસારીવાળા + + + કલમકસ મી૦ સોરાબજી મનચેરજી દેશાઇએ પોતાના દુઃખીને દિલાસો દેનારા કિમતી ભાગો માંહેલા ઉપલા ત્રણ વધારાના ભાગો બાહેર પાડયાછે. હું એ મી૦ દેશાઇનાં લખાણોનો એક ચુસ્ત વખાણનાર છું, એમ મેં એ દિલાસાના આગલા ભાગોનો રીવ્યુ લેતાં બબ્બા જણાવેલું હોવાથી આ નવા ત્રણ ભાગોની તારીફમાં વધારે તે શું લખી શકું? એટલુંજ કહેવું બસ થશે કે, જેઓ કુદરતી કોપ યા દુઃખની આફતમાં સપડાયા હોય, તેઓનાં દુઃખી મનને ઉપલા ભાગો વાંચવાથી ઘણી રાહત મળી શકે એમ છે. એ વાતોનો મારા પોતાના અનુભવનો ફકત એકજ દ્રષ્ટાંત અત્રે આપવાની લાલચ હું રોબાવી શકતો નથી. મારો એક ઇષ્ટ મિત્ર જે મહિને રૂ. ૮૦૦ દર માસે કમાતો હતો, તે બાપડો આશરે ૬ માસની વાત પર વિધવા અને ચાર બેટીઓ અને એક ચાર માસના

બાળક બેટાને મુકીને મરણ પામ્યો. મરવાની થોડા માસ આગમચ મજકુર શેરોના સટ્ટામાં હોમાયો હતો, અને શેરોના ભાવ ઘણાજ ગગડી ગયલા હોવાથી, પોતાની રૂ. ૬૦,૦૦૦ની રોકડ પુંજી બેંકમાં તારણ તરીકે મુકીને તે બેંકમાં શેરો માર્જેજ કીધા.

---

મરણ પછીના માસમાં શેરોના ભાવ વધારે ગગડવાથી, બેંકે તારણ તરીકે વધુ નાણું માગ્યાં, જે બિચારી વિધવા બાઇ ભરી નહિ શકવાથી, બેંકે ગીરવી મેલેલા શેરો નુકશાને વેચી નાખ્યા, અને ખોટને પેટે બેંકને તારણ તરીકે આપેલા, નગદ રૂ. ૬૦૦૦૦ માંથી રૂ. ૫૯૮૦૦ કાપી લઇને બાઇની ઉપર ફક્ત રૂ. ૨૦૦ મોકલાવી આપ્યા, અને બાઇની દરરોજની કળાપીટ એટલી તો દયાજનક હતી, કે એક કઠણમાં કઠણ હૈડાંનાં માણસની આંખમાથી પણ આંસુ ખેંચી લાવ્યા વિના રહે નહિ. મેં એ બાઇને મારી પાસેના દિલાસાના બે આગલા અંકો વાંચવા આપ્યા, અને તે વાંચવાનો ઘણોજ આગ્રહ કીધો. એ બને ભાગો મી૦ દેશાઇએ બાહેર પાડેલા બીજા બધા ભાગો કરતાં એક દુઃખીનાં મનને ત્વરાથી રાહત આપનારા હોવાથી, મેં એ બંને ભાગો એક ખજાનાની પેઠે મારી પાસે જાળવી રાખ્યા છે. એ બંને ભાગો મજકુર દુઃખી બાઇએ વાંચવાથી, તેણીનાં દુઃખી મનને એટલી બધી તો રાહત મળી ગઇ કે, તે દિવસથી બાઇએ કલ્પાંત કરવાનું છોડી દઇને તે કિર્તારના હુકમને પુરતાં ધૈર્યથી તાબે થઇ ગઇ છે.

મી૦ દેશાઇએ ૫૪ મા ભાગમાં પોતાના એક પરોપકારી મિત્ર એર્વદ રૂસ્તમજી બેજનજી રાનજીની, ૫૫ મા ભાગમાં લડાઇના મેદાનમાં માર્યા ગયલા નવજુવાન મરહુમ સરજન કેપ્ટન ફીરોજ બાપુજી ચીનાઇની, અને ૫૬ મા ભાગમાં વડોદરાના જડજ મર્હુમ ખા૦ બા૦ ખુરશેદજી રૂસ્તમજી થાણાવાળા સી૦ આઇ૦ ઇ૦ ની તસ્વિરો આપી છે. મી૦ રાનજીને હમેશમનાં દુઃખીઓની મદદે ધાવાને હમેશાં એવા તો પોતાને તત્પર રાખેલા હું પોતે જાણતો હોવાથી, એ પરમજુ એર્વદની તસ્વિર આપવામાં મી૦ દેશાઇએ એક કેવળ લાયક હમકોમીને લાયક માન આપેલું હું જોઉંછું. મર્હુમ કેપ્ટન ફીરોજ ચીનાઇની તસ્વિર જોતાં એમનાં બુર્જોર્ગ માતાને એમનાં અકાળ મરણથી જે કારી ઘા લાગ્યો છે અને જેમની યાદમાં એ દુઃખી માતાએ હજારો રૂપિયાનો ધર્મ કરી દીધો છે, તે કેટલું લાયક કામ થયું છે અને એમના માતાજીને લાગેલો ઘા કેટલો ઉંડો તથા કોઇથીબી નહિ ખમી શકાય એવો છે, તે આપણને ઝટ સમજ પડી જાય છે.

હું અત્રે મારી અનેક વેળાની ભલામણ પાછી ફરી જવાની જરૂર જોતો નથી કે દુઃખીને દિલાસાના બાહેર પડતા ભાગો વાંચીને સંગ્રી રાખવા માટે ખરીદી લેવા જોગ છે.

(ફુરસદ મી૦ ૫૦ ૭૦ થોડી.)

---

## "મ્હારા દીકરાને!" માટે અભિપ્રાય.

"નિશાળોમાં ઇનામો તરીકે અપાતી ચોપડીઓમાં આવાં પુસ્તકોનો અવશ્ય સમાવેશ થવો જોઇએ એવું અમારૂં પહેલાંથી માનવું છે. બલકે શાળામાં નીતિ સંબંધી કેળવણીના કામમાં શિક્ષકો આવાં પુસ્તકોની મદદ લે તો તેઓ પોતાના વિષયને સહેલથી સમજાવવાને શકિતવાન થવા ઉપરાંત બાળકોને ભવિષ્યમાં સારા શેહેરી બનાવવામાં ઘણે દરજ્જે ફતેહમંદ નીવડે એમાં શક નથી. આપણા બાળકોને નેક, ધર્મી, નમુનેદાર અને તન, મન તથા ધનથી સુખી બનાવવામાં આ નસિહત રૂપી પુસ્તકો ઘણો અગત્યનો ફાળો આપશે, અને તેજ કારણથી તેની હજારો નકલો આપણા વિદ્યાર્થી વર્ગમાં ફેલાયલી જોવાને અમો ઇંતેજાર છીએ." (પારસી સંસાર.)

---

"શેઠ બ૦ ન૦ મેંગુશીને હું અર્જ કરૂં છું કે, ગરીબ નિશાળ્યાઓને એ પુસ્તકની નકલ ભેટ કરવાની ગોઠવણ કરવી. અને જુદાં જુદાં પત્રોમાં તેની જાહેર ખબર છપાવવાની ગોઠવણ કરવી. એવાં પુસ્તકોનો સારો ઉઠાવ નહીં થવાનું મુખ્ય કારણ એ છે કે, તેની ખુબી લોકોના જાણવામાં આવતી નથી. પત્રોમાં પુસ્તક પરિક્ષા લેવામાં આવે છે તેમાં લગભગ સઘળા પુસ્તકોની લગભગ એક સરખી વખાણ ગાવામાં આવે છે, એટલે તે વાંચવે અમુક પુસ્તકની ખાસ ખુબી જાણવામાં આવતી નથી. 'મ્હારા દીકરાને' લગતાં પુસ્તક જેવાં અસાધારણ પુસ્તકોની પરિક્ષા સામાન્ય વખાણના સાધારણ શબ્દોમાં લેવી પુરતી નથી, એવાં પુસ્તકની ખાસ ખુબી સ્પષ્ટ રીતે દેખીતી કરવી જોઇયે છે. જો છાપાવાળાઓ તેવા 'રીવ્યુ' માટે જગા ફાજલ નહીં પાડે તો જાહેર ખબર આપીને ખુબી દેખીતી કરવી જોઇયે. તે માટે પૈસા ખરચવા મી૦ દેશાઇ જેવા ટુંક ગુજાસના લેખકોને પાલવે નહીં, એટલા માટે મી૦ મેંગુશી જેવા ભલા મીત્રની ઉદારતાની જરૂર છે. જો પુરતી જાહેર ખબર આપી ખુબી દેખીતી કરવામાં આવે, તો વાંચક વર્ગ વાજબી કિંમતે ખરીદવાને ચુકે નહીં. એટલા માટે કિંમત ઘટાડવા પાછળ ઉદારતાનો ઉપયોગ કરવાની જગાએ જાહેર ખબર આપવા પાછળ ખર્ચ કરવાની હું ભલામણ કરૂં છું.

છેવટે હું દુવા ગુજારૂં છું કે એવાં ઉપયોગી લખાણ કોમ સનમુખ રજુ કરવા મી૦ દેશાઇ જેવા બીજા અનેક લેખકો બહાર પડે."

( હિંદી આફ્રીક—ડા૦ કાજી. )

# સદ્‌ગુણી સાસુ.

અથવા

## મનને ગમતાં માતાજી.

રચનાર.

શે૦ મ૦ દેશાઈ.

વિષ્ણુ પોતાના સંસારના દુઃખો શંકર આગળ રડી રહ્યા પછી,

શંકર પોતાના સંસારનાં દુઃખો રડે છે કેઃ-

अन्तु वाञ्छति वाहनं गणपते राखुं क्षुधार्तःफणी ।

तंच क्राञ्चपतेः शिखि च गिरिजा सिंहोऽपि नागननम् ॥

गौरी जन्हुसुता मसूयति कलानाथं कपालानलो ।

निर्विण्णः सपपौ कुटुम्बकलहा दीशोऽपि हालाहलम् ॥

હે વિષ્ણુ ! મેં પણ કુટુંબ કલેશને લીધેજ હલાહલ ઝેર પીધું છે. મ્હારા કુટુંબમાં એવી રીતે કજીયા જાગ્યા છે કે, મ્હારા પુત્ર ગણપતિનું વાહન જે ઉંદર છે, તેને મ્હારોજ પાલેલો સર્પ ખાઇ જવા તૈયાર થયો છે ! વળી મ્હારા બીજા પુત્ર કાર્તિકસ્વામીનું વાહન જે મોર છે, તે વળી મ્હારા પાલેલા સર્પનોજ ભક્ષ કરવાને તત્પર થયો છે. વળી મ્હારી સ્ત્રી પાર્વતીનો પાલેલો સિંહ, તે મ્હારાજ પુત્ર ગણપતિનું ભક્ષણ કરવાને દોડે છે, કેમકે ગણપતિ દીકરાનું મુખ અને મસ્તક હાથીનું હોવાથી સિંહ તેને પોતાનો શત્રુ સમજે છે। તેમાં વળી પાર્વતી એ તે ગંગાનો દ્વેષ કરવા લાગ્યાં છે। આ રીતે મ્હારાં ઘરમાં પણ ભારે કંકાશ ને કજીયા જાગ્યા છે. સંસારના આવા કારી ઘા ન ખમાયાથી હે વીષ્ણુ ! અંતે ઘરના ઘાથી કંટાળી જઇને હું

હલાહલ ઝેર પીઉં છું !

નવસારી ઈ. સ. ૧૯૨૩. કિંમત રૂ૦ ૨-૦-૦

આ પુસ્તક સુરત "ગુજરાત સ્ટાન્ડર્ડ" પ્રેસ-હાશીઝ મંઝીલમાં મી૦ શેરાબજી મંચેરજી દેસાઇને માટે મી૦ ઉત્તમરામ ઉમેદરામ રેશમવાળાએ છાપ્યું છે, અને કર્તાએ નવસારીમાં પ્રગટ કર્યું છે.

# ગ્રંથાર્પણ પત્ર ૧લો.

## બેહેસ્તનશીન સુનાબાઇ જીવનજી મિસ્રી—તે

## મ્હારાં માતાજીને—

મ્હારાં માયાળુ માયજી! તમારી કૂખે મ્હને જન્મ આપી ઉછારી ઉછેરી મ્હારા પ્રત્યે જે ચાહ્યા માયા તમે રાખી હતી, તે ઉપરથી હું અનુભવ સિદ્ધ કહું છું કે, જગત્‌માં "માયા" શબ્દ તો તમો માયનીજ સાથે સદા જોડાયલો રહેશે; અને તમારી ઉદ્યોગી ઉપયોગી જીંદગી અમ સર્વને સુંદર ઘડા સમાન જ રહેશે.

મ્હને દુનિયાદારી શિખાડનારાં તો તમો જનક–માતાજ હતાં, તમારાં સંસારનાં સલુક સદ્દગુણો, તેમજ તમારી કુદ્રતી સાદી રહેણી કરણી શિખાડનારાં પણ તમે જ હતાં. હું તમારા ઉપકારો કેમ ભૂલીશ!

મ્હારૂં ચારિત્ર ઘડવામાં પણ મોટો હિસ્સો તમારોજ હતો. તમારા બેહેસ્તમાંથી આજે પણ હું તમારાજ આશિષો માગું છું. દિવસમાં દશ વાર હું તમને યાદ કીધા શિવાય રહેતી નથી; કેમકે તમારા નેક વિચારો, રૂડી વાણીઓ, અને ભલાં કામોથી બંધાયલા વાતાવરણનો, તમારાં નામને શોભતો સોનાના મૂલનો અમુલ્ય શીતળ છાયો અમો બચ્ચાંઓને માથે હજીએ કાયમ રહ્યો છે. હું તમારૂં રૂણ કેમ ફેડીશ! તમે દેહથી દુઃખી છતાં તમારા ધણી એજ પરમેશ્વર સમજી તેમના સુખમાંજ તમે તમારૂં સુખ માનતાં હતાં. તમારાં બહોળા કુટુંબમાં કોઈની પણ લાગણી નહીં દુઃખવતાં સંતોષ સાથે સંસારમાં સંપ વધારવો એજ તમારો મુદ્રાલેખ હતો. પહેરેલે ચુડે પતિના પહેલાં બેહેસ્ત મુકામી થવાની તમારી તીવ્ર ઇચ્છા, તથા માંદગીને બિછાને પડી કોઇના પણ ઓશિઆળાંમાં ન રહેતાં, કોઇને પણ સેવા ચાકરીની તકલીફ ન આપવાની તમારી જિજ્ઞાસા, ખુદા પાકે તમારી મનસ્નીને લઇને પાર પાડી છે. આ પુસ્તક અર્પણ કરતાં હું દુવા ગુજારૂં છું કે:—

તમારી **મનશ્ની** પ્રમાણે હજીયે તમારા આત્માની ઉન્નતિ થાવ!
તમારી **ગવશ્ની** પ્રમાણે તમારાં સુંદર ઓરેહની વૃદ્ધિ થાવ!
તમારી **કુનશ્ની** પ્રમાણે તમો ગરોથમાનમાંથીએ આગળ વધો!
તમારો પવિત્ર આત્મા અશર રોશનીમાં પહોંચો!

**જન્મ:** ય૦ સ૦ ૧૨૧૧–ઈ૦ સ૦ ૧૮૪૨.
ઉ૦ વ૦ ૫૯
**મરણ:** રોજ ૨૭ માહ ૧ લો, ય૦ સ૦ ૧૨૭૦
તા૦ ૧૧ અકટોબર ૧૯૦૧
વાર શુક્ર ભાદરવા વદી ૧૪
સંવત ૧૯૫૭

તમારી તાબેદાર બેટી,

**શીરીનબાઇ(?) — શીખાઇજી રૂસ્તમજી મહેતા.**



મરહુમ વીરબાઇજી એદલજી મેહટા.

# ગ્રંથાર્પણ પત્ર રજો.

## ગરોથમાની વીરબાઈજી એદલજી મહેતા—તે

## મ્હારાં સાસુજીને—

સદ્‌ગુણી સાસુનો નમુનો તે મ્હારાં ફુઈજી-સાસુ હતાં. સાહાબનો ખિતાબ
ધારણ કરવા લાયક સલુકનાં સન્નારી તે મ્હારાં
સાસુજી—ફુઈ હતાં. નમુનેદાર ફુઈ લેખે આદર્શરૂપ પણ તેઓજ હતાં.
વહુઓનું વહાલ જીતી જઈ સાસરા સંસારનું સર્વ સુખ એક હાથ
કરવાનો ઇજારો તો મ્હારાં સાસુ (ફુઈજી) એજ રાખ્યો હતો.
ટુંક ઉમ્મરમાં જોકે ધણીનું છત્ર ગુમાવવા પામ્યાં, તોપણ શાણાં બચ્ચાંઓ
ઉત્પન્ન કીધાથી છેવટ સુધી એમની જાહોજલાલીને જરાએ
આંચકો લાગ્યો ન હતો.
અજ્ઞાન વહુઓના શરીર ઉપર રાજ્ય ચલાવવા કરતાં કેળવાયલી વહુઓનાં
અંતઃકરણ ઉપર તો મ્હારાં સાસુજીએજ રાજ્ય ચલાવી જાણ્યું હતું.

સાસુજી!

તમારા જેવાં આનંદી, શોકીન, સુધરેલા આચાર વિચારમાં, મનને ગમતાં
ધર્મ-માતા તો મેં તમનેજ દીઠાં હતાં.
ઉદારતા, ક્ષમા, ધૈર્ય, વહેવાર ચતુરાઈ, નમ્રતા, અને ડહાપણના સાધનો
વડે સંસાર સાગરમાંથી કીર્તિ-યશ-અને જશનાં તમારાં
અમુલ્ય મોતીઓ વિણી વિણીને તમો ભલાં સાસુજી
ભરી લઈ ગયાથી બીજી સાસુઓ માટે
શિલક તે ક્યાંથી હોય!
તમે પોતે પણ કષ્ટ ભોગવવું પસંદ કર્યું નથી, અને બીજાંઓ પણ કષ્ટ
પામે એ તમને ગમ્યું નથી.
સાસુજી! આપ જેવાં સદાચરણી મન પસંદ માતાજીના સન્માનાર્થે
લખાવેલું આ પુસ્તક તમને અર્પણ કરી
હું કૃતાર્થ થઉં છું.

જન્મ: રોજ ૨૬ માહ ૧૧ મો ય. સ. ૧૨૦૯
તા૦ ૨૦ આગષ્ટ ઈ. સ. ૧૮૪૦.
વાર ગુરૂ શ્રાવણ વદી ૮ સંવત ૧૮૯૬.
મરણ: રોજ ૪ માહ ૮મો ય. સ. ૧૨૮૪.
તા૦ ૧૩ એપ્રીલ ૧૯૧૫. વાર મંગલ
ચૈત્ર વદી ૧૪ સંવત ૧૯૭૧. ઉ. વ. ૭૫.

તમારી આજ્ઞાંકિત વહુ,

શીરીનબાઈજી કુરશેતજી મોદી.

# કલહ મબંધી.

—:oooo:—

"A family is a little world within doors; the miniature resemblance of the great world without."

સંસાર સુખનાં પુસ્તકોની હારમાળામાં આ સાતમું અને છેલ્લું પુસ્તક છે. "સંસારનો સુકાની" નામના ૬ ઠાં પુસ્તકના મુખપૃષ્ટ ઉપર સંસારના સંકટો વિષેની જે મુદ્રા મૂકી હતી, તે મુદ્રાલેખની બાકી રહેલી કળી આ પુસ્તકના મુખપત્ર ઉપર મૂકવાનો ભાવાર્થ તપાસવો જોઇએ. કથા પ્રમાણે એક સમયે શંકર અને વિષ્ણુ પોત પોતાના સંસારનાં દુઃખો પરસ્પર રડવા બેઠા છે, તે પ્રસંગે વિષ્ણુએ પોતાના ઘર કંકાશના રોદડા રડતાં પોતાના ઘરના કજ્યા કુસંપથી દુઃખીત થએલા પોતાને જ્યારે જણાવ્યા છે, ત્યારે શંકરે પોતાના કુટુંબ કલેશ વિષે પણ બળાપો કર્યો છે. એ કથાનું તાત્પર્ય એજ છે કે, પૃથ્વીના પ્રારંભથી માંડીને આજ પર્યંત કોઇ પણ સંસાર સુખી નિવડયો નથી. કાદવના ચુલા બધેજ જણાયા છે. સંસાર સઘળે સંહાર કરનારોજ જણાયો છે. કોઈ ઠેકાણે મા–દીકરીના કલેશ; કોઈ ઘરમાં પિતા–પુત્ર વચ્ચે કુસંપ; કોઇને ત્યાં ભાઈ–બ્હેનોમાં કંકાશ; કોઈ ગૃહ સાસુ–વહુના જ કજ્યાનું ધામ, અને કોઈ હવેલીમાં પતિ–પત્નિ વચ્ચે જ વિગ્રહ જોવામાં આવે છે. રંકથી માંડીને રાયને ત્યાં શું, કે શીવ અને વિષ્ણુને ત્યાં શું, બધેજ સંસારનાં દુઃખોનો ચિતાર ચિતરવામાં આવ્યો છે. આ બધા કજ્યા કંકાશ, કુટુંબ કલેશ, કિવાં કુળ કુસંપમાં સર્વથી દુષ્ટર કલહમાં મૂખ્યત્વે સાસુ–વહુનો જ કજીયો અગ્ર સ્થાન લે છે. એટલા માટે જે ઘરમાં સદ્‌ગુણી સાસુ વસે છે તે જ ઘર નમસ્કાર કરીને પુજવા તથા અનુકરણ કરવા લાયક થઇ પડે છે.

આ સંસાર, આ જગત્, અને આ સૃષ્ટિ કેવળ મિથ્યા છે; એટલે કે, આ પૃથ્વિ ઉપરનો બધો કારભાર વહેવાર સ્વપ્નવત જ નહીં પણ એક સ્વપ્નુ જ છે. પરમાત્માએ, કહો કે આત્માએ પોતાની લીલા કરવા સારૂ સંકલ્પથી ખડું કરેલું આ એક મહાન સ્વપ્નું જ છે; તથાપિ એ સ્વપ્નું સમજી જવા સારૂ આત્મજ્ઞાન થવાની અવશ્ય જરૂર છે. પરન્તુ જયાં સૂધી આ સ્વપ્નું સારા સુખરૂપ સંસારથી ઘડાયલું જોવામાં આવતું નથી, જ્યાં સૂધી જીવને દુઃખના પાસોમાંથી છુટવાનું બનતું નથી, જયાં સૂધી જીવને નચિંતાઇ થતી નથી, અને જ્યાં સૂધી જીવાત્મા પોતાનું સાચું સ્વરૂપ નિહાળીને નિર્ભય થતો નથી, ત્યાં

સુધી જગત્ સત્ય અને બ્રહ્મ મિથ્યા જણાય છે. જ્યારે નિશ્ચિંતપણે જીવાત્મા સુદ્રઢતાથી માનતો થાય છે, કે જગત્ મિથ્યા ને બ્રહ્મ સત્ય છે, ત્યારે સંસારનાં સુખ દુઃખનો આત્માને કાંઈએ લેપ લાગતો જ નથી. આ કારણથી મ્હેં પ્રથમ દુઃખી લોકોને શાન્ત પાડવા થકી "દુઃખીને દિલાસો" નામના ૫૬ ભાગો પ્રગટ કીધા પછી, "સંસાર સુખ" નાં સાત પુસ્તકો પ્રગટ કરવા ધાર્યું હતું, અને પરમાત્મા પ્રેરિત પ્રબોધથી જ આ છેલ્લું પુસ્તક પણ પ્રગટ થવા પામ્યું છે. મ્હારી સરકારી નોકરીમાંથી મળેલી કેટલીક ફુરસદનો લાભ લઈને આ કામ સંપૂર્ણ કરવા જતાં, ઘણાં ઘણાં સંસારીક વ્યવહારિક વિટંબણા સામે મ્હને માર્ગ કાઢતાં અનેક મુશકેલીઓ નડી છે, તો પણ પરમેશ્વરનો હું પાડ માનું છું, કે આર્થિક મુશકેલીઓની સામે થવામાં જેમ કેટલાંક દાતાર સજ્જનો તથા સન્નારીઓએ સહાયતા આપી છે, તેમ વળી ગ્રાહકો કરવા વિગેરેની ખટપટો મ્હારા પ્રિય મિત્રો, મ્હારા પ્યારા ભાઈઓ, અને પરવર્તક સ્નેહીઓએ માથે ઉઠાવી લઈ મ્હારા શીર ઉપરનો ઘણો બોજો કમી કર્યો છે.

આ પુસ્તક પ્રગટ કરવામાં આર્થિક મદદ સાહિત્ય વિલાસી બ્હેનશ્રી ભીખાઈજી ફ્રૂશતમજી મહેતાએ આપવાથીજ મ્હને ઉત્તેજન મળ્યું છે, અને એમની મદદ વડેજ આ પુસ્તકની અડધી કિંમત રાખી છે, જે માટે એ ભલાં ભણેલાં, અને સુશીલ સાહિત્ય પુજારી બહેનજીનો હું ખાસ આભાર માનું છું. બીજાં તેવાંજ લાયક બ્હેનશ્રી બાઈઆઈ હીમજીભાઈ પાલમકોટ, જેઓએ સાહિત્યની સેવામાં જ પોતાનું જીવન અપર્ણ કર્યું છે, તેઓએ મ્હારા વિષયોને પ્રગટ કરી અનેક પ્રકારે ઉત્તેજન આપી મ્હને ઉપકૃત કર્યો છે. અનેક જંજાળો અને રોકાણોને સબબે હું મ્હારાં પુસ્તકોનો પ્રસાર કરવાને અશકત નિવડવાથી તે કામ મ્હારા મિત્રો, એરવદ રૂશતમજી બેજનજી રાનજી, શેઠ દીનશાહ મહેરવાન ઇરાની, "જ્ઞાન વર્ધક" ના અધિપતિ શેઠ કેખુશરો. ન. પાલીશવાળા (જેઓ બીન સ્વાર્થે મ્હારાં લખાણોને જાહેરાત આપી પુસ્તકો ખપાવવા અને ઠેક ઠેકાણે સિંહાવલોકન કરવાનાં વૈત્રાં પણ કરે છે,) અને પારસી તવારીખોના ઉસ્તાદ "પારસી પ્રકાશક" શેઠ રૂ. બ. પેમાસ્ટર વર્તમાન પત્રોમાં ગ્રંથાવલોકન કરવાનો પરિશ્રમ ઉઠાવે છે, તેઓનો તથા મ્હારા સહોદર બાંધવો પુસ્તકોની પાછલી ખટપટો માથે ઉઠાવે છે, તે સર્વનો હુ અતિશય ઉપકારી થયો છું.

પરમકૃપાળુ પરમેશ્વરની ઈચ્છાથી, હવે પછીની મ્હારી થોડીક ફુરસદ આત્મજ્ઞાનના વિષયમાં ખર્ચવા ધારૂં છું, અને તે વિષયનાં પ્રથમ પુસ્તક લેખે મ્હેં "બંદો અને બંદગી" અથવા "બંદગીનું બળ અને ફળ" છપાવી તૈયાર કર્યું છે, જે ૨૦૦ પૃષ્ટ ઉપરાંતનું હોવા છતાં, બહોળો ફેલાવો કરવા ખાતર જ અડધી કિંમતે મૂક્યું છે.

મ્હારાં પુસ્તકો મહાન લેખકોના સંખ્યાબંધ ગ્રંથોની મદદ વડે જ હું રચી શકયો છું, જેમાં મ્હારા અલ્પ વિચારો, અદના સિદ્ધાંતો અને દ્રષ્ટાંતોમાં ખામીઓ જણાય તે વજા કરીને, માફ કરીને, હંસ જેમ દૂધથી પાણી છુટું પાડી માત્ર મિઠું દૂધ જ પી લે છે, તેમ જેટલું મધુર લાગે તેટલુંજ વાંચકોએ ગ્રહણ કરી બાકીનું ફેંકી દેવું; કેમકે કેટલુંક ઉપજાવી કાઢેલું, અને કેટલુંક તો વિષય સમજાવવા ખાતર અસલને બદલીને બંધ બેસ્તું (Adaptation) બનાવવામાં આવેલું ઠેક ઠેકાણે દીઠામાં આવશે. જેવા રંગના ચશ્માથી જોવામાં આવશે તેવા રંગનું સર્વ જણાશે. ટુંકમાં, હું એટલું જ કહું છું કે, સંસાર સુખી કરવા સારૂ, સંસારમાં સુધારા કરવા સારૂ, અને આચાર વિચાર સુધારવા સારૂ, બધાં પુસ્તકોનો, ઘર થયું ત્યાં સર્વ સંસારી સ્ત્રી પુરૂષોએ સંગ્રહ કરવાની હું એલ્તેમાસ સાથે આ કલમ બંધ કરૂં છું.

નવસારી
તા. ૨૪ જાનેવારી ૧૯૨૩

કર્ત્તા.



# સદ્ગુણી સાસુ.

## અથવા



ચાબખો

## મનને ગમતાં માતાજી.

૧ લો.





**સાસુ કોઇની માય નહીં, ને વહુ કોઈની થાય નહીં.**

To violate so gentle a request of her predecessor, was an ill forgoing of a mother-in-law's harsh nature."—Middleton.

મ્હારી વ્હાલી ગાયમાય !

તું હવે સાસુજીનો મહાન દરજ્જો મેળવવા પામી છું. વહુને મનથી તું સાસુ થઇ, જમાઈને મનસે તું સાસુજી થઇ, પરંતુ મ્હારે મનથી તો તું દીકરીજ રહી છે. એક સલુકની માતા થવું એ ત્હારી કુદ્રતી માયાને લીધે હતું. પરંતુ એક સદ્ગુણી સાસુ થવાનો તો માણુસાઇ હુન્નર છે, અને તે હુન્નર ત્હારે શિખવોજ પડશે. પેટનાં બચ્ચાંની માતા લેખે પેટના કાદવને ઘાટ આપવાને તો તું કુદ્રતી પ્રેરાતી હતી, પણ હવે તો તું પારકી છોકરી અને પરાયા છોકરાની આજથી માતા થાય છે. જાણે કે તું ધર્મની માતા બને છે. જમાઈના કરતાં વહુની તો તું ખરેખરીજ માતા બને છે. ત્હારી વહુ હવે પોતાની માતાની ગોદ તજીને ત્હારે આશરે આવી છે. ત્હારી વેહવાણે આજથી પોતાનો કાણુ છોડી દઈને તેણીને ત્હારા કબજામાં આપી છે. વહુની માતાએ ત્હારે સ્વાધીન પોતાની લાડકી બેટીને સોંપતી વેળાએ આંખપાણી પણ કર્યું છે. નાદાન ઉમ્મરમાં પોતાની કુદ્રતી માતા સાથે ત્હારી વહુએ જુવાની પસાર કીધી, પરંતુ સમજની ઉમ્મરમાં તેણી હવે તને બસ પડેલી છે, ને તનેજ વશ થતી આવી છે. દીકરી, એકવાર તું પણ વહુ હતી, અને તેં પણ ત્હારાં સાસુજીનાં સુખ દુઃખ દીઠાં છે. જયારે સાસુજી તને ડારવતાં ત્યારે તું તેમના ઉપરથી ઓવરાઈ પોવરાઈ જતી હતી; અને સાસુ તરફથી જરા જેટલું પણ

દુ:ખ તને ખમવું પડતું ત્યારે તું મનમાં બળબળતી ને મહિયરે આવીને ફફડતી હતી; તથા બ્હેનપણીઓ આગળ સાસુના ચચડાટ વીશે ચચડતી હતી. હવે તે ઉપરથીજ અનુભવ લઇને તું ત્હારી વહુ જોડે વર્તજે. "વહુ" એ નામ તો માણસે આપ્યું, પરંતુ ખરેખર તો દીકરાની બાયડી એ તો ધર્મ—પુત્રી છે; અને તેણીની સાસુ એ તો ધર્મ—માતા છે. એક માવતર પોતાનાં બચ્ચાં ઉપર હેત પ્રીત રાખે તેમાં કાંઈ ભલીવાર નથી; તેમાં કાંઈ તે લોક લોકની શાબાશી મેળવતી નથી; પણ જે સાસુ પોતાની ધર્મ—પુત્રી કહેતાં વહુ ઉપર વિશેષ વહાલ રાખે છે, તેણીનો જશ લોકમાં વધારે ગવાય છે. વહુ એ તો બાપડું અજાણું પક્ષી છે; તેને પ્રેમથી ઉધ્ધરનાર ઉછેરનાર અને સંસારની શાળામાં શિક્ષણ આપનાર તો **ધર્મ—માતા** એટલે **સાસુજ** છે. જેવી વહુ પહેલી સાસરે સિધારે છે તેવીજ તે ખુદાને પણ ભુલી જઈને સપ્પર પહેલી પોતાની **સાસુનેજ** યાદ કરે છે. તેણી પોતાના વ્હાલાં મા—બાપનો પણ તે વેળાએ વિચાર ન કરતાં, મનમાં બસ **સાસુનોજ** જપ જપે છે કે; "સાસુ કેવી નિવડશે! સાસુ અદેખી ને કપટી હશે, કે માયના જેવી માયાળુ હશે!" તેમજ સાસરા ઘરનો ઉંબર વહુ જેવી ઓળંગે તેવીજ સાસુ વિમાસે છે કે; "સબખ્તે પગલેની વહુ નિવડશે કે! મ્હારી અદેખાઈ કરશે કે! મ્હારો દરજ્જો સાચવશે કે! મ્હને નમીને ચાલશે કે!" સાસુ પોતાનો કડબ પહેલે સપાટેજ બતાવવા મંડી જાય છે, તો વહુ પણ પહેલાંથીજ પોતાનો ઠસ્સો ને ટેક રાખવા વીરમાં પડે છે. વહુ વિચારતી નથી, કે જે દહાડે તે દહાડે તો ઘરની રાણી તેણીજ થનાર છે; અને સાસુ અક્કલ પહોંચાડતી નથી કે, સૌ દહાડા સાસુના તો એક દહાડો વહુનો વારો આવશેજ. જેથી એક બીજાને દુ:ખ દેવાનુંજ પહેલું પગથિયું રચે છે. બેઉ જણીઓ ભુંડાઈ કરવાનુંજ શોધતી ફરે છે.

દીગર ગુફ્ત કાનરા તુ દાના મ ખાન; કે તનરા પરસ્તદ બ ખુને રવાંન.
હમે ખાસ્તેહ જુઇયદો નાગે બદ; ન તર્સદ રવાંનશ ઝે ફર્જામે બદ.

વળી ડાહ્યા પુરૂષોએ આમ પણ કહ્યું છે કે; જે સાસુ પોતાની વહુને દુ:ખ દઇને પોતાનુંજ સુખ વધારવા ઇચ્છતી હોય, જેણી ભલે નામ કે ભુંડે નામ બસ પોતાનાંજ ઘરેણાં ગાંઠાં વધારીને "જાલમ જોર"માં ખપાવવાનાં છિંદાં બ્હાનાં શોધ્યા કરતી હોય, અને છેવટના દહાડામાં પોતાનાં ભૂંડાં કર્મોનું ધાસ્તીભર્યું પરિણામ આવવાની તથા કે તમા રાખતીજ ન હોય, તેણી જતે દહાડે તેવું જ પામશે. જે સાસુ પોતાની વહુઓને પગ તળે દાબેલી રાખવા સારૂ જુલમ જાસ્તી ગુજારે છે, તેણી તો ભીંતોને તોડી પાડીને છાપરૂં રાખવાનીજ ઇચ્છા કરે છે. અબાદતશાહે મરતી વેળાએ પોતાની ઓરતને એવું વસિયત

કર્યું હતું કે:— "અય ખાતુન! વહુઓને છુંદવાના જે બે રસ્તા બીજી સાસુઓ લે છે, તે તે રસ્તાનો તું નાશ કરજે, અને કદાપિ જેણીઓ ઉપર ત્હારાથી ત્રાસ વર્તાયો હોય, તે વહુઓના હાય નિસાસાથી તું તુર્ત દૂર રહેજે; કેમકે એક દુ:ખની મારેલી વહુ સવારના પહોરમાં પ્રાર્થના કરીને સાસુ ઉપર જે હાય નાખે છે, તે એક લાખ તીર કરતાં પણ વધારે જખમ સાસુને પહોંચાડે છે. માટે સાસુને આશરે આવેલી વહુઓને પીડવાનું શું પરિણામ આવે છે, તેનો ખ્યાલ કરજે; કેમજે એક કુટુંબને પડી ભાંગવાનું કારણ વહુનું પીડન છે. હું જીવતો હતો ત્યાં સૂધીજ તું ઘરની રાણી હતી, અને ત્હારૂં કૂંકે ફાટયું હતું, પણ મ્હારા ગયા પછી ત્હારો વક્કર કે ત્હારૂં ચલણ ચાલશે નહીં, ત્યારે ત્હારૂં દુ:ખ જોયેલું જોવાશે નહીં. માટે પાછલા દહાડાનો વિચાર કરીનેજ જે કરવું હોય તે કરજે!" ચીનાઓમાં, આગલા તુરકીઓમાં અને ઇરાની અસલીઓમાં ગુન્હેગાર વહુઓને તેમના પગનાં તળિયાં ઉપર ફટકાઓ મારવાનો સાસુને હકક હતો, પરંતુ સાથે સાથે રાંડેલી સાસુઓનો વાંક પડતો તો વહુઓ તેણીઓને બેવડા ફટકા તળિયાંમાંજ મારતી હતીઓ. તુરકીઓ તેને ઝર્બ કહેતા, અને ઇટાલ્યનો "બેસ્ટીનેડો" કહેતા. અભણ સાસુઓ વહુની નિંદા અને કાનાસોરી કરીને દીકરાનું મન ભ્રમિત કરે છે ત્યારે તેણી વિચાર કરતી નથી, કે એક માસ સૂધી કરેલી ચાડી ચુગલી, એક રાતમાંજ ધણીને સમજાવીને દીકરાનું મન તેની માયની વિરૂદ્ધ મોળું કરી નાખવાને વહુ તો શક્તિવાન થાય છે. વહુની તારીફો સાંભળીને અદેખી સાસુ અંત્તરમાં બળ્યા કરતી હોવાથી, ફકત વહુને નીચી પાડવા તથા વહુની સ્તુતિ ને શાબાશી આગળ નહીં વધવા દેવાજ, કાગનો વાઘ કરીને તેણીની પીઠ પાછળ વગોણું કરવા માંડીને પોતાના વસા ગુમાવે છે.

દીકરી! તું વહુની શત્રુ નહીં પણ માય થઇનેજ વર્તજે. અસલી સાસુઓ તો પોતે વહુની માય કહેવડાવવા કરતાં પણ વહુનોજ દરજ્જો વધારીને "વહુ માય" કહીને બોલાવતી હતી, અને તે જમાનાની વહુઓ પણ નીતિ રીતિ અને માન મલાજો રાખીને સાસુને "માયજી" કહીને ઉપમાન આપતી. પરંતુ આ ચળકતા જમાનાની ચેતરન વહુઓએ પણ જેમ પોતાની રીતિ ભાંતિ વિસારી મેલી છે, તેમ સાસુઓ પણ ન્હાની ઉમ્મરમાંજ "સાસુ–પદ" મેળવતી હોવાથી, આગલી મલાજાની રીતિ નીતિ તજી બેઠેલી હોવાથી, બધો સંસારનો તાળો બગાડી નાખ્યો છે, ને જ્યાં ત્યાં કુસંપેજ ઘર ઘાલ્યું છે.

"નીતિ હતી જ્યારે અહીં, ત્યારે ઉદય પણ આ સ્થળે;
નીતિ ગઇ પરદેશમાં, ઉદય ગયો તેહિજ પળે."

એક મુસલમીન વહુ પોતાની સાસુનું હમેશાં સારૂંજ વિમાસતી અને

તેજ બોલ્યા કરતી હતી; જ્યારે તેની સાસુ થતી તેણીનું સર્વદા નરસુજ વિચારતી અને નબળુંજ બોલ્યા કરતી. એક દિવસે સાસુએ તેણીને ધમકાવીને કહ્યું કે; "દુનિયાંના લોકો જેટલું સાસુનું ખરૂં માને છે તેટલું વહુનું માનતાં નથી!" કહેર ચઢવા છતાં વહુએ હસતું મ્હોં રાખીને કહ્યું:—"સાસુજી! સાસુજી! જગતના લોક એવાં છે કે, મ્હારે વીશે તમે જે જે બોલો છો, તે તે પણ નથી માનતાં, તેમ તમારે વીશે હું પણ જે જે બોલું છું તે તે માનવાની સાફ ના પાડે છે!"

"હય મુઝસે બેખબર, જો વ્હો મેરા ઇસરાર કયા જાને?
હો ગુંગા જો જબાંસે, વ્હો ભલા તકરાર કયા જાને?—હય.
મયેં કયા હું? કૌન હું? કિસકો ખબર હરગિઝ નહીં મેરી;
તબીબોંકી તબીયતકો, કોઇ બીમાર કયા જાને?—હય.
મેરી પહેછાન ઉસકો હય, જો દિલમેં આંખે રહેતા હય;
વગરનેં અંધા હો સો, લજ્જતે દીદાર કયા જાને?—હય."

---

## ચાબખો ૨ જો.

**સાસુ કોઇની સાકર નહીં, ને માય કોઇની ડાકણ નહીં.**

---

એક અદેખી સાસુ પોતાની વહુની બચેરી જાણી જોઈને કરવા સારૂ વહુને આડે રસ્તેની શિખામણ આપી કૂવેથી પાણીનું બેડું લાવે ત્યારે કહેતી કે, "પહેલાં હમેશાં હલકું ને પછી બીજું ભારે લઇએ!" વહુ બાપડી કાન્નું પહેલું માથે મૂકતી, ને હાંડો તેની ઉપર ચઢાવીને દૂરને કૂવેથી પાણી લાવતી; જેથી ઘડી ઘડી બેડું ઉથલાઈ પડતું, અને સખીઓ તેની મજાક મશકરી કરતી; અને વળી કુતરૂં કરડે ને ઉપરથી ખાસડાંનો માર, તેમ દીકરા અને ધણી આગળ વહુનું વગોણું કરીને મન ઉતારો કરાવતી. એક દિવસે વહુનો ૯ વરસનો ભાઈ પોતાની બ્હેનને મળવા આવેલો. તેની સાથે તેટલીજ વયનો તેણીનો દીયર વઢવાઢ કરવા લાગ્યો. અકેકને બાઝાબાઝી કરતાં દેખી વહુએ પોતાના ભાઈને કહ્યું:—"મૂકી દે! મૂકી દે!" પરંતુ પેલો ભાઈ તેણીના દીયરને મૂક્કીઓ માર્યાજ કરે. આ દેખાવ જોઇ સાસુ દોડી આવી, ને બે ચાર ધમોલા વહુના ભાઈને મારીને પોતાના દીકરાને છુટો કરી વહુને શેષ ભરવા લાગી. પછી તેણીના સસરા અને ધણી આગળ જઈને વહુની ફરિયાદ કરી રડી, કે આગળ રહીને એણીએ પોતાના ભાઈને "મૂકકી દે! મૂકકી દે!" એમ

શિક્ષક ચઢાવીને મ્હારા દીકરાને મુકકીઓ મરાવી. સસરાજીએ વહુને ખરૂં નક્કી કરવા બોલાવતાં, વહુ બોલી કે; "ખરૂં કહું છું સસરાજી, મેં તો મ્હારા દીયરનીજ કદર ખાઈને મ્હારા ભાઈને કહ્યું કે; "મુકી દે! મુકી દે!" પણ સાસુજીને બીજું બેડું ભારી ચઢાવવાનીજ ટેવ હોવાથી પહેલા "મૂ" ઉપર ભાર દેવાને બદલે "કી" ઉપર ભાર દઈને તપેલું ચઢાવી આપે છે, તેથીજ અવ્વલ જેવું "મૂકી દે" બોલવાને બદલે "મુકકી દે!" એટલે મુકકી માર-એવું જોડી કાઢે છે. ધણીને પોતાની ભોળી બાયડીનું લાગી આવ્યાથી હવે વચમાં તે પૂરાયો, અને માય બાપને કહેવા લાગ્યો; "એ તો પેલા ગાંડા રાજાવાળું થયું. રામના ભક્ત એવા એક રાજાનો કોઠારી, એક કણિયાની સાથે વેરભાવ ને દ્વેષ રાખતો હતો; તે એક દહાડે બે સિપાઇઓને લઇને પેલા વાણિયાની દુકાને જઈ સમશ્યામાં પૂછવા લાગ્યો કે;

"શ્યામ વરણ, મુખ ઉજ્જવલ, કી-તે ?"

વાણિયો કહે:—

"રાવણ શીશ મંદોદરી જી-તે."

કોઠારી પૂછે:—

"હનુમાનકો તાત બુલાકે લઉં ?"

વાણિયો કહે:—

"રામકો તાત કહે સો દઉં !"

આટલું સાંભળી કોઠારી પોતાના સિપાઈઓને જુઠું સાચું સમજાવવા લાગ્યો કે; "જૂઓ તમે કાને કાન સાંભળ્યું. એણે રાવણનું માનવધારીને રામને હિણ્યા, હનુમાનજીને હિણ્યા; રાજાજી આગળ જે બન્યું છે તે કહેજો!" એટલે સિપાઈઓએ ઉશકેરાઇ જઈ વાણિયાના મુસ્કા ટાટ બાંધી, ભર બજાર વચ્ચે ફજેતી કરતા કરતા રાજાજી આગળ વાણિયાને પકડી લઇ ગયા. કોઠારીએ રાજાજી આગળ રજુ રહી, સઘળી વાત બે ચાશકી ચઢાવીને, રામનાં વાણિયે કરેલાં અપમાનની વાત કહી. રાજાજીએ રાતા પીળા થઇને વાણિયાને કેદમાં પૂરવાનો હુકમ કીધો; એટલે વાણિયે રડી પડીને કહ્યું:—"ગરીબ પરવર! આ કોઠારી મ્હારો શત્રુ છે, અદેખો છે; એણે આ ખોટી વાત સમજાવી છે. સાંભળો બંદેનવાજ! એણે મ્હને ભેદમાં અડદનો ભાવ પૂછયો કે; "શ્યામ વરણ, મુખ ઉજ્જવલ, કીત્તે?" એટલે કે; કાળા રંગના ને સફેદ મોઢાં વાળા દાણા રૂપિયે કેમ શેરના આપ્યા? એમ કહીને મ્હને અડદનો ભાવ પૂછયો. ત્યારે મેં પણ ભરમમાંજ જવાબ કહ્યો કે; "રાવણ શીશ મંદોદરી જી-તે." એટલે કે; રાવણ રાજા, જેનાં ૧૦ મસ્તક હતાં તેટલા શેર, અને રાવણની રાણી મંદોદરીનું ૧ માથું હતું તે ૧ ઉપર; અર્થાત, રૂપિયાના ૧૧

શેર આપવા મેં જણાવ્યું. ત્યારે એણે, રખેને સિપાઇઓ એનું ખોટારૂં સમજી જાય, તેથી પાછું ભરમમાંજ પૂછયું કે; "હનુમાનકો તાત બુલાકે લઉં !" એટલે કે હનુમાનનો પિતા જે વાયુ કહેવાય છે તેને બોલાવીને, યાને અડદને પવનથી ઝાટકી ઝુંટકીને લઇશ. ત્યારે મેં એનું પોણુ રાખવા સારૂ ઉખ્યાણુંમાંજ ઝાટકેલા અડદનો ભાવ કહ્યો કે; "રામકો તાત કહો સો દઉં.!" એટલે કે, રામ રાજાજીના પિતાજી જે દશરથ કહેવાય તેમના ભાવે, અર્થાત, રૂપિયે ૧૦ શેરનાજ આલું મહારાજ! કોઠારી જો અડદમાંથી પોતાનું કુસ્તમ કાઢવાનો ઈરાદો નહિ રાખતો હોત તો, સિપાઇઓ આગળ પોતાની ચોરી પકડાઇ આવવાની ધાસ્તી નહીં હોત તો, એણે રીતે ભાંતે અડદના ભાવ પૂછયા હોત! ને વળી અનાજ લેવા જાય તે મજુરોને સાથે રાખે? કે સિપાઈઓને? એની પ્રથમથીજ દાનત મ્હારી આશુ લેવાની હોવાથીજ એણે પહેલાંથી સિપાઇઓ સાથે રાખ્યા હતા!"

આ ખરી હકીકત સાંભળી રાજાજી તો ઉલટા કોઠારી ઉપર ક્રોધાયમાન થયા, ને કણિયાને બદલે કોઠારીને કેદ કરવા ફરમાવી, કણિયાને કહ્યું:— "માંગ, માંગ, તું જે માંગે તે ઈનામ આપું!" કણિયો કહે:-"રાજાજી! બસ મ્હને છોડી દે!" એટલે તુર્તજ કોઠારી રાજાજીને ભંભેરવા સારૂ બોલ્યો: "જૂઓ મહારાજ! આ કમબખ્ત બદમાસ વાણિયાએ માંગી માંગીને આપની છોડી-રાજકન્યાનેજ માંગી! આ કેવો દુષ્ટ વાણિયો છે તેની આપ મેળે ખાત્રી કરો!" વાણિયો કહે; "મહારાજ! દુષ્ટ મતિનો માણસ જે શબ્દના બે અર્થ થતા હોય તેમાંનો ભુંડો અર્થજ કરે! 'છોડી દે' નો અર્થ "મ્હને છુટો કર" એટલોજ કહેવાનો મ્હારો હેતુ છતાં, એણે છોડી-એટલે છોકરીનો અર્થ કરી પોતાનીજ બદ નિષ્ટા રાજાજીની છોડી વીશે પ્રગટ કરી; માટે એની જીભ કપાવવી સજાવાર છે ગરીબ નિવાજ!" રાજાજીએ વાણિયાનું કહ્યું સાચું માનીને કોઠારીની જીભ કપાવીને કેદમાં નાખ્યો. માયજી! તમે પણ કોઠારીવાળું શું કરો છો? મ્હારી સ્ત્રીની શા સારૂ અદેખાઇ કરો છો? જો ઘરમાં એવું ને એવું જુઠાણું જોડી કાઢવામાં આવશે તો હું જૂદું ઘર માંડીશ! માથે બેડું ચઢે તેમાં પહેલે કાન્તુ ને પછી હાંડો હોય કે માયજી?" ગાયમાય::-"ઓવાંરૂં રે મ્હારી ઉપરથી, એવી સાસુ થતીને! બાવાજી, એવી વિષનખી સાસુ હું નહીં થઉં જો! માયનો, વહુનો, ભાભીનો, અને શોકનો વાંક એક સ્ત્રી કાઢયા કરે તોપણ માટીડાએ તો જાતે તપાસ કરીને અનુભવ કર્યા વગરજ એવી અસલવારેની અદેખી સાસુનું ખરૂં માનવુંજ નહીં જોઇએ બાવા."

ખરૂં છે દીકરી; જયાં સુધી બોલનારની કોઇ એબ નહીં પકડે ત્યાં સુધી-એવી જુઠું સાચું કરનારી સાસુ સુધરતીજ નથી. તું પણ ત્હારાં આજનાં મીઠાં

બોલવા ઉપર ગરૂરી ના કર, અને નાહાન વહુના વખાણ્યા ઉપર તથા પોતાના ગુમાન ઉપર મગરૂરી નહીં રાખ, કાલ કેવી છે !

મશવ ગુરરે બર હોસ્ને ગુફતારે ખીશ;
બ તેહસીને નાદાંનો પીન્દારે ખીશ.

---

ચાબખો ૩ જો.

## સાસુ મ્હારી ભોળી, દેખાડે નહીં દિવાળી કે હોળી.



ગાયમાયઃ "બાવાજી, દીકરા દીકરીને પરણાવ્યા પછી વહુ દીકરાંનું સુખ જોવું એ તો એક સાસુનો મોટામાં મોટો મનોરથ છે. હાથ પકડીને જેની દીકરી લીધી, તે દીકરીની સાસુ પોતાના દીકરાનું સુખ દેખવા, દીકરાને ઘેર દીકરા આવે તે સારૂ વહુનું નરસ નહીં વિચારવા સારૂ, સુખનો સંસાર કયારે મળે, અને તે માટે કિયો રસ્તો લેવો, ને શું સાધનો યોજવાં તે તો એક સદગુણી સાસુનો ઉમળકો હોવોજ જોઇએ બાવાજી !"

ખરૂં કહ્યું દીકરી, પણ કેટલીક કછાડી સાસુઓ ઘરમાં પોતાનોજ સોટો ચલાવવા સારૂ, અને પોતાનોજ અમલ ને દોર ચલાવવા ખાતર, વહુને નરસે દીકરાનું પણ નરસ વાંચે છે. એવી નસંબંધી સાસુ પોતાના મનસે અનેક તુરંગો ને સંકલ્પો બાંધતીએ જાય છે ને છોડતીએ જાય છે. એવી સાસુઓ જુવાન હોય છે ત્યારે વહુ દીકરાનું સુખ પ્રાપ્ત કરવાનાં સાધન લેખે કરડો ડોળો કરીને, વહુને પગતળે દાબેલી રાખવાનું પસંદ કરીને, વહુનું વગોણું કરીને, નવી વહુમાં કાંઇજ આવડત નથી એવું બતાવીને, વહુ કામ કરવાને નાલાયક છે એવું તેના વરના મન ઉપર ઠસાવવા સારૂ, વહુનું કામ પોતેજ કરવા મંડી જઇને, જે જે યુકિતઓ કરે છે તે તેમાં પાછળથી પસ્તાય જ છે, ઠગાય જ છે; અને વકકર વગરની નાવકરી થઈ પડેજ છે. માટે તને તેવો પશ્ચાતાપ ન કરવો પડે, ન ઠગાવું પડે, અને વકકર ન ગુમાવવો પડે, તથા સંસાર માંડયાનું સુખ પ્રાપ્ત કરવું જડે એવું વર્તન વહુ જોડે રાખવું, કે જેવું એક માતા પોતાની પેટની જણેલી સૌથી ન્હાની દીકરી જોડે વર્તન રાખી હેત પ્રીત રાખે છે. તું પણ એકવાર વહુ હતી, આજે સાસુ થઇ છે, પણ પાછાં તને એક દહાડે વહુજ થવાનું છે; કદાચ ઘડપણમાં !

એકવાર એક ઘરડી થયેલી ઝોહાક સાસુ મરતે દહાડે મહમદ પેગમ્બર

આગળ આવી કહેવા લાગી:–" હે અલ્લાતાલાના દૂત ! મ્હારે સારૂ વચ્ચે પડીને અલ્લાતાલા પાસે, મેં મ્હારી સાત સાત વહુઓ ઉપર ચલાવેલા જોહાકી દોરના પાપોની માફી માટે, પ્રાર્થના કરીને એવું હવે કરાવી આપો, કે તે સાહેબ મ્હને જીન્નત કહેતાં બેહેસ્તમાં દાખલ કરે ! " પેગમ્બર કહે:–"શું તું જાણુતી નથી, કે વહુ દીકરાં ઉપર જુલમ જાસ્તી ગુજારનારી ઘરડી સાસુડીઓને માટે બેહેસ્ત છેજ નહીં, ને દોજખજ મુકર્ર થએલું છે ? " પેલી કફોડી કૃપિણુ સાસુ આ સાંભળીને જારી ને રૂદન કરવા લાગી. બાલેબાલ પિંખીને રડવા લાગી. એટલે પેગમ્બરે કહ્યું:–" પણ એવીઓને દોજખમાં નાખવા અગાઉ પાછી કુંવારિકા બનાવીને નવેસર પાછી વહુ બનાવવામાં આવે છે, જેથી વહુને પડતાં દુઃખોનો તેણીઓ ફરીથી અનુભવ કરીને જ્યારે પાછી સાસુ થાય ત્યારે જો પાછી વહુઓ ઉપર જુલમ નહીં ગુજારતાં તેણીઓને પેટની દીકરીઓ જેવી ચાહે, તો તેણીનો ગુન્હા માફ થાય !" આટલું સાંભળીને " હવે પછીની જીંદગીમાં સદ્‌ગુણી સાસુ થઉં, ને વહુના મનને ગમતી માયજી થઉં !" એવું પોણુ લઇને તેણી ખુશી થતી થતી ચાલી ગઈ. જાણુજે હે દીકરી ! એવી રીતે વારંવાર વહુ થવાની તેમ સાસુ થવાની તકો સ્ત્રીઓને મળે છે ખરી, પરંતુ પાછી જેવી સાસુ બને છે, તેવીજ તેણીની મતિ ફરી જાય છે. યાદ રાખજે બેટી, જે વહુ પોતાની સાસુથી તરછોડાય છે, જેણીનું વગોણું, નરસું, નિંદા ને નાલેશી થાય છે, તે વહુ તો સુખે સુવે છે, પરંતુ ગીબ્રતખોર કાનાસોરી કરનારી સાસુને તો રાતે વિમાસણુમાં ને વિમાસણુમાં બીલકુલ ઉંઘ આવતી નથી. દીકરી, તેજ સાસુને સુખી ને સદ્‌ગુણી કહી છે, જેણી

संविभक्ता च दाताच भोगवान् सुखवान्नरः । भवत्य हिंसकश्चैव परमारोग्य मश्नुते ॥

ખાનપાનના સરખા ભાગલા પાડીને વહુની સાથે સલાહ સંપથી ખાએ પીએ, અને જેણી ઉદાર દિલવાળી, ભોગવાન, સુખ આપનારાં અને જાસ્તી નહીં ગુજારનારી હોય છે તેણી તંદોરસ્તી અને આબાદી ભોગવે છે. દીકરા વગરની અભાગણિને સાસુપદ કયાંથી મળે ? જેણીને એક વહુની સાસુ થવાનું મળ્યું તેણીએ પોતાનાં ધનભાગ્ય સમજવાં જોઈએ, તથાપિ ઘણી અભણુ બાઇઓ સાસુ તરીકે અભાગણિ નિવડે છે. સદ્‌ગુણી સાસુએ તો વહુઓ કે જમાઇઓ સાથે સલાહ સંપ રાખીને દીકરી દીકરા પ્રમાણે તેમના પ્રત્યે પ્રેમ રાખવો. અજબ જેવું તો એ જોવામાં આવે છે, કે સાસુઓ જમાઇને બહુ ચાહે છે, કે જે જમાઈ તેની સાસુને તેણીની દીકરીથી વેગળી કરે છે; અને તેજ સાસુઓ વહુઓની વેરસી ને કીનાખોર દુશમન થાય છે, કે જે વહુઓ સાથે તો તેજ સાસુઓને આખો ભવ લેવાનો હોય છે. જે સાસરાંમાં પ્રીત કે હેત નથી, અને જ્યાં કુસંપ પેઠા છે તે સાસરૂં–ઘર ઉજડ જેવું લાગે છે. સાસુ ઘુમટો તાણીને

એક ખૂણે બેઠી બેઠી બબડે છે, તો બીજી કોરે ચાતરડી કાંટતાં કાંટતાં તારે તાર સાસુને શેષ ભરતી વહુ બેઠેલી દીઠામાં આવે છે. Such home which is not the seat of love cannot be a place of repose. આવું ઘર જેમાં પરસ્પર પ્યાર જેવી ચીજ જ નથી હોતી, તેવું ઘર શાન્તિનું સ્થળ હોઇ શકતુંજ નથી. દીકરી! આપણા લોકો લગ્નની પાછલી રાતે દીકરીને સાસરે વળાવતી વખ્તે તો રાગડા કાઢી કાઢીને ગાય છે કે:—

બાવાજીએ કનીયા દાઆન દીઇધાં રે! બપઇમાયને પરણાવી પણ લીઇધાં રે!
બાવાજીએ પૂઉન ભલે કીઇધાં રે! બપઇમાયને સાઆરે સાસરે દીઇધાં રે!
બાવાજીએ આઆપી ધનની પેએટી રે! બપઇમાય લેઇને ઓવરે બેએઠી રે!
બાવાજીએ આઆપી ભેંશ અને ગાય રે! બપઇમાય બેઠી બેઠી દહીદૂધ ખાય રે!
સાસુજી ચમટો ના તોઓડશો રે! ચમટો ચમચમશે ને એ રોઓશે રે!
બપઇમાય તો પીઇયેરની વાત જોઓશે રે! સાસુજી હઇડાં કઅરજો ભોઓળાં રે!
મ્હારી બપઇમાયને ના પીરસતાં થોઓડાં રે! સાસુજી હઇડાં કઅરજો ધાઆડાં રે!
મ્હારી બપઇમાયને ના પીરસતાં ટાહઢાં રે! બપઇમાય તો બાઆવાજીની બેટી રે!
બપઇમાય તો સસરાજીની વહુ જેએઠી* રે! સાસુજી એમ ના જાણતાં વહુ મોઓટી રે!
હમે એને દહીએ ને દૂઉધે પોખી૧ રે! હમે એને માઆખણ ઉદ્દે+ પોઓષી રે!
બાવાજીએ પેહેરાવી ચીઇર ને લાહાએ રે! બપઇમાય પેહેરી ઓઢીને સાસરે જાએ રે!
બપઇમાય તો બાઆવાજીને વાહાલી રે! બપઇમાય પરણી સારે સાઆસરે ચાલી રે!
બપઇમાય તાહારે કોઓઠે કણ રે! વર ને સઅસરાનાં હરખે મન રે!
દાઆળ વાટાં ને કણ જાહુરી રે! વઅળાવો બપઇમાય વણજારી રે!"

આ રીતે દીકરીને સાસરે વળાવતી વખ્તેજ સાસુના ચમટાની, ને સાસુના કહેરની ફીકર રાખવામાં આવી, સારા શુકન કરીને દીકરીનું દાન કરવામાં આવે છે, પણ એક રાત રહીને સવાર થતાંમાંજ સાસુ વહુને વસવસો પેસવા માંડે છે; તેનું કારણ એજ છે કે, બધા શુકન ભૂલી જઇને અપશુકનનુંજ વમાસણ સાસુ વહુ બન્ને કરીને, "તું ન્હાની ને હું મોટી"ની મોટાઈમાં મરે છે, અને વહુનું ચલણ ચાલશે કે સાસુનું? તેના વિચાર વિચારે ફીનો ઉત્પન્ન કરે છે, જેથી મનને ગમતાં માતાજી કરવા આવેલી વહુ પહેલાં મુહુર્તમાંજ સાસુનો થોબડો ચઢેલો જોઇને હેબતાય છે.

---

*જેઠી = એટલે જ્યેષ્ઠ અથવા મોટી વહુ ૧–પોખી—પોષી. +–ઉદ્દે—ગીહી વાંની, જેને પારસીઓ આઉદ કહે છે, તે દુધ-ખાંડ-તથા ચોખાના લોટનું બનવે છે. વળી મલીદને માટે પણ વપરાય છે.

ચાબખો ૪ થો.

## વહુ તો વાઘને પણ વહાલી હોય!

"Teach me to feel another's woe
To hide the fault I see
That mercy I to others
That mercy show to me."

### દીકરી ગાયમાય!

કવિ પોપની જે માંગણી છે તે માંગણી સાસુ તરીકે હવે ત્હારે માંગવાની અવશ્ય જરૂરની છે. વહુઓને વિષનખી સાસુ જે દુઃખો દે છે તેમનાં સંકટો જાણવાનું શિખવું, વહુનો વાંક ઢાંકતાં શિખવું, અને એકવાર જેમ વહુ હોએ તું સાસુ તરફથી દયા ઇચ્છતી હતી, તે દયા હવે તું પણ રાખતાં શિખ; વહુની ગુપ્ત એબોને તું તેના વર આગળ પ્રગટ કર્યા કરતી ના; કેમકે તું વહુને નાલેશીમાં લાવવા જતાં પોતેજ વગર વિશ્વાસની ઠરીશ લાંબી જીભ રાખનારી સાસુ લોક બત્રિસીથી બદનામ થાય છે. જીરાફની જીભ ડોઢ ફુટ લાંબી હોવાથીજ તે પ્રાણી શિકારીઓનો ભોગ વહેલું થઇ પડે છે. સાથે વસનારી વહુઓ તરફ સાસુએ માયા મોહબ્બતથી વર્તન રાખવું. મનને ગમતાં માયજી થવા સારૂ, પરોણા જેવી, મા-બાપથી વિખુટી પડીને આવેલી વહુ, સાસુનાજ આશરાને આધારે આવેલીને સાસુએ સતાવ સતાવ કર્યા ન કરવી; પરંતુ પોતાની જેવી દીકરી તેવી પોતાની વહુને લેખી, દીકરીઓ અને વહુઓ વચ્ચે ભેદ કે ફરક રાખવો નહીં. સાસરે આવેલી વહુ શુનકાર સાસરૂં દેખીને ભડકી જાય, અને સાસુના ધાકથી અબોલી થઈ પડી મનમાં ઓછું લાવ્યા કરે, એમ ના કરીએ. તું તેની સાથે વઢયા કરીશ, ધમકાવ્યા કરીશ, અને ઓશિયાળી બનેલી વહુ સાસરામાં પોતાની ફરિયાદ કરી પેટ ખાલી કરવાની જ્યારે એકે જગા જોશે નહિં, ત્યારે તેણી પિયરમાં નાસી જવાનોજ ઈરાદો રાખશે.

"દિલકો જો દર્દ હય, ઉસ દર્દકા ચારા હી નહીં;
વ્હાં લહરી આંખ જહાં, અપના ઈજારા હી નહીં."

ગાયમાયઃ—"બાવાજી, તમે સાસુ તરીકેની શિખામણો આપો છો ખરા, પણ ઘણે ભાગે વહુઓ પણ એવી ફીતુરી હોય છે, કે આગળ રહીને સાસુનાં લટિયાં પિંખાવે છે. સાસુ ને સાસરા વાસરાની ફીકર હોય છે ત્યારે

વહુને પટિયાં પાડવાની ફીકર હોય છે. સાસુની વહુ પણ એક દહાડે સાસુ થવાની છે, એની વહુને કયાં સમજણ હોય છે? ઘણીક વહુઓ તો ચિંડાં સિપલા સાપ જેવી હોય છે. સિપલા સાપ રેતીમાં સંતાઈ રહે છે, અને રસ્તે જતા ઘોડેસ્વારના ઘોડાના પગના તળિયાંમાંજ ડંખો મારે છે, જેથી ઘોડો ને ઘોડેસ્વાર બન્ને પડી જાય છે, અને એકાએક એ શું બન્યું તે ઘોડેસ્વાર સમજી પણ શકતો નથી. તેમજ સસરા કે વર નહીં જાણે તેમ વહુ પોતાની સાસુને અસેમસે, નહીં પકડાઇ આવે તેમ, કોઇની આગળ નહીં બોલી શકાય તેવો ડંખ મારે છે, પાકવે છે, ગેરવે છે, તેનું કેમ?"

સાંભળ બા! એક બોલકણી વહુ ભોળાં દિલથી કહેતી હતી કે, મ્હને અને મ્હારાં સાસુજીને નિત ઉઠીને બોલાચાલી થાય છે તેથી મ્હને ઘણી અજાયબી લાગે છે, કારણ જે, અમે બેઉ સાસુ વહુ એક બીજાંને મળતાં આવ્યે છિયે. સાસુબી ઘરમાં પોતાનો અમ્મલ ચલાવવા માંગે છે, અને હું પણ મ્હારો અધિકાર ચલાવવા માગું છું!"

દીકરી ત્હારા સવાલનો એજ મોઘમ જવાબ છે. માણસાઈ ખવાસ નારી જાતિમાં એવો હોય છે કે, બે સ્ત્રીઓ સાથે રહી શકતી નથી. સાથે રહેવાથી કજીયો થાયજ. ત્યારે એક સાસુ ને ઘણી વહુઓ તથા તેમની નણંદો તો સાથે એખલાસથી કેમજ રહી શકે! પશુ જાતિમાં તો બે નર પણ સાથે રહી શકતા નથી. બે વાંદરા, બે મીંદડા બિલાડા, કિંવા બે અદેખા કુતરા સાથે રહે છે તો લડયા વઢયા વગર રહેતાજ નથી. સૌનેજ ઉપરીપણું ગમે છે; તેથી સ્ત્રીને તો મારેલી વારેલીજ ભલી, એમ ઘણાકોએ અસલ વારેથી સિધ્ધાંત કરેલું છે.

**ગાયમાય:**—"હજારો ને લાખો વરસથી દુન્યા સંસાર ચાલે છે તોએ સાસુ વહુઓને શાસ્ત્ર શિખવીને અભણપણું ને અજ્ઞાનપણું ટાળવાને લાકડીના મારને બદલે શું કેળવણીનો સાર અસર ન કરશે બાવાજી?

દીકરી! જાતિ ખવાસજ નારીનો વઢકણો, અદેખો ને કીનાખોર હોવાથી સંસારનો મોટે ભાગે બિગાડો સાસુ વહુથીજ થાય છે; માટે માટિડાએ તો તેમને ચૂરેલાંજ રાખવાં પડે. મઝીદને એક શખ્સે કહ્યું કે, "જ્યારે તમને કૂતરૂં કરડવાને તમારી ઉપર ધસી આવે ત્યારે તમે કુરાનમાંનું ફલાણું મંત્ર ભણશો તો કૂતરાંની મગદુર નહીં, કે તે તમને ઇજા કરી શકશે." ત્યારે મઝીદે કહ્યું; "બેહતર તો એજ છે કે, હું મ્હારા હાથમાં લાકડી રાખું, કેમકે લાકડી એજ કૂતરાંને માટે તો કુરાનનું મંત્ર છે; કાંકે તમે જાણતા નથી કે, બધાંજ કૂતરાં કાંઈ કુરાન વાંચી જાણતાં નથી! વહુની સાથે સાસુએ શી રીતે વર્તવું તેને માટે હિંદુ શાસ્ત્રમાં તો આમ કહ્યું છે કે:—

या पुत्रीमिव मन्यते सुतवधूं प्रम्णा प्रमोदान्विता। नो निष्कारणमेव कुप्यति न वा दूष्टे न चाक्रोशति ॥
दत्ते चोत्तमशिक्षणं हितधिया प्रासंगिकं शान्तितः। सा श्वश्रूपदमर्हति स्वपरयोः सौख्यं विधातुं क्षमा ॥

જે સાસુજી પોતાના દીકરાની ઓરત જોડે કાંઇએ જૂદાઇ નહીં રાખે, ને જેવો પ્યાર પોતાની નાધલી બેટી ઉપર રાખે છે, તેવાજ પ્યારથી વહુને પણ ગણે, અને હરદમ તેણીની સાથે ઉમળકા ને પ્રસન્નતાથી ચાલ ચલાવે, વિના કારણે વહુ ઉપર ક્રોધ કોપ કે દ્વેષ કર્યા નહીં કરે, તેમજ વારે ઘડીએ વહુને ટોણાં મહેણાં માર્યા નહીં કરે, અને કોઇ કદાચ વહુની ભૂલ ચૂક થતી હોય ત્યારે ધીરજ આપી શાંતિથી તેણીનું ભલું ચ્હાવાની નેમ રાખીને તેણીને સારી શિખામણ પણ એવી આપે, કે જે મધુર વાકયથી ને મધુરાં વચનથી ભરેલી હોઇ વહુને અસર કરે એવીજ આપે. આવા ઉત્તમ ગુણોવાળી, આવી સુલક્ષણી જે સાસુજી હોય તેનેજ મનને ગમતાં માયજી કહેવાવાનું ઉંચું પદ ને મોટો દરજ્જો મળે છે; જેથી સાસુ પોતાનું અને વહુનું હિત સાચવી શકે છે. તેવી સાસુજી વહુમાય તરફનાં માનપાન મેળવવાને ભાગ્યશાળી થાય છે. નહિં તો પછી સાસુ દમે સ વેળા, તો વહુ દમે ક વેળા. એક ઝોહાક સાસુ પોતાની વહુને વારંવાર સતાવતી હતી, પરંતુ વહુ નમાની હોવાથી સાસુની થૂંક પણ હાથ ઉપર ઝીલી લેતી. એકવાર તે સાસુનો ચોટલો કાંસકી વડે વહુ હોળતી હતી, એવામાં કલાંટ સાસુએ વગર વાંકે વહુને ચમટો તોડયો. વહુ જરા ચમકી ઉઠી, જેથી આંચકા સમેટ કાંસકીનો દાંતો સાસુના માથાંમાં ભૂલથી ભોંકાઇ ગયો. આથી ગુસ્સાબાજ સાસુએ ઉભી થઇને જોરથી એક લપડાક વહુને ચોઢી કાઢી. વહુ અબોલી રહીને તે વખતે તો ખામોશી પકડી ગઇ, અને બાલ હોળવા માંડયા. ચોટલો બરાબર ગુંથી રહ્યા પછી, દિલમાં ડાઘ રાખીને ચોટલાને ચાબુકની માફક હાથમાં સાહીને જોરથી સાસુના કાન ઉપર ફટકો માર્યો. બીજો ફટકો મ્હોં ઉપર માર્યો, ને ચિચવાટો કરીને બોલીઃ—"સો દહાડા સાસુના તો એક દહાઢો વહુનોબી હોય. એક વખતની નફટાઇ ને સો વખતની નચિંતાઇ!" દીકરી, તું હવે એમ ધારતી હશે કે, આવી વિષનખી સાસુ તો શું ને શુંજ કરશે! ઘરમાંથી વહુને કાઢીજ મેલશે, અથવા ધણી દીકરા આગળ રોણુ પાડયાં હશે. નહીં. ચરોતરનાં લોકનો ચાલ છે, કે છૂ મંત્ર ને મેલી વિદ્યા ત્યાંની ડોસીઓથી પોતાની પેટની દીકરીઓને શિખવી શકાતી નથી; બસ એકલી વડી વહુનેજ પોતાનો એલ્મ સાસુથી શિખવી શકાય છે. વળી વહુએ સાસુને મારી એવું જો તે ન્યાતિમાં જણાય તો લોકો ઉલટાં સાસુનુંજ નરસ બોલે છે. જેથી મૂંગો તમાચો દિલમાંજ પચાવે છે. એટલે પેલી ચાટ થયેલી સાસુએ વહુને પોતાનાં

સુંદર કપડાં ભેટ આપ્યાં, સોનાની એક સાંકળી ભેટ આપી, અને એટલુંજ માંગી લીધું કે; "મ્હારો શિખવેલો કામણ ટુમણનો એલ્મ મ્હારી ઉપરજ ના અજમાવતી દીકરી; અને આ વાત ત્હારા ધણી સસરા કે કોઇનીબી આગળ કહેતી ના. આજથી તું હવે મ્હારી દીકરી ને હું સાસુ મટીને હવે ત્હારી માય થઇ છું !"

"નાસેહા પહેલે તોં કુછ તજરબા જાતી કર લો !
નાસેહ બનના તો આસાન હય સમજાને કો."

હે નસિયતની દેનારી સાસુ ! પહેલાં તો તું પોતાનેજ વહુની હાલતમાં મૂકી જો ! બાકી વહુને શિખામણ દેવી ને સારૂં નરસું સમજાવવા નિકળવું એ તો સહેલી સુતરી વાત છે. જે સાસુ ઉમ્મરે પહોંચેલી અને સમજણની વહુઓને બીજા સસરા કરી આપે, પર પુરૂષોને ઘેરમાં ઘાલે, તેમની જોડે સ્ત્રીની રીત પ્રમાણે હાવભાવ કરે, અને તે સર્વ ખેમાણો ને કૌતકો વહુઓ નજરે જૂએ, અને સાસુઓને વ્યભિચારી જાણી લે, ત્યારે વહુઓ બળી બળીને ખાક થઈ ભઠ્ઠીમાં ભુંજાઈ જઇ પોતાના વરોને નિંદે છે.

"નીચી દ્રષ્ટિ તે નવ કરે, જે સાસુ કહેવાય;
સો લાંઘણ સિંહણ કરે, પણ તરણું નવ ખાય."

છાલકી હલકી સાસુઓ વહુ રાંક સ્વભાવની હોય તેને પણ પોતાના જેવી હલકી પંકિત ઉપર ઉતારી મેલે છે. ભલી વહુને આગળ રહીને ભૂંડો રસ્તો બતાવે છે. એક વાર એક કાઝીની આગળ બે પડોશણો લડતી વઢતી આવી. કાઝીએ વઢવાઢનું કારણ પૂછતાં ડોસી બોલી: "ઓ કાઝી ! ગઇ કાલે મ્હારે ત્યાં ખાંદાંની પરોણાં આવ્યાં હતાં, જેથી મેં મરઘીઓ કપાવી હતી, ને ઉત્તમ જાતની પરોણાગત કરી હતી. પછી રાતે મેં મ્હારી વહુને શિખવ્યું કે, મરઘીનાં બધાં હાડકાં પાછલે બારણે ના નાંખતી, પણ સૌ લોક સહવારે જતાં આવતાં જૂએ તેમ, આપણાં આંગણાંમાં નાંખજે, કે લોકો સમજે, કે આપણે પણ મરઘી ગોસ્ત ખાનારાં છિયે, કાંઈ પડોશણનાં જેવાં કંગાળ ને ભૂખે મરતાં નથી ! આ વાત કામડાંની ભિંતમાંથી પાડોશણે સાંભળી, અને એ લુચ્ચીએ પોતાની વહુને રાતો રાત શિખવ્યું કે, "સહવારે વ્હેલી ઉઠીને કચરો વાળે ત્યારે પડોસણનાં આંગણાંનો કચરો આપણાં આંગણાં આગળ વાળી લાવજે, જેથી લોકો મરઘીનાં હાડકાં જૂએ, ને સમજી લે, કે આપણે પણ કાંઇ નાગાં ભૂખાં નથી !" પડોસણની વહુએ તેમ કીધાથી સવારે લોકો મરઘીનાં હાડકાં એને આંગણે પડેલાં જોતાં જાય ને એની વખાણ કરતાં જાય; તે ઉપરથી મ્હને ને એને વઢવાઢ થઈ !" કાઝી બોલ્યા:—એમાં બેઉ વહુઓનો વાંક નથી, પણ તેણીઓને હલકાઈ શિખાડનારી તમો બન્ને સાસુઓનાં નઠારાં શિક્ષણનોજ વાંક છે.

ચુનાન દાન કે બી શર્મો બીસીયાર ગૂએ;
ન બીનદ બ નઝદે કસી આબ રૂએ.

તમે બેઉ જણીઓ જાણજો, કે હલકી ને છાલકી બેશરમ બાઇઓ, તમારા બકબકારાથી તમે પોતાની મોટાઈ મારનારીઓ, સારાં માણસોમાં આવી ચાલથી આબુદારમાં કદી પણ ખપી શકશોજ નહીં.

---

ચાબખો ૫ મો.

## વહુને વાગ્યું વાંસામાં, ને સાસુ સેકે સોડમાં!

---

**ગાયમાયઃ**—"બાવાજી, તમે તો હમણાં સાસુ ઉપરજ ખિજેલા છો, તેથી બધી એબની વાતો સાસુઓનેજ લાગુ પાડો છો, પણ વહુઓના વાંક પણ કાંઈ કહેશો? વહુઓની નીચાઈના દાખલા પણ કાંઈ કહેશો?"

હું સમજું છું દીકરી; મ્હને અનુભવ છે કે, સુરતનાં એક ખાંદાન કુટુંબમાં સાત સાત વહુઓ સાસુજીની ધાકમાં હોવાનું તેણીના સાતે સાથે રહેનારા દીકરાઓ જાણતા હતા દીકરા બધા મા-વખા હોવાને લીધેજ, પોત પોતાના ધણીઓને દેખાડવા સારૂ સાસુજી ઉપર વહુઓ ઉકમાન કરતીઓ હતી. પરંતુ જ્યારે વહુઓ અપસ અપસમાં સાસુની ખ્યાનત કાઢતી ત્યારે છાની રીતે તો સાસુને "**વાંદરી**"ની સંજ્ઞાથી ઓળખાવતી હતી. આપણી નવસારી નગરીમાં પણ સાસુજીને "માયજી-માયજી" કહીને વહુઓ બહારના દેખાવથી માન ઉપમાન આપતી, પણ તેણીઓ માંહોમાંહે તો તેને "**ભેંશ**" ના નામથી તુચ્છકારતીઓ હતી. કેટલીક વહુઓ પોતાની સાસુની શવરાણી કરતી વેળાએ કોળાઇ કાકીની ને મકાઇ માસીની આગળ "**પાદી**" "**વિષનબી**" "**નડ્ડી**" વિગેરે વિશેષણો ચોપડતી હતી; પરંતુ હું હાલ સદ્દગુણી સાસુનાં લક્ષણો તને સમજાવવા બેઠો છું બેટી સદ્ગુણ ને સદાચરણથી ચાલનારી સાસુને વહુઓના શ્રાપ નડતાજ નથી. આમ છતાં કેટલીકવાર વહુનુંજ સૌ સારૂં ને સાસુનીજ બદગોઈ અને નિંદા કરવાનું એક વાહિયાત વ્હેણું દીઠામાં આવે છે. સાસુનોજ વાંક કાઢવાનો બધે બધ ચાલ છે. આબુ પર્વત ઉપરનાં દેહરાં આગળ સાસુ અને વહુની મૂર્તિઓ છે; ત્યાં જનારા જાત્રાળુઓ એક ગાઉ આગમચથીજ અકેકો પત્થર ઉંચકીને ચાલે છે, અને આગમચથીજ તે પત્થર સાસુનીજ મૂર્તિને મારવાનો સંકલ્પ કરીને જાય છે, અને દરેક જણ સાસુવાળી મૂર્તિનેજ પત્થરા મારે છે.

અને તેજ પ્રમાણે સાસુને કકેડી, વેરસી, કપટી, ને અદેખી માની લઈનેજ ઘણીખરી વહુઓ સાસરાં ઘરનો ઉંબર ઓળંગે છે. જે વહુઓ નિત્રૂં સંસારનું સુખ ભોગવવા સારૂજ પરણે છે, તેમને ઘણી ઘણીવાર સાસરે દુઃખજ કાં ભોગવવું પડતું હશે બેટી? જે આદમી જે સુખ પ્રાપ્ત કરવાની મજબુત ખાહેશ રાખતું હોય તે સુખજ તેને તો મળવું જોઈએ. મગર પહેલાંથીજ વહુ તેમજ સાસુ મન મેળું કરતીઓ હોવાથી, તેમની વાણી બગડે છે, અને તેમનાં કર્મ પણ કાળાંજ થવા માંડે છે. બીજાંને સતાવીને સંતાપ કરાવનારને પોતાનેજ સંતાપ થાય એ કુદ્રતી નિયમ છે. જેથી સાસુ અને વહુ બન્ને જયારે એકમેકનાં મિત્ર થવાને બદલે શત્રૂ જ થવાનું મન બગાડે છે, ત્યારે બેઉમાંનું એકે સુખી થતું નથી. વહુને જન્મથીજ બહેરી ગણવામાં આવે છે, કેમકે તેણી સાસુનાં બોધવાળાં શાણુ સલુકનાં કહ્યાંને સાંભળતીજ નથી, અને સાસુની અદેખાઇ કરીને દુઃખીજ થાય છે.

હમાન રશ્ક શમશીરે નાદાન બુવદ;
હમીશેહ બરૂ બખ્ત ખનદાન બુવદ.

નાદાન અને ઉછાંછળી વહુ જે અદાવત રાખે છે, તે અદાવતજ તેણીની તરવાર થઇ પડે છે, અને નસીબો સર્વદા તેણીની મજાક મશકરીજ ઉડાવે છે. એક ઘરમાં બે વહુઓ હતી. એક વહુ સાસરામાં સૌ સાથે સલુક રાખનારી હતી ને બીજી વહુ અદેખી ને કજ્યાખોર તેમજ હલકી પિંજારડી હતી. સલુકની વહુ દેરાણી જેઠાણી સાથે સારૂં રાખતી ત્યારે સાસુ તેણીને સિપલી કહેતી; અને સાસુની સાથે સલુકથી વર્તીને હાજી-હાજી કરે ત્યારે દેરાણી જેઠાણીઓનાં પેટમાં કૂતરાં ભરાતાં. એક દહાડે **સિપલી** કહેવાતી વહુ સાસુજીના પગ ચાંપવા બેઠેલી, ને તેની જેઠાણી કુશ્તીનાં સુતરને પોતાની ઉંઘાડી જાંગ ઉપર વળ દેતી હતી. અર્થાત, સાસુ અને જેઠાણીના પગો નાગા ઉઘાડા દેખાતા હતા. એવામાં પગ ચાંપતી વહુને સાસુ, પેલી જેઠાણીના પગો **સિપલી**ને આંગળી વડે બતાવીને, અને પછી પોતાના પગ બતાવી પૂછવા લાગી કે; "વહુમાય! આ બેઉ પગોમાં કોના પગ સારા સુંદર ને ખુબસુરત લાગે છે?" **સિપલી** વિચારમાં પડી, કે બેઉ સાથે ભલાઇ હવે કેમ રાખી શકાશે? પછી ખુદાયે તેનામાં બુધ્ધિ આપી દીધાથી તેણી સાસુના પગને હાથ લગાડી બોલીઃ—"આ પગથી પેલો પગ વધારે સુંદર, વધારે શોભીતો, ને વધારે ખુશનુમા લાગે છે." એટલે કે; સાસુજીના સબખ્તા પગ **વડેજ** જેઠાંણીના પગ શોભામાં આવ્યા છે. અને વળી એવો પણ અર્થ થાય, કે સાસુના પગ કરતાં વહુના પગ વધારે સુંદર છે. આવી રીતે સલુકની વહુ સૌને વ્હાલી થઇ પડે છે. પેલી વહુએ સાસુ અને જેઠાણી બન્નેના પગોને

શોભાવ્યાથી પોતેજ શોભા પામી; તેમજ તું પણ સંસારમાં સૌને શોભા લાગે તેવુંજ કરતી રહેજે દીકરી.

ગાયમાયઃ—"પણ બાવાજી! જાણી બુજીને જે સાસુ કોઈ વહુનું નરસ ચ્હાતી નથી, કે વહુનું કાંઈ બિગાડતી નથી, તે સાસુનેજ કાં સંધાં પિંખ પિંખ કરતાં હશે? જે સંતાપના મૂળ્યાં જાણી જોઇને સાસુએ રોપ્યાં નથી, તેવા સંતાપ મોહોલ્લાના લોક સાસુનેજ કાં કરાવતાં હશે વારૂં? જે સાસુઓ પોતાની વહુનું હરદમ કલ્યાણ ઇચ્છે છે, તેણીને સારૂ સદા સારૂંજ માંગે છે, તેજ સાસુને ખાટલે પાડવા કે તેણીનો કાંટો કાઢવા વહુઓ કામણ ટુમણ ને ક્રિયા કારસ્તાન કાં કરતી હશે વારૂં? સાસુને વહુઓ તરફથી જે જે દુઃખો પડે છે તે તે દુઃખો શું સાસુઓ પોતે થઇનેજ પેદા કરે છે?"

---

ચાબખો ૬ ઠો.

## સાસુ રૂઠે તો સેજ કાઢે, ને વર રૂઠે તો બહાર કાઢે.

વ્હાલી મ્હારી! હું તને એકાદ દ્રષ્ટાંત આપીને ત્હારાં મનની શંકાઓ હું દૂર કરીશ. એક સાસુનું નાક બહુ લાંબું ને મ્હોટું હતું. એક દહાડે વહુ સાથે બોલાચાલી થતાંમાં સાસુ પોતાના સદ્‌ગુણો વીશે કહેવા લાગી કે; "હું ભલી છું, હું દયાળુ છું; અને ત્હારે મ્હારા આ બે સદ્‌ગુણો તો વખાણ્યા વગર ચાલવાનુંજ નથી, કે હું સબુરીવાળી, ખામોશી અખત્યાર કરનારી અને સહનશીલતાવાળી છું." ત્યારે ફફડેલી વહુ બોલી ઉઠી; "ખરૂંજ છે સાસુજી; એવાં સલુક તમારામાં નહીં હોત તો ઘરડાં થયાં ત્યાં સુધી આટલાં વરસો વેર આવું લાંબું નાક લઇને તમે ફર્યાંજ કેમ હોત?" બેટી તને આ દાખલા ઉપરથી ઝટ સમજ પડશે કે, જેઓ પૂરેપૂરો સંપ રાખી સંસારમાં સુખ ભોગવવાની લાયકાતવાળાં દેખાય છે, તેઓ તેવાં સંસારી સુખ ભોગવવાની લાયકી ધરાવનારાં ખરે ખચિત્તજ છે કે શું? તેઓ અંત્તરથી કે બહારથી સદ્‌ગુણી ને સલુકવાળાં છે કે કેમ? એ જાણવાની બહુ જરૂર છે. કેટલીક સાસુઓ બહારનાં માણસો દેખત વહુને "મરૂં-મરૂં" કહીને બહુજ વ્હાલ દેખાડે છે, પણ ભિત્તરમાં કાતર ચલાવે છે. તેમ વળી ઘણીક વહુઓ મળવા ભેટવા આવેલાંઓનાં દેખતાં સાસુને "માયજી-માયજી" કરીને સાસુ ઉપરથી ઓવરાઇ પોવરાઈ જઈ સિપલ્લી થાય છે, પણ પેટમાં છુરી રાખે છે. એ રીતે સૌની નજરે પડે એવા જેમ બહારના આવભાવ હોય છે, તેમ

દરેક માણસમાં બીજાંની દ્રષ્ટિ ન લાગે એવાં અંત્તરના કીના કપટનાં કાળજાં ઠીસોઠીસ ભરેલાં હોય છે. જેને લીધે સાસુ જ્યારે વહુનાં દુઃખ પારકાંની આગળ રડે છે, ત્યારે પરાયાં એમજ માને છે કે; "વહુ તો બિચારી કહેવાય નહીં એટલું કરે છે, અને સાસુ તેનું જુઠું વગોણું કરે છે." તેમજ વહુ જ્યારે પડોશીઓને ત્યાં જઈ સાસુની નિંદા કરે છે, ત્યારે તે લોકો પીઠ પાછળ ફસફસે છે કે; "બિચારી સાસુ તો ઉપમાન ઉપમાન કરીને અરધાં ધડ વહુ ઉપર કરે છે, પણ વહુજ ફિતુર કરે છે, ને સાસુ ઉપર નહીં તેવાં નચ નવાં જોડી કાઢે છે!" માટે અંત્તરનાં ને ભિત્તરનાં આચરણો સાસુ વહુનાં સારાં છે કે નબળાં છે, તે તપાસ્યા વગર કોઇનો એકદમ વાંક કાઢવો બેજા છે દીકરી. પાડ પાડોશીને ઝટ દેખાઇ આવે એવાં સારાં માઠાં બહારનાં આચરણો કરતાં સાસુ વહુ બેઉનાં અંદરનાં, પેટમાંનાં આચરણો વધુ પ્રમાણમાં અને વળી જૂદાંજ હોય છે. માટે બહારના દેખાવથી "ધર્મીને ત્યાં ધાડ ને પાપીને ત્યાં કુશળ" એવી કહેવત ઝટ કહી દેવી સજાવાર નથી બેટી. આવી રીતે દુઃખ પામતી સાસુ રડે છે કેઃ-

"દરદે દીલ લોટતી હું, કીસીકો મેરા દર્દ હય!
હું મય હરકે દર્દ જીસ, પેહલુસે ઉલટો દર્દ હય!"

હું મ્હારાં દીલનાં દુઃખ દર્દથી તરફડિયાં માર્યા કરૂં છું, પરંતુ આખા ઘરમાં મ્હારી કોને કદર છે! મ્હારી ને મ્હારાં દરદ બન્નેની હાલત એક સરખીજ છે, કે જેમ દરદ ને આગળથી વાંચો કે પાછળથી વાંચો તોપણ દરદ ને દરદજ રહી થાકે છે. ટુંકમાં કહું છું, કે સાસુ ને વહુ બન્નેનાં પાપ પણ સરખાં છે, ને તેમનાં દુઃખો પણ સરખાંજ છે. તેઓ ગોઢે રામ પૂકારે છે ને પગે માછલાં મારે છે. જબાન શીરીન રાખે છે પણ પેટમાં કાતર રાખે છે. બેઉ એક બીજાંનું નરસ જ ચિન્તે છે. એકવાર એક સાસુ અને વહુ નર્મદા નદી ઓળંગીને પેલે પારના ગામે સગાંને ત્યાં લગ્ન ખાવા વહાણમાં બેસીને જતાં હતાં. બેઉ જણીઓને ઉંચાં કપડાં ને ઘરેણાં ઘાલીને સામસામી બેઠેલાં જોઇને સગા ભાઇને પણ અદેખાઈ લાગે એવા રૂઆબથી તેણીઓ સર્વ ઉતારૂઓનું ધ્યાન ખેંચી રહીઓ હતી. તેજ વહાણમાં જમાનાનો ખાધેલો એક વૃધ્ધ જાણકાર સાધુ પણ બેઠેલો હતો. સાસુ તે વેળાએ વહુનો ઠસ્સો દેખી નહીં શકવાથી મનમાં એવું તો ભૂંડું વિચારતી બેઠી કે; "ભગવાન કરેને વહાણમાંથી વહુ ઉથલાઈ પડે તો કેવું સારૂં!" હવે તેજ વખતે વહુ પણ સાસુ વિષે મનમાં એવું નરસ વિચારતી હતી કે; "તુફાન નિકળી આવે ને સાસુને નર્મદામાં ઉડાડી નાંખે તો હે ભગવાન! હું તને તાજાં પકવાન ધરીશ!" જેવું ખેરાબ વિમાસણનું બળ વધ્યું તેવુંજ તે દુષ્ટ વિચારનું વાતાવરણ પણ દુષ્ટ થયું; અને નદીમાં જોરથી તુફાન ચઢી આવ્યું. એટલે સાસુ બ્હેલી બ્હેલી

પ્રભુની પ્રાર્થના મોટે સાદે કરવા લાગીઃ-" હે ભગવાન ! તમે તો મ્હને મોત આપજે, પણ મ્હારી વ્હાલી વહુનો જીવ બચાવવા સારૂ તોફાન નરમ પાડ !" એટલે પછી વહુ પણ પ્રભુને વિનવવા લાગીઃ—" હે પરમેશ્વર ! અમ સાસુ વહુ કેવાં એકમેક ઉપર પ્રાણ અર્પણ કરનારાં સંપીલાં છિયે; માટે અમારાં બેઉનાં પુન્યનો બદલો આપવા સારૂ તોફાનને સમાવી દે ! " એટલે પેલો સાધુ બોલી ઉઠયોઃ—" રંડાઓ ! મૂગી મરી રહો ! પરમેશ્વરના કાન ઉપર જો તમારો બેઉનો સાદ સંભળાશે, અને તે જાણશે, કે તમ પાપીણિયો પણ આ વહાણમાં બેઠેલીઓ છો, તો આમ નક્કીજ માનજો કે, વહાણ ડૂબેલુંજ છે. અબ ઘડી તો તમ બન્ને દુષ્ટાઓ એકમેકનું મનમાં ભૂંડુંજ વિચારતીઓ હતી, ને પ્રભુને તો તોફાન લાવવા મનમાં પ્રાર્થનાઓ કરતી હતી. હવે તમારી અરજી પ્રભુએ મંજુર રાખી તોફાન આપ્યું, ત્યારે મોટેથી ઉલટી-પ્રાર્થના કેમ કરો છો ? તમ રંડાઓનો અવાજ પ્રભુના કાને ન જાય તેટલા સારૂ તમે મૂગી મરતીઓ કેમ નથી ! નહીં તો તમારાં પાપે બીજાંઓ પણ ડુબી મરશે ! "

" ચાખ મધુર મધ મોહુબ્બત મ્હારી રે !
જાણ સુપ્રીત સાચી અતિ સુખકારી રે !-ચાખ.
પ્રીત ગ્રહે નિત સંપત આણે, લાવે સદા સુખ જાણજે;
કરે કહું સુખી બહુ સાસ વહુ રે ! નિશ્ચય જાણ ખરી વાણી શુભ મ્હારી રે !"

શીરશાહ જ્યારે પોતાની સુફેદ દાઢી આરસીમાં જોતો ત્યારે રાણી તરફ જોઈને બોલતો કે; " મ્હારી જાહોજલાલી, સમૃદ્ધિ, અને બાદશાહીનો છેડો છેક પાસે આવતો જાય છે; જેથી કરીને હું જેમ જેમ બુઢ્ઢો થતો જાઉં છું, તેમ તેમ મ્હારી પ્રજાનાં કલ્યાણ સારૂ, ઇનસાફને સારૂ, સંસારને સુખી કરવા સારૂ, હું ઉતાવળે ઉતાવળે ઘણાં જોમથી વધારે ભલાં કામો કર્યો જઉં છું. હે મોહબ્બત આશાર ! તમારા ચોટલા પણ હવે બરફ થતા જાય છે, માટે તમારે પણ મ્હારા જેવાજ શુભ વિચારો તમારી પ્રજા (વહુ દીકરાં) વીશે તમે વધારતાંજ જાવ, અને તે ભલા વિચારો ઉતાવળે વધારી દો ! " જે સ્રી વહુ મટીને સાસુ થઈ ઉલમાંથી ચુલમાં પડે છે, અને વળી પાછી ચુલમાંથી નિકળીને ભારે દુઃખની ઉલમાં પડે છે, તે દુઃખ કાંઇ જેવું તેવું નથી; એવો જેને અનુભવ થાય છે, રાત દહાડો વહુપણાના વિચારોનું જીગરમાં મનન કર્યા કરે છે, તેવી સાસુ કે વહુને પુન્ય માર્ગેથી પાપના માર્ગે ચાલવા કહી આખી દુનિયાંનું રાજ આપો તોયે તેણીઓ પાછાં પાપનો માર્ગ લે નહીં; એવાં સાસુ ભુંડીનાં દુઃખો અથવા કીનાબાજ વહુનાં સંકટો ખમેલાં ખમાય નહીં, જોયેલાં જોવાય નહીં, અને સાંભળેલાં સંભળાય નહીં એવાં ભારે હોય છે.

કાગળ ૭ મો.

## સાસુ હશે સ-વેળા, તો વહુ હશે ક-વેળા.

"Pride, malice, folly, against Dryden rose,
In various shapes of persons, critics, beaux,
But sense survived when merry jests were past,
For rising merit will buoy up at last."—Pope.

મ્હારી ગાયમાય !

આગલા વખતમાં સાસુનું રાજ્ય હતું, હાલ જમાને વહુનું રાજ્ય ચાલે છે. મહારાણી વિકટોર્યાનું સાસુ તરીકેનું રાજ્ય બંધ પડયું, અને એલેકઝાંડ્રા જે વહુ હતી, તે સાસુ થઈ અને તેમનું રાજ્ય ચાલ્યું. વળી એલેકઝાંડ્રાનું સાસુ લેખે રાજ્ય બંધ પડી તેમની વહુ મેરીનું સાસુ-રાજ્ય ચાલ્યું; અને જે દહાડે તે દહાડે વળી મેરી સાસુપણાનો દરજ્જો ખતમ કરશે ત્યારે હવે પછીનાં પ્રિન્સેસ ઑવ વેલ્સ વહુ મટીને સાસુનો અધિકાર પ્રાપ્ત કરશે; પરંતુ અંત્તે તો જેમ જમાનો બદલાશે તેમ સાસુ વહુ એકજ પંકિત ઉપર આવી જશે. રાહઘાટ તો હમણાથીજ એવો છે. હવે તો આપણા પારસીઓમાં પણ ફેશન થઇ લાગી છે, કે પરણ્યા પછી દીકરો માયવખો રહેતો નથી. જે દીકરો કુંવારી જીંદગીમાં માય ઉપર પ્રાણ આપનારો હોય છે, તે લગ્ન પછી વહુની એક બે રાતની મોહબ્બત પછી, તેણીના હુલકાવ્યાથી, જુદોજ પડવા મંડી જાય છે. વહુ તો આજની ફેશન ફિસિયારી, ઍટીકેટ, અને અપ-ટુ-ડેટના હવારફુટામાંજ ઉધરેલી હોવાથી તેણીને અસલી સાસરૂં દુબળિયા સંસાર જેવુંજ લાગે છે, અને છછણી પડીને વરના મોઢા ઉપર કહી બેસે છે કે; "મૂઆં તમારાં મા બાપ તો દુબળાં જેવાં છે; કાંઇ એટીકેટ પણ સમજતાં નથી, અને આજની સ્ટાઈલમાં પણ રહેતાં નથી." પછી જે ભડવા જેવા વરો હોય છે તે પોતાની રાંડેલી માતાને કે મહિરાંના આધારે જીવતી બ્હેનોને તરછોડીને બાપની દોલત લઇને છુટા પડી, લાચાર મા બ્હેનોને રવડાવી મૂકી, આખરે ચીબાવલી જોડીના ઉડાઉ ખર્ચો પૂરા કરવા જતાં રેસીસમાં કે સટ્ટા બટ્ટામાં બાપની દોલત ગૂમાવી દઇ ખુવાર થાય છે. એટલા માટે હું દરેક વહુને કહું છું કે, તેણે ઘરડી સાસુ કે વૃધ્ધ સસરા તરફ મલાજો અને શુભ લાગણી જરૂર રાખવી, નહીં તો અંતે ને આખરે જરૂર તેનીજ પાયમાલી થશે. હે વહુજી!

सम्राज्ञी न नान्दरी !

સાસુ, સસરા, નણંદ અને દિયર (દેર) વિગેરેને માટે સારાં સલુક અને ઘટતાં આચરણથી તેઓને વશ કરનારી તું થા! આ બધાં નવાં મા-બાપ અને

નવાં ભાઈ બ્હેનોને વશ કરવાનું વશીકરણ એક ઘર-રાખુ અને ગૃહિણી જો સમજે તો તેણી સાસરા સંસારનાં હરેક કામમાં ફ્-તેહ મેળવશે. કારણ કે, પોતાને જણનારાં મા-બાપનાં ઘરનો ત્યાગ કરીને પોતાનાં નવાં ઉત્પન્ન કરેલાં સગાંઓનેજ બસ પડીને વહુએ તેમને રાજી રાખવાં જોઇએ. સાસુએ પણ પોતાની બે દીકરીમાં ત્રીજી દીકરી ઉમેરાઈ, એમજ સમજીને વહુની સાથે વર્તન રાખવું, પણ તેણી ઉપર અન્યાય, નિંદા, કે વગોણું કરી જુલમ પાડવો નહિ. એક સાસુ પહેલેથીજ વહુને શત્રુ લેખી તેણીનાં હરેક આચરણ તરફ સુગ્યા કરતી. સાસુ પોતાની પાડોશણ મોતીબાઇ સાથે ગુસગુસ વાતે વળગેલી હોવાથી, વહુ સામે બેસીને ચાતરડી કાંટતી હતી; એવામાં તે વહુને બળખો આવવાથી "ખાક-થૂઉ!" કરીને થૂંકી; એટલે સાસુએ ગોધ્યારૂં કરી બેલી તરકટ જોડયું કે; "વહુ બાજંદી છે એમ હું એક બોલ પણ મોતીબાઈ આગળ બોલી હઉં તો મ્હારા દીકરાના સમ! ગમે તો પૂછો મોતીબાઇને! એણે કપટ રાખ્યું ને સાસુ ઉપર થૂંકી! અરે માય! ધરતી પર પણ ના થૂંકયે, તો માણસ ઉપર તો કેમજ થુંકાય? અને વળી તે પણ સાસુ ઉપર!!" વહુ ડાહી હતી તે બોલી:—"માયજી! માયજી! જે વાતના બે અર્થ થતા હોય, એક સારો ને બીજો માઠો, તો બુજરોગ માણસે તો સારોજ અર્થ કરવો. હું તમારી ઉપર નથી થુંકી. થુંક આવીને થુંકી હશે, એવો સારો અર્થ કાં નથી કરતાં માયજી?" સાસુ:—"અરે માયની કહેતી તું વગ ઉતીરે! મ્હને માય કહેનારી બત્રીસ દાંતની દીકરીઓ નથી શું, કે હું વળી ત્હારી માય થઉં!" આવો તબકડો કરીને સપાટ સપાટે વહુને ખૂબ માર માર્યો. વહુએ કરગરીને ઈનશાફ માગ્યો ત્યારે સાસુ બોલી:—"મ્હારા ઈનશાફથી નહીં ધરાઈ હોય તો જા ત્હારા સસરા આગળ!" વહુ કહે:—"પણ તેવણ તો તમારાજ ધણી થાય તે મ્હારો ઈનશાફ કેમ કરે!" સાસુ:—"ત્યારે જા ત્હારી નણંદો આગળ." વહુ કહે:—"તેણીઓ તો તમારી પેટની દીકરીઓ!" સાસુ:—"ત્યારે જા ત્હારા ધણી થતા પાસે." વહુ કહે:—"પણ તે તો તમારાજ દીકરા!" ત્યારે ગુસ્સો કરીને સાસુએ તડાકો કીધો:—"ત્યારે તો જા જેહાંનમમાં!" વહુ બોલી:—"પણ જેહાંનમ તો તમારાંજ બધાં સગાં વ્હાલાં ને માય બાપથી ભરાઇ ગએલું છે, ત્યારે હું કયાં જાઉં!"

ગાયમાય:—"ઓવારૂં રે! એવી જાલમ સાસુને મ્હારાં નામ ઉપરથી! એવી સાસુ તો જાય ઉભી હોળી ને એવી વહુજી તો ખાય ઘી ને પોળી. ચાર દહાડા સુખના તો ચાર દહાડા દુઃખના સૌ કોઇના હોય. ચાંદરણા પછી અંધારૂં, દિવસ પછવાડે રાત, અને ઓટ પછી ભરતી હમેશાં આવ જા કરે છે. જે દહાડે તે દહાડે એ માર ખાનારી વહુજ ઘરની રાણી થવાની છે, એટલી

જમાનાજ એ તુમ્હારા સાસુને નહીં હશે બાવાજી? એવી સાસુઓના જમાના તો હવે ગયા બાવાજી, વહુને પણ જેટલું પોતાની માયનું લાગે તેટલું કાંઈ આજે સાસુનું લાગવાનું છે?"

હા દીકરી. સાસુની તો દબાયેલી વહુ, તેથી દબાણની મારેલી સાસુને ગમતું બોલશે ખરી, પરંતુ તે હૈડાંનું નહિ પણ હોઠનુંજ; અને ખરી લાગણીથી તેણી જે કાંઇ બોલશે તે મહિરાંનુંજ. ધનબાઈ નામની વહુ પોતાના બચ્ચાંની પહેલી વર્ષગાંઠને દિવસે મોબેદો પાસે ફરેસ્તા કરાવી રહીને આફ્રંગાંનિયાંમાં સુખડ લોબાન મૂકી દુવા ગુજારતાં છેવટે એવી પ્રાર્થના કરવા લાગી કે, "ખુદાતાલા ને ફરેસ્તાઓ! મ્હારાં મહિરાંને જી—નરાઇનાં સુખી સુખ્યારાં, તંદોરસ્તી સાથે લાંબાં આયુષનાં ને આબાદ રાખજો! તે સાથે મ્હારા ધણી દીકરાને લાંબી સુખી જીંદગી બખશજો!" જેવી આ દુવા સાસુએ સાંભળી તેવીજ બોલી ઉઠી:—"એટલીજ દુવા માંગીને વીરમાં પડીને ચાલી કયાં જાય છે! માંગ પાછી એજ બધી દુવા સાસરિયાંને! પાછી બીજી વાર બંદગી કર, ને પછી સાસુ—સસરા—નણંદો—દિયરો—અને જેઠોને એ ને એજ દુવાઓ મોટે સાદે માંગ!" વહુએ જોયું કે, સપરમો દહાડો અમસ્થો કજીઓ થશે કરીને ક—મને ખુદાની બીજીવાર બંદગી કીધી, અને બીજીવાર તેજ દુવાઓ, ફરજની મારેલી, ધીમે ધીમે ને મોટે સાદે, આગળના કરતાં મોટે અવાજે ને ધીમાશથી ફરેસ્તાઓ સનમુખ ગુજારવા લાગી. છેવટે સાસુ કહે:—"વહુજી! ત્હારી પહેલેની બંદગી અને દુવા બરહક ને બેહતર કે છેલ્લી દુવા?" વહુ:—"સાસુજી! પહેલી બંદગી ને દુવા મેં પરવરદેગારના ડરથી ને મા—બાપ તરફની પ્રિતભરી ફરજથી ગુજારી; અને છેલ્લી બંદગી ને દુવા તો તમારા ડરને લીધે કીધી. બરહક ને બેહતર દુવા કહી તે તમેજ જાણો તો!" દીકરી! ચારણી તો ઉપર થુલું ને થોથાં રાખે, ને સુપડું તો છાલાં ઉડાડીને તર માલ રાખે દીકરી!

પસે ચે શુખન ગુફ્તન અંગાહ કુન; કે દાની કે દરકાર ગીરદ શખુન. (સાદી,)
સે દીગર શખુન ગૂયે હીંગામે જૂયે, બે માનદ હમે સાલ્હ બા આબરૂયે. (ફીરદુશી)

વહુ દીકરાંસે બોલ બોલવાનો ઇરાદો ત્યારેજ રાખજે, કે જ્યારે તું જાણતી હોય કે ત્હારાં બોલવાથી કાંઇ પણ ફાયદો જરૂરજ થશે. વખત જોઇને વાત કરનારૂં માણસજ આબરૂમાં પોષાય છે; ક—વખ્તે લવલવારો કીધાથી વહુ દીકરામાં ત્હારૂં માન કે શોભા રહેશે નહીં. સાસુ તરીકેના સલુક રાખ્યા વગર વહુઓ ઉપર હાકમી ચલાવી ન શકાય. લુઇ ફીલીપ કહેતો કે; "આખા યુરોપખંડમાં રાજાનો દરજ્જો ભોગવવાને હું અને આખા સંસાર ઉપર સત્તા ચલાવવાને મ્હારી સ્ત્રી એકલાંજ આખે આખાં લાયક છિયે. કેમવ્હે, જે માણસ પોતાને માથે પડેલાં કામો તુર્ત પોતેજ બજાવે છે, તેજ માણસ મોટી પદવી

ભોગવવાને લાયક છે." બેટી! માણસ જેવું હોય તેવુંજ તેનું વર્તન તો હોય, પરંતુ આબરૂ તો તે જેવું નહીં હોય તેવી પણ મળે છે. મોહલ્લામાં એક માણસને વીશે જેવું સારૂં નરસું બોલાય તે ઉપર તેની આબરૂનો આધાર હોય છે. વહુને સારૂં સારૂં માગવાથી તું ત્હારા દીકરાનુંજ સારૂં માંગતી લેખાશે. જીગરનાં ઉંડાણની લાગણીથી જે શુભ અને શુધ્ધ વિચારો તું કરશે, તેથીજ તંદરોસ્તી, સદ્ગુણ, બુદ્ધિ, શાંતિ, સંપત્તિ, અને આબાદી ભર્યાં સુખો ખુદાય તને આપશે. જીગરની ઉંડી લાગણીથી તું જો અઘટિત ને અશુભ કે અશુધ્ધ વિચારો વહુ વીશે કર્યા કરશે તો કજીયો, કંકાશ, ભય, રોગ, ઉદાસી, અશાંતિ, અને નિષ્ફળતાજ ખુદા તરફથી ત્હારા ઉપર ઉતરી આવશે.

## ચાબખો ૮ મો.

### સાસુ ને વહુ સહકારી, ને વચમાં બોલે તે નકારી.

એક નગરશેઠની સ્ત્રી સાથે તેના મુનીમની સ્ત્રીને સહિયારૂં હોવાથી, તેઓ પાસે પડોશમાં રહી, દરરોજ એક વગર બીજીને ન ચાલે એવો ઘાડો સંબંધ ધરાવતીઓ હતી. શેઠાણીના દીકરાનું નામ પ્રતાપરાય હતું, અને મુનીમની બાયડીને પેટે કૃપાબેન નામની ડાહી, સુંદર, અને શાણી પુત્રી હતી. બેઉ સખીઓ વચ્ચે એક દિવસે બોલાચાલી થતાં શેઠાણી કહે:—"**વઢકણી સાસુ ને કહકણો ધણી ના પાળવે બેન!**" ત્યારે મુનીમ પત્નિ બોલી:—ના બેન, તમે મ્હારી ઉપર મુગીને બોલો છો, પરંતુ હું મ્હારી વહુને દીકરી સમાન લેખું છું, ને મ્હારો દીકરો પોતાની સ્ત્રીને રાધા સમાન લેખે છે; **લડાયક વહુને કહકણો સસરો ના પાળવે શેઠાણી!**" શેઠાણી કહે:—"આ મ્હેણું તો તમે મ્હનેજ માર્યું! એ કાંઈ સારૂં ન કર્યું બેન!" આમ નજીવી વાત કરતાંમાં બંનેનાં મ્હોં ઉંચાં થયાં. કહ્યું છે કે; સ્ત્રી તો કજીયો પણ વેચાતો લે ત્યારે ધરાય. નીચ મનુષ્યની સાથે અત્યંત પરિચય, અને વળી પરિચયમાં એક બીજાંની લાગણી વીશે શંકા લાવી સુગ્યા કરવું, પર ઘેર વારંવાર જવું, પોતાની ન્યાતિ સાથે તથા ટોળા સાથે અણુ મેલાપી રહી પ્રતિકૂળતા રાખવી, અને દરિદ્રતા પકડવી, એટલાં વાનાં મનુષ્યનું માન ભંગ કરનારાંજ હોય છે. સ્ત્રીઓ જરા જરામાં મરાઈ ઉઠી એક બીજા ઉપર ગુસ્સે થવામાંજ બહાદુર હોય છે.

ખુનુક આન કે દર ખેશ્મ હુશિયાર તર;
હમાન બર ઝમીન ઉ બેયાઝાર તર.

તેજ મનુષ્ય ભાગ્યવંત કહેવાય, જે ક્રોધના પ્રસંગ ઉપર બહુજ ખબરદાર રહી સાવચેતી રાખે. એવું ભાગ્યશાળી માણસ ક્રોધ દાબી દેવાનો ગુણ

મેળવવાને લીધે કોઇને પણ સંતાપ કરાવતું નથી. હવે આ બેઉ સહીઓએ એક બીજાને મળવા ભેટવાનું છોડી દીધું; પરંતુ શેઠાણીના મનમાં તો મુનીમની છોડી કૃપાબેનને વહુ કરવાની તીવ્ર ઇચ્છા હતી, ને સહીની મૈત્રિ પાછી સાધવાની જિજ્ઞાસા હોવાથી ચાંદરાતના ચંદ્રને ઉદ્દેશીને ઓટલે બેઠેલી શેઠાણી પોતાની વ્હાલી સખી સાંભળે તેમ બોલી:—

કયોંહિ કીઇ ક્ષીણુ સબ કલા ? સુન શઠકે કટુ બૈન !
રસદર્શીકી નજરમેં, અમૃતપેં તૂં ચૈન.

એટલે કે; "હે ચંદ્રમા ! તેં ત્હારી બધી કળા કુશળતા કમી કેમ કરી નાખી ! શું નીચ અને અદેખાં લોકોનાં નિંદક વચનો સાંભળીને તું ભમાયો છે ? હે ચંદ્ર! જે ત્હારા રસનાં જાણનારાં છે, ત્હારી મધુરતા અને શીતળતાનાં રસિયાં છે, ત્હારી કદર જાણનારાં કદરદાન છે, તેની નજરમાં તો તું અગાઉ કે હમણાં અમૃત કરતાં પણ બહુજ વ્હાલો ને પ્રીય લાગે છે!" મુનીમ પત્નિ પોતાને ઓટલે બેસી એકલી એકલી ચાંદરણું ઘુરતી હતી, તેણીએ જવાબ દીધો:—

પ્રતાપ દેખત જન્મ ગયો, અન્ન જમત રહે અંગ;
રસદર્શીકો કહા કહું ! લે ચલી આશા ભંગ.

એટલે, તમારા પ્રતાપથીજ અમારો ભવ ચાલ્યો, કેમકે મુનીમ તમારાજ રોટલા ખાય છે, અને મ્હારા પેટમાં પણ તમારૂંજ અન્ન રહેલું છે. તમારાં જેવાં કદરદાન વીશે હું શું સ્તુતિ કરી શકું ? હું તો મ્હારી ઉમેદ તોડીને ચાલી આવી છું. જોકે તેણીના બોલવાનો ઉપર ઉપરનો અર્થ તો એ હતો કે; "હે ચંદ્ર ! ત્હારો પ્રતાપ જોતાં જોતાં તો જન્મ ગયો, ત્હારાથીજ દરેક ધાન્ય આકાશ ઉપરથી ઉતરીને જમીનમાં ઉગે છે. ત્હારા જેવા રસિયા ચંદ્રની મધુરતાના હું શી રીતે વખાણ ગાઇ શકું ! હવે તું આથમતો જાય છે જેથી મ્હારી આશા ભંગ કરીને, લે ! હું પણ ઘરમાં ચાલી જઉં છું." શેઠાણીએ જોયું કે; સખીના દિલમાં કાંઇ કપટ નથી, અને પ્રતાપ શબ્દ ઉપર ભાર મૂકીને ટાંચીને એણે મ્હને ભરમમાં વેહવાણ થવા તો કહ્યું ના હોય ! મ્હારા દીકરા પ્રતાપરાયને મ્હારી સખી જમાઇ કરવાની ઉમેદમાં ઠાં ન હોય ! જેવું રોગીને જોઇતું હતું તેવુંજ આ તો વૈદે ફરમાવ્યું. આમ વિચારીને શેઠાણી બોલી:—

જે ન મિત્રી દુઃખ હો હિ દુઃખારી; તિનહી વિલોકત પાતક ભારી.
નિજ દુઃખ ગિરિસમ રજકે જાના; મિત્રી કે દુઃખ રજ મેરૂ સમાના.
પ્રતાપ હમારો, અપની બડાઇ હે !
દીરપા તુમારી, દીલસેં ચહાઇ હે !

એટલે કે; જે સખી પોતાની સ નાં દુઃખે દુઃખી થતી નથી, તેવી

સખીને તો દેખવી પણ મહા પાપનું કામ છે. સખી તો તેનેજ કહો કે જેણી પોતાની સહીમિત્તિનાં રજ જેટલાં ન્હાનાં દુઃખને પણ પહાડ જેવડું મોટું રૂપ આપીને તેણીનું સંકટ ટાળવા સારૂ તળે ઉપર કરી નાંખે; અને પોતાની સખીનું રજ જેટલું પણ દુઃખ ટાળવા જતાં પોતાનું પહાડ જેવડું દુઃખ હોય તેને રજ જેવડું ન્હાનું ગણીને મદદે દોડી આવે. બેન ! અમારા પ્રતાપથી તમે જીવો છો એમ કહીને એ તો તમારીજ લાયકી ને વડાઇ કહો છો. ભલેને અમારોજ પ્રતાપ હોય, પરંતુ તમારી કીરપા (કૃપાએન) એટલે કૃપા મહેરબાની પણ જોઈએ. બીજે દહાડે સવારમાં, રિસાયેલી બંને સખીઓ મળી ભેટીને એક બીજાને કોટી કરી હર્ષનાં આંસુ વરસાવી બેઉએ વહેવાઇ સંબંધીનું નાતું જોડયું. વિવાહ થયા પછી વહેવાણ વહેવાણ વચ્ચે તેમજ સાસુ વહુ વચ્ચે સારો એખલાસ ચાલ્યો. કેટલોક વખત વહી ગયા કેડે એક કમબખ્ત દિવસે નગરશેઠ પોતાના ચાકર નફરો સહ પોતાનાં ઈનામી ગામે ગયા હતા, અને ઘરમાં સાસુ વહુ બેજ જણાં ઘર સંભાળવાને રહ્યાં હતાં. વહુ રસોઈ કરતી, અને પ્રથમ સાસુને જમાડીને પછીજ વહુ ખાતી. ચોથે દિવસે મારમારનો વરસાદ પડતો હોવાથી સાસુથી રાબેતા પ્રમાણે બહાર ભટકવા ફરવા ન જઈ શકાયાથી ઉશકેરાઇને વહુ સાથે ખિખાયાં તોડવા બેઠી. વહુ કહેઃ—"સાસુજી વરસાત તો સહુને પસંદ ને તમનેજ કેમ ના પસંદ ?" સાસુએ વધુ કહેરે ભરાઈને વહુને ભરમમાં ગાળ દીધી કે, "લે વહુ તારે **વરસાત**[1] !" વહુનું પણ ઘણુંજ પાકી રહેલું હોવાથી આ ગાળ ખમી ન શકાવાથી ભભરીને તુર્તજ બોલી ઉઠીઃ—"સાસુજી તારે વરસો." એટલે મ્હને વરસાદ ગમે છે ત્યારે તો દુવા માગું છું કે વરસાત **વરસો** ![2]

---

ચાબખો ૯ મો.

## વહુ વાઘ વઢંતી, દરિયા તરંતી, ને મીનીને દેખી ડરંતી.

દીકરી ગાયમાય ! જ્યારે એક શાણી સલુકની વહુને પણ નઠારી સાસુ બહુજ પજવે છે, ત્યારે ભલી વહુ પણ આખરે માથે છેડો મૂકી સાસુનો મુલાયજો રાખતી નથી. સાસુ કરે સવળાટ ને વહુને થાય નવરાત. યાદ રાખજે બેટી, નીચ રાજા સદા કપટ કરવાનીજ ઈચ્છા કરે છે; નીચ નોકર ધણીના ધનનીજ પેરવીમાં ફરે છે; જ્ઞાની હોય તે તત્વજ્ઞાનનીજ ખાહેશ રાખે છે; દેવનો પુજારી દંભ, તપ, ને અગ્નિનીજ ઈંતેજારી રાખે છે; ભુંડી સાસુ પોતાનીજ વહુનું કાટલું

---

૧–વરસાત=એટલે વર + સાત; વહુને સાત વરની બાયડી સાસુએ બનાવી.
૨–વરસો=એટલે વર + સો; સાસુને સો વરની આ વહુએ કહી.

કાઢવાની વાંચ્છા કરે છે; અને સાસુનાં કોતકોથી કંટાળેલી વહુ સાસુનાં નાત્રાં-આંજ કરે છે. એટલા માટે જેણે સુખી સંસાર નિભાવવો હોય તેણે પોતાનાં આં-તર મન ઉપર દરેક વખતે ખોટા ખ્યાલી વિચારોની છાપ પાડવીજ નહીં. આપણી જીંદગીમાં જે જાતનો અનુભવ કરવાને આપણે ઇંતેજાર હોઇએ તેનોજ ચોકખો વિચાર કરવો; પરંતુ જે કડવો અનુભવ ચાખવાની આપણી બીલકુલ ખાહેશ ન હોય, તેવા માઠા વિચારની છાપ તો કદી પણ મન ઉપર લાવવીજ નહીં.—"સાસુથી ત્રાસ પામું છું!" એવી છાપ જો વહુ પોતાનાં આંત્તર મન ઉપર પાડશે તો વહુને સાસુનોજ ભય દેખાયા કરશે. વહુને વીશે જો સાસુ વિપતિ, જાલમી, સંતામણીનાં બીયાં હૃદયના બગીચામાં રોપશે તો જરૂર તે મોટાં થઇને ઘરમાં વ્યાધિ, વ્યાકુળતા, વિપત્તિઓ, અને વઢવાઢનેજ પોખી આપશે. માટે સાસુ વહુ બન્નેની પહેલી ફરજ તો એ છે કે, પોતાનાં મન ઉપર કપટનો કાટ ચઢવા દેવો નહીં. એમ કરતાં કપટ પેઠું હાય તોપણ એકમેકને મ્હેણાં ટોણાં માર વાનું તો સાસુ વહુ બેઉએ ત્યાગજ કરવું; કેમકે નાદાન ઉછાંછલી વહુ હશે તે તો ગમે એવી ડાહી ને મીઠાં વચન ઉચ્ચારનારી સાસુ હશે, તોપણ ફેલફૂટી ને ચરટફૂટી વહુ મોટાં ઘાંટાં પાડીને મહોલ્લા ગજાવી સાસુની નાક્કટી કરાવવામાં પાછી પાની નહીં કરશે.

ગાયમાયઃ-"પણ બાવાજી! તે દિવસેજ તમે મ્હારી આગળ એક ફારસી દોહરો કહ્યો હતોની કે;

બુલંદ આવાઝે નાદાન ગરદન અંદાખ્ત; કે દાનારા બ બીશર્મી બી અંદાખ્ત.
ન મી દાની કે આહંગે હોજાઝી; ફેરૂમાન્દ ઝે બાંગે તબ્લેએ ગાઝી?

એક નાદાન ઉછાંછલી પોરી મોટાં બૂમરાણો ને પોકારો કરી મેલીને દાનાવ બુઝર્ગ મનીખને ઘડીભર લોકોમાં ઉતારી પાડીને ફજેત ફજેત કરીને શરમાવે છે ખરી, પરંતુ તમે શું જાણતા નથી? કે બાજીગર લોકોનાં ઢોલના મોટા અવાજોથી મધુર રાગના તંબુરાનો અવાજ જોકે દબાઇ જાય છે, પણ સૌ કોઈ તંબુરાનોજ અવાજ પસંદ કરે છે. જેનું મન મોટું ને ઉદાર હોય તેજ સાસુ ખરી. પાણી, તેજ, વાયુ, આકાશ ને પૃથ્વી એકઠાં મળી જઇને કદાચ કાંઇ મોટો ધડાકો કરે ખરાં, અથવા ૩૩ કરોડ દેવતાઓના મહારાજા ઈંદ્ર દોલતની રેલ ભલેને વરસાવે, તોપણ જેનું દિલ ઉદાર ન હોય ને મન મોટું ન રાખે, તો તેવી સાસુનેજ અંતે ને આખરે કંગાળિયત ગુજારવી પડે. માટે હું તો સદગુણી સાસુ થઇનેજ રહીશ. હું તો મ્હારી વહુઓને મન ગમતી માતા થઇનેજ અખખઈ રહીશ!"

વાહ બેટી ! એવી સાસુ થાય ત્યારેજ ત્હારી વાખવાખી સારા ગામમાં થશે, ને નહીં તો પેલી નગરશેઠાણીની હવે ત્હને કાંની કહું છું, તેવી કહાંની ત્હારા ઉપર પડશે; તે જરા કાન દઈ સાંભળ ! બીજે દહાડે તો મુસળધાર વરસાદ પડયો, અને સાસુને તો રાતે દૂધ પીધા વગર ઉંઘ આવેજ નહીં, એવી તેણીને ટેવ પડેલી હતી. દૂધ વગર તેણીને કદીપણ ચાલેજ નહીં. પરંતુ શેતાન ઉપર હયાનત પડે, તે દુધવાળી માર મારના વરસાદમાં દુધ લાવી શકીજ નહીં. વહુ તો ખડેખુંટ રાહ જોતાં જોતાં થાકી ગઇ, અને રાત્રે ૧૦ વાગી ગયા એટલે સાસુનું ભોણું લાવી, બધી વાંની હાજર કરી, પણ લજવાઇ ગભરાઈને કહેવા લાગીઃ—" સાસુજી, સાસુજી ! આજે દુધવાળી દુધ લાવી નથી તેનું કેમ કરૂં ? " સાસુ તો તુર્તજ છછણી પડીને તગાડો કરવા લાગીઃ–" હું તો મોઢાં ઉપર અન્ન મૂકવાની નથી ! દૂધ તો ત્હારે ગમે ત્યાંથી પેદા કરવુંજ પડશે ! હેં ! શું તું મ્હને ભૂખે મારીશ ? હેં ! શું તું મ્હને ઉજાગરા કરાવીશ ? કહેવા દેજે ત્હારા ધણી સસરા થતાઓને ! જા, દુધવાળીને ત્યાં જઈ લોટામાં દુધ લાવ તે લાવ ! ગમે તેવી પણ તું અમારા નોકરની દીકરી, તે આજે શ્રીમંતની વહુ થઈ તો શું થયું ! " વહુજીઃ—" માજી–માજી ! રાત તો એવી છે, કે અંધારૂં મ્હને અથડી પડીને પાડી નાંખશે. વરસાદ એવો મુસળધાર વરસે છે, કે માણસ તો શું પણ જાનવર પણ બહાર રહી ગયું ન હશે. ગામને છેક નાકે રહેતી દુધવાળીને ત્યાં એકલી હું બાઇ મનીખ શી રીતે જઉં ! મ્હને તો આ રાત પડી એકલું જતાં ભય ને ડર લાગે છે ! "

સાસુઃ—" તું એકલી રસ્તે ચાલે છે, એવો વિચાર મનમાં લાવતીજ ના. તું ત્હારા મનમાં એવી કલ્પના કરજે, કે ત્હારી આગળ આગળ સો પચાસ સપાઈઓ ચાલે છે. તું ત્હારા મનમાં એવોજ સંકલ્પ કરજે કે, ત્હારી પાછળ પાંચ પચીસ ઘોડે સ્વાર પણ ચાલે છે, એટલે પછી તને ભય કે ડર લાગશેજ નહીં. એ તો જેવું આપણે મનને કર્યું તેવું થાય. જા, હિમ્મત રાખીને લોટી ભરીને ગરમ ગરમ તાજું દુધ દોહવાવી લાવ ! "

સાસુના જુલમાત ને ઝોહાકીથી ફફડી ચટકી ઉઠીને હાથમાં લોટી લઇ બારણું ઉઘાડી વહુ દુધ લેવા નિસરી. મોહલ્લાના એક ડેહલામાં થઇને જેવી વહુ જવા લાગી, તેવીજ એક ગાય મુત્ર છોડવા લાગી. તક આવેલી જોઇને વહુએ લોટીમાં મુત્ર ઝીલી લીધું. થોડીવારે ઘરમાં પાછી ફરી સાસુના ભોંણાની થાળ માંડી, પાટે બેસાડી રસોઈ પીરસી. સાસુએ ખાઇ રહ્યા પછી દુધની લોટી ઉંચકી ખરી, પરંતુ મુત્ર મુત્રનો વાસ સુંઘાવાથી તબકડો કરીને છેડાઈ ઉઠી; " હે રંડા ! સાસુને છેતરે છે ! સાસુને મુત્ર પાવાને વહુ થઈ આવી કે ? "

વહુ બહુ બીમારાથી કહેવા લાગી:–" માજી–માજી ! શીદને ઉશકેરાવ છો ! એ તો જેવું મનને કર્યે એવું થાય. તમે મનમાં મુત્રની કલ્પના નહીં કરો ! તમારાં મનમાં દુધનોજ સંકલ્પ કરીને દુધ સમજીનેજ પી જાવ ! તમેજ મ્હને પણ આગળ પાછળ સ્વારો અને ઘણા સિપાઈઓ આવે છે એવી કલ્પના કરી, મનમાં અમસ્થો સંકલ્પ કરીને હિમ્મત રાખી દુધ લેવા મોકલી હતી કેની ! તમારી શિખામણની મ્હને અસર થઈ, તો તમારી શિખામણ તમેજ કેમ નહીં અમ્મલમાં મૂકતાં ? દુધ માનીને પી જાવ સાસુજી ! દુધના કરતાં ગોમુત્ર ઘણું ઉત્તમ છે. એનાથી મનોવિકાર, કીના કપટ, બધું દૂર થશે માજી ! "

આ રીતે એક કડકણી સાસુ ગમે એવી શાણી હાની વહુને પણ પોતાના સહવાસથી પોતાના જેવીજ કરી મેલે છે. વહેવાણ થવા તો વહેલું ગમે પણ વહેવાણ થયા પછી માથે ચઢી બેસે. સાસુ ઘરડી ને વહુ નવી, એનો ભેદ કળે નહીં કવિ. સાસુએ એવો એક અક્ષર બોલવો, કે વહુને તે એક બોલ જેટલો બોધવાળો માલુમ પડે; અને સાસુનો એક બોલ વહુને એક વાકય જેવો સલાહકારક દીસે; વળી એક વાકય સાસુએ એવું ઉચ્ચારવું કે, વહુને મનથી શિખામણનો એક ફકરો થઇ પડે, અને એક ફકરો એક પ્રકરણ જેવડો મોટો, તથા એક પ્રકરણ એક પુસ્તક જેવડું વહુને મનથી નસિયતવાળું થઈ પડે, એવુંજ ડાવકું સાસુએ વહુને કહેવું. ડાહી સાસુના તો દોષ હોય તે પણ ગુણરૂપ થઇ પડે છે; પરંતુ કલાંટ સાસુના તો ગુણો હોય તે પણ દોષ થઇ પડે છે, અને સર્વ લોકો વહુનો વાંક હોય તોપણ સાસુનોજ વાંક કાઢે છે.

જરો રૂપ ગુન પખે, જરો બિન તેજ તુરંગમ; જરો વધુસું* કપટ, જરો સાસ ૧ દુરિજન સંગમ.

જરો અર્થ બિન બાત, જરો ભાવત બિન હાંસો; દુઃખ બિન દારૂ જરો, જરો એકલડો બાસો.

પાંત ફૂલ ફલ બિન જરો, સો સોમલ રૂપ અકજ્જ ફૂલ; કબિ ગઢ કહે રે ગુનિજનો ! જસ બિન સંપત જાણો જલ !

---

નોટઃ—* વધુસું=એટલે વહુ સાથે ૧–સાસ=સાસુ.

ચાબખો ૧૦ મો.

## વહુમાય શુકન માંગો, તો કે' સાસુના પેટમાં ને સસરાના ખેતમાં બલા પાકો!

"Man becomes greater in proportion as he learns to know himself and his faculty,

Let him once become conscious of what he is, and he will soon learn to be what he should."

SCHELLING

મ્હારી વ્હાલી બેટી!

સાસુની નિંદા, સાસુ ઉપર તોહમત, અને સાસુના દોષ કાઢવાનું તો કાંઈ રોજે અવ્વલથી ચાલુ છે. વહુની હઠ, વહુની ખોંસ, અને વહુની બેડસાઈ, બેશરમાઈ, તથા ટાસ્લાં–ટુસ્લી એ પણ જયારથી સૂર્ય ઉગ્યો છે ત્યારથીજ ચાલુ છે. ભલી સાસુ નિવડે કે શાણી વહુ નિપજે, એ તો માત્ર કાયદાનો અપવાદજ થઇ પડયો છે. ૨૦ મી સદી એવી બેઠી છે દીકરી, કે હવે સાસુ વહુના ઝગડા કમી થવાનો ક્રમ ચાલશે; કેમકે હવે તો લગ્ન પછી જુદાં ઘર માંડવાનીજ ફેશન નિકળતી જશે. દીકરી તું આમ નહીં સમજીશ, કે ગરીબ ઘરોમાં કે અભણ બાઈઓમાંજ સાસુ વહુના ઝગડા ને કુથલા કુથલી હશે. ઘણાં મોટે ઘેરનાં ધનમાયો અને મેરીઓ પોતાની વીલર વહુઓ જોડે તથા શીબીલ વહુઓ જોડે અકેકના ટોટા પીસે છે, અને અકેકને કરડે છે, અકેકના દિલ ઉપર થુંકે છે, ને ટેબલ ઉપર છુટી રકાબીઓ મારે છે. દીકરી તું ખાંદાની હોવાથી મલાજાવાળાં ઘરમાં ને અસલિયાતનાં વાતાવરણમાં ઉછરેલી હોવાથી માથે માથાબાનું ને સોડ વગર ફરતી નહીં હોવાથી, નવી આવેલી જે વહુએ જન્મથીજ માથાબાનું કે સાડીની સોડ જાણેલીજ નહીં, તેને તું ૧૯ મી સદીની અસલિયાતની નકલ કરવા કહીશ તો જરૂર જ અભણ સાસુમાં ત્હારી ગણુત્રિ થશે. બિછુકા મંત્ર ન જાણે ઔર સાંપકે બિલમેં હાથ ડાલે, તેવું ત્હારા બાબમાં બનશે; માટે ચાલુ સદીનાં વહુ દીકરાંનાં કેટલાંક કૌતકો ત્હારે લઈજ ચલાવવાં પડશે. ઉત્તર ધ્રુવ છે તે હોકાયંત્રના કાંટાને સર્વદા પોતાની તરફજ ખેંચેલો રાખે છે, તેમ જે સલુકની માતા પોતાના દીકરાઓને પોતાની તરફજ ખેંચેલા રાખવાનો હુન્નર જાણે છે, તે માતા સદ્‌ગુણી સાસુ લેખે વહુઓને પણ પોતાની તરફજ ખેંચી રાખી શકે છે. મેં બાઈ જીવનબાઈ જ. વજીફદારને આખાં જીવનમાં તપાસ્યાં હતાં, જેમને તેમનાં બધાં દીકરા દીકરીઓ હુકમ ઉઠાવનારાં,

આજ્ઞાંકિત, અને મા-વખાં તાબેદાર નિવડયાં હતાં. પણ અજબ જેવું એ હતું, કે બધી વહુઓ અને બધા જમાઇઓ પણ તેમને માન આપતાં, પડયો બોલ ઉપાડી લેતાં, અને તેમના માયાળુ કડબની છાપ બચપણથીજ એવી પડી ગઈ હતી, કે ઘડપણે તેઓ લકવાથી અશકત થઈ પડયાં. છતાં પણ સૌ વહુ દીકરાં કે જમાઈઓ તેમની સત્તામાં હતાં, ને તેમના ઉપર અગાડ પ્રીતિ સર્વની હતી. એનું કારણ, કે તેમના દિલમાં મા લેખે કિંવા સાસુ લેખે પૂર્ણ પ્રેમ અને વિવેક સર્વ સાથે એક સરખી રીતનો હતો. સદ્‌ગુણી સાસુની દ્રષ્ટિ વહુઓનાં અંતઃકરણ ઉપર પડવાથી વહુઓનાં હૃદય પણ પવિત્ર થાય છે. અભણ સાસુઓ પરસ્પર મળે છે ત્યારે પોતાની વહુઓનીજ નિંદા કરે છે, અને અભણ વહુઓ પરસ્પર ભેટે છે ત્યારે પોતપોતાની સાસુઓ વીશેજ તરેહવાર તરકટો જોડીને મ્હોરાવીને વાતો કરે છે.

"અભણ નારી અરે! રોજ નિંદા કરે-લોકની, અન્ન ખાઈ ધણીનું;
ચાર સાથે મળે, વાત જુઠી કરે-કામ એ નારીઓ આપણીનું."

આપણા ટોળામાં લેડી આવાંબાઈ જ. જીજીભાઈ માતા લેખે બચ્ચાંઓ ઉપર જેવાં ભય અને પ્રીતિ એક સરખી રાખનારાં હતાં, તેવાંજ સાસુ લેખે પોતાની વહુઓ પ્રત્યે ધાક તેમજ પ્રીત રાખનારાં હતાં; અને વહુ ખરેખરી અપરાધી ઠરે નહીં ત્યાં સુધી તેણીને નિરપરાધી લેખતાં; તેવણ વહુનો વાંક જણાય તો માત્ર શિખામણની એકાદ વાત, તે પણ પ્રસંગેજ કહેતાં. એમના કાયદા આગળ હરેક દીકરા દીકરી અને વહુઓ સૌ સરખાંજ હતાં, જેથી તેઓ વહુઓથી પણ પુજાતાં હતાં. વહુઓથી પુજાતી સાસુઓમાં તેમનો દાખલો ઉત્તમ છે. આ સંસારમાં સાસુને જશ હોતોજ નથી દીકરી. ઈતિહાસકાર જૉન રિચર્ડની સ્રી એક ડાહી પત્નિ, શાણી માતા, અને સલુકની સાસુ હતી, પરંતુ તેણીને પણ જશ મળ્યો નથી. એક દિવસે તેણીએ વહુની વખાણ વખાણ કરી ત્યારે તેણીની સખીએ કહ્યું:—"બ્હેન! તું તો વહુની તારીફ કરે છે, પરંતુ તેણી તો ત્હારૂં ભુંડુંજ ઈચ્છે છે, ને અપજશ આપે છે!" ત્યારે મીસીસ રિચર્ડ બોલ્યાં:-"હા મેરી! કદાચ અમે બંને સાસુ વહુ ભૂલતાંજ હોઈશું." સાસુને અપજશ અપાવવા માટે વહુઓ પાસે, બીજાંઓનાં દિલ જીતી લેવા સારૂ, આંસુ પાડવાનું હથિયાર એ એક જોરાવર ઉપાય છે. વહુ એવા ઘણાયે ઢોંગો કરે તોપણ સાસુએ તો વહુનો ધિક્કાર કરવોજ નહીં. Hatred ceases by love and not by hatred. વહુનો કહેર સાસુના પ્રેમથી સમી શકશે. મંત્ર જાણનાર ગારૂડી જેમ મંત્રના બળથી સાંપને વશ કરે છે, તેમ સાસુઓએ પોતાનાં ખુલ્લાં દિલ અને ગુપ્ત પ્યારથી વહુઓને વશ કરવી. ફેરીંગ્ટન સાસુએ એજ મુદ્રાલેખ બનાવ્યો હતો કે; "વહુના ચાળાને નેકીજ માત કરશે." એક વહુને

ક-સુવાવડ થવાથી, ખાટલે પડેલી ઘરડી સાસુ ગમે એટલું માથું દુઃખતું હતું, ગમે એવી તાપ ચઢેલી હતી, અને ગમે એટલી અશકિત થઈ હતી, તોપણ માથે પાટો બાંધીને ખાટલેથી ઉઠી, વ્હેલી વ્હેલી, પાડ પડોશણોને બોલાવી લાવી, અને આ રમાબાઈ સાસુની લાયકીને લીધે મદદ કરનારાંથી ઘર નરૂં ભરાઇ ગયું. બધીઓ વહુની સારવાર કરવા લાગીઓ, પણ સાસુ ડોસી તો રસોડાંમાં ચંપાઇને વહુને સારૂ કાવા ઉકાળવા લાગી, પડોશણોને ખવાડવા સારૂ રોટી ને શાકભાજી કરવા લાગી, એટલે વહુની આગળ એક ફેરો પણ ના ખવાયો; અને સાંજ પડતાં સુધી ઉપરની સઘળી દોડાદોડી કરતાં થાકી ગયાથી રાંધણીમાં પડી પણ ગઈ, પરંતુ વહુનું રૂડું વાંચવા અર્થે, અને દીકરા આગળ શુર્ખરૂ રહેવા સારૂ, પટકાઇ પટકાઈને અધમુઇ થઈ ગઈ. એમ કરતાં ૩-૪ દહાડે બહાર ગામથી દીકરો આવી લાગ્યો. એટલે તે બધાંની ગોરશી એકલી જાતે માંદી સાસુએ, રસોડુંજ પકડી રાખીને કર્યા કીધી. પડોશણો ઘેરે ગઇ એટલામાં વહુએ ધણી આગળ ફરિયાદ કીધી કે; "વહુ કયાં મરે છે કે જીવે છે, તેની સાસુએ તો જરાએ દરકાર કરી નહીં; પણ શાબાશ છે દેવકીબાઈને, કે તે પડોશણેજ માયનો વગ રાખીને મ્હારી બધી સારવાર કીધી! એવી ના-કદર સાસુઓ હોય તો વહુઓથી શું જીવાય!" રાંડી-બાયલા દીકરાએ તે બધું સાચુંજ માની લીધું. રાંધી ચીધીને રાંધણીમાંથી પરવારી આવી, માય પોતાના દીકરાને દિલાસો આપવાને પાસે બેઠી, તો દીકરે મ્હોં મરડીને ટહુકો કર્યો:—

"પગે કથીરનું કલ્લું, નશકોરૂં માનું નવ ગજ વલ્લું;
સારી હોય તો માય, નહીં તો ઉકરડે ચંપાય.
મોઢે મિઠી ને પેટમાં પાળી, આવરે માય! તું રસોડે વ્હાલી!
વહુ સુતી મરવા એકેલી, સાસુ ખાય ખીર ને પોળી!"

ત્રણ ત્રણ દહાડા પટકાઇ મરેલી માયને આવો અપજશ મળ્યાથી, જો કે દીકરાને આશરે ડોસી પડેલી છતાં, નહીંજ ખમાયું ત્યારે ડોસી બોલી ઉઠી:—

"સો બોલે સાધુ ને સતી પણ ફરે; રૂપની રડે ને કરૂપની ખાય ખરે.
ઉંદર બિલાડીને સલાહ હોય બસ; જગતની સાસુને એવાજ હોય જશ!"

ચાબખો ૧૧મો.

## સાસુ જાય ઉભી હોળી, ને વહુજી ખાય ખીર ને પોળી.

દીકરી! સાસુ એ તો અપજશનુંજ હાંલ્લું કહેવાય; પણ યાદ રાખજે જરૂર, કે જેમ સત્યવાદી ઉપર શેતાનનું જોર ચાલતું નથી, તેમ સાસુ સદગુણી હોય તેના ઉપર ભુંડી વહુનું ફાવતુંજ નથી. અંતે ને આખરે જેમ જુઠું બોલી કાઢનારા અનેન્યાસને લોકોએ થુ-થુ કરીને હડસેલા માર્યા હતા, જેમ તરકટો

ચલાવનારા સેદ્રીશને લોકોએ પથ્થરે પથ્થરે માર માર્યો હતો, તેવા બુરા હાલ ફુટરી ને કાનાસોરી કરનારી વહુના થયા વગર રહેતા નથી; અને તેવીને કોઇ સંઘરતું એ નથી, કે પોતાની પાસે ઉભુ એ રાખતું નથી. મનુષ્ય જન હીરા પારખે, મોતી પારખે, તે શું મનીખ નહીં પારખે? જ્યારે શેરીડન કુટુંબમાં કોઇ જાલમજોર સાસુને દીઠામાં આવતી ત્યારે કુટુંબીઓ કહેતાં કે; "સિંહથી હરણ હલાક થાય છે!" અને જ્યારે બદ કરતુકની વહુ સાસુને સતાવ સતાવ કરતી, ત્યારે તેજ કુટુંબીઓ બોલતાં કે; "બકરી વાઘને મુડિલ મારે છે!" દીકરી! તું બહારનાંને ભલેને ભૂંડી સાસુ જણાતી હોય, પરંતુ ત્હારૂં અંતર્યામ શુધ્ધ હશે તો બીજાં બધાં જખ્ખ મારે છે; તું અપજશનું તો બ્હિતીજ ના. એક આદમી પોતેજ સદગુણી હોય તો પછી બીજા ગુણો હોય કે ના હોય તેથી શું? જો તું સદગુણની નામના પામી હોઇશ તો ત્હારામાં બીજા ગુણો નહીં હશે તો તેથી પણ શું? ત્હારામાં સારી કેળવણી અને વિદ્યા હશે તો પછી તું પૈસે ગરીબ હશે તો તેથી પણ શું? સાસુને અપજશ એજ મોત જેવું લાગે છે, તેથી પણ શું થવાનું? એટલે એક સાસુના બહારથી દેખાતા સદગુણો ઉપરથીજ કાંઈ તેનાં સલુક શાણપટનું તોલ થતું નથી, તેમ બહારથી દેખાતા દુર્ગુણો ઉપરથીજ ભલી સાસુના ગુણોનું માપ થઈ શકવાનું નથી.

સાસુ વહુના ઝગડા જાગવાનાં ઘણાક કારણો શોધી કાઢવામાં આવે છે ખરાં, પરંતુ તેના ઉપાય આજ સુધી હાથ લાગતાજ નથી. ૧–ઉચ્ચ કુળ અથવા ઉચ્ચ પંકિતની, કિંવા શ્રીમંતની દીકરી જો ઉતરતી પંકિત, હલકાં કુળ, અને ગરીબ ઘરની વહુ થાય છે, તો સાસુ પીડાય છે. ૨—ગરીબની દીકરી શ્રીમંતની વહુ થાય છે, તો વહુ પીડાઈને છુંદાય છે. ૩–સરખે સરખાં વણુ વહેવાઈ થાય છે તોપણ વહુ સાસુ અકેકનાં લટિયાં પિંખે છે. જો દીકરો પોતાને મનગમતી વહુ લાવે છે તોય કંકાશ, અને મા–બાપને ગમતી વહુ આવે છે તોયે વઢવાઢ. ગૂજરાતમાં એક કુણબી દેશાઈનું ઘરાણું પાલખી–નશીન હોઈ ઉચ્ચ કુળમાં ખપતું હતું; જેથી પોતાનાં દીકરા દીકરીને પરણાવવાને ન્યાતિમાં બીજું સરખા દરજ્જાનું ઘર નહીં મળવાથી, છતે પૈસે કન્યા કે વર મેળવવાની મહા પંચાતી પડતી હોવાથી, ઘણાં બચ્ચાં કુમારી જીંદગી ગુજારતાં. દેશાઇનો એક છોકરો મુંબઇ જઈ કેળવણી પામીને ગ્રેજ્યુએટ થયો. તેણે પોતાનાં કુળની આ નઠારી રસમ તોડવા સારૂ દ્રઢતાથી મનપર લીધું, અને એક ન–બાપી પણ ચાંદભાઈ મામાની વ્હાલી ભાણેજ માણેક જોડે લગ્ન કરવાનું નકકી કર્યું. નીચાં કુળની દીકરી પરણવાનું મોતીભાઈના માબાપ તથા બ્હેનોને પસંદ તો ન પડયું, પણ કેળવાયેલા મોતીભાઈએ જણાવ્યું કે; "પૈસા સાથેજ પૈસો ઠોકાયા શા માટે કરે? ગરીબની છોડી શ્રીમંતો હેરે

ત્યારેજ ન્યાતિમાં સુધારો થશે" "આપણાં વેશાઈ કુટુંબમાં તો," ઇત્યાદ બોલ્યાં; "વહુએ ઘરેણાંનો પોટલો સાસુને માથે ચઢાવવાનો ચાલ છે, તે છાણા થાપતી વહુ કયાંથી લાવશે?" આમ કરતાં લડતાં વઢતાં પણ આખરે લગ્ન તો થયાં; પરંતુ બાપડી ગરીબ વહુને શ્રીમંત સાસુ તેમજ લાડકી નણંદો બહુજ પજવવા લાગી. વાડામાં તેની પાસે છાણા થપાવતીઓ. વળી મશ્કરી ઉડાવવા સારૂ ઇતરાટખોર ને ટિખલી નણંદો તો તેણીનાં માથાં ઉપર પણ છાણાં થાપતી! આવાં ખેમાણોથી જ્યારે અંતે આવ્યું, અને ઘણુંજ પાકી ગયું, ત્યારે માણેક પોતાને પિયર ચાલી ગઇ અને રોવા લાગી:—

"ચાંદા મામા, ચાંદા મામા! સાસરે નહીં જઉં;
સાસરે જઉં તો મારી સાસુડી સંતાપે;
નખ જેટલી નણંદી મ્હારે માથે છાણાં થાપે;
ચાંદા મામા, ચાંદા મામા! સાસરે નહીં જઉં!"

મામો અને માય બંને ડાહ્યાં હોવાથી છોડીને સમજાવવા લાગ્યાં કે; "તને સૌ સાથે શું કામ છે! શત્રુથી તું ભલાઈની આશા કેમ રાખીશ? તું ભલાઇ ન છોડીશ. સત્ય રાખજે; ખામોશી પકડજે. સાસરિયાંમાં તું કોઇને દુ:ખ ના દઇશ. સર્વને વ્હાલાં થવું એજ વહુનું તો સાસરાંમાં મુખ્ય કામ છે. ચીન દેશમાં તો કેહતી ચાલે છે કે; જે સ્ત્રીને સાસુનો કે માતાનો દરજ્જો પ્રાપ્ત થાય, તેણીને વિષે જો તેનાં વહુ દીકરાં ભુંડું બોલતાં કે નઠારૂં કર્મ કરતાં જણાય, તો તે સાસુને અને તે માતાને આખા રાજ્યની શત્રુ માનવી; અને તેણીઓને ચીન દેશમાંથી બહાર કાઢી મેલવી. દીકરી, જો તું ત્હારા ધણીની વ્હાલી હશે તો સૌ જખ્ખ મારશે. માનીતા ચોરને કોટવાલ પણ ના દંડે. કેહવત છે કે, પટેલની માનીતી ઢેડી ગામ અભડાવે. સ્ત્રીએ તો માત્ર પતિના હુકમમાં રહેવું ને તેનોજ પ્રેમ ખેંચવો. જરા જરામાં તું મનમાં માઠું લઈને પતિનો મન ઉતારો ના કરાવતી. સાસુ સસરા ક્રોધ કરે, નણંદો મજાક કરે, તોપણ પતિને વળગેલાં રહેવું. સાસરિયાંનો જુલમ નહીંજ ખમાય તો અંતે પતિને શાંતિથી થોડુંક કહી દેવું. દેશદેશના ન્યાતિધર્મ સંસારને સારો માઠો કરે છે. દક્ષિણ દેશમાં રહેનારા બ્રાહ્મણો મામાની કન્યાને પરણે તેનું કાંઇ નહીં, ને આપણી ન્યાતમાં છીંટ હોય છે. મધ્ય દેશમાં વસનારા કડિયા, કુંભાર, કુણબી વિગેરે ન્યાતિલાઓ ગાયનું માંસ ખાય છે, પણ આપણી ન્યાતમાં તો તેનું નામે ના લેવાય. ઉત્તર દેશમાં બધા લોકો માછલાં ખાય છે, અને સ્ત્રીઓ મરજી માફક વ્યભિચાર કરે, દારૂ પીએ, અભડાએલી સ્ત્રીને પુરૂષો અડકે તેનું કાંઇ નહીં, ને આપણે ત્યાં તો મહા વિપતિ આવી નડે. ખશ નામની ન્યાતિમાં ભાઈ મુવે રાંડેલી ભાભી સાથે નાત્રાં કરે તે ત્યાં

પોષાય છે, ને આપણી ન્યાતિમાં તો ઉચ્ચ કુળવાળાં હલકાં કુળની ન્યાતિની કન્યા લેતાં પણ સુગાય છે. જેના તેના દેશાચાર ને દેશના ધર્મ છે; પણ જ્યારે આપણે મોટું ઘર મેળવ્યું છે, ત્યારે તો તે સાચવીને નામના કરવી જોઇએ. પીછાં કરતાં પણ સ્ત્રી જાતિનું મન હલકું છે. ધુળની રજકણ કરતાં પણ તે હલકું છે. એટલુંજ નહીં, પણ પીછાં અને રજકણને ઉડાડનારા વાયુ કરતાં પણ સ્ત્રીનું મન તો હલકું હોય છે. તું હજીએ પાકી થઇ નથી, માટે સાસરાંમાં નમ્રપણે વર્તજે. અંગ્રેજ લોક બોલે છે કે: Civility costs nothing and buys everything. લાયકાત ભરેલી નમ્રતા ખરીદવાને પૈસા બેસતા નથી, તોપણ તેજ ચીજ દરેક વસ્તુ પ્રાપ્ત કરી શકે છે. દીકરી, ત્હારો પક્ષ વાજબી છે, તો તને દશગણું જોર મળશે. ચોકખાં માણસો તો પ્રભુની ઉમદામાં ઉમદા બનાવટ છે. તું સાસરે પ્રમાણિક રહીને સાસુ નણંદ જેવી યુકિત કે ઠઠ્ઠા વાપરીશ મા. તેમના જેવા છળભેદ પણ કરીશ ના. કાંઇ પણ છુપાવવા જેવું નઠારૂં કામ તું નહીં કરીશ તો છેવટે ત્હારોજ જશ છે. હવે

“ પુત્રી પધાર તું સાસરે, સિધ્ધ કર શુભ કામ;
રથમાં બિરાજ તું બાપુડી, લઇ પ્રભુ કેરૂં નામ.—પુત્રી.
સાસુ સસરા પાય લાગજે, કેહજે મ્હારા પ્રણામ;
નણંદીની ખબરો તું પૂછજે, કરજે જે કહે તે તે કામ.—પુત્રી.
શાણી તું શાંત છું દીકરી, છું વિવેકની પૂર;
ધર્મ જાણી ત્હારો હું કહું, રેહજે દુર્ગુણથી દૂર.—પુત્રી

## ચાબખો ૧૨ મો.

### સાસુ વહુને કજીઓ કેટલો? કકડો ખિચડીને આવે તેટલો!

આટલું કરતામાં તો મોતીભાઇ જાતેજ સ્ત્રીને બોલાવવા આવ્યો; પણ માણેકબાઇ હઠ પકડી રહી. છેવટે કરડો ડોળો કરીને પતિ કહેવા લાગ્યો; “ સ્ત્રી જાતિમાં હઠીલાઇ એજ મોટો અવગુણ છે. પૂર્વકાળથી સ્ત્રી–હઠ જાણીતી છે. એ સ્ત્રી–હઠથીજ સંસારની ખાનાખરાબી થઇ છે. શ્રી દશરથ રાજાની રાણી કૈકેયીની હઠને લીધેજ રામચંદ્રજીને પોતાની પત્નિ સીતાજી સહ ૧૪ વર્ષો વેર વનવાસ ભોગવવો પડયો હતો; માટે હે સુશીલા! ત્હારી હઠ છોડી મ્હારી જોડે ચાલ, રાજાને ગમી રાણી, તો છાણાં થાપતી આણી. તને સૌ સાથે શું કામ છે? સીતાજીએ હઠ કરવાથી તો તેમને રામનો વિયોગ વેઠવો પડયો હતો. પત્નિએ તો પતિની સાચી સહચારિણી થવું જોઇએ. ત્હારી જીભનો

ઉપયોગ કર્યા પહેલાં તું લાંબો વિચાર કરશે તો દેવતાઓ પણ તને માન આપશે. હવે હું એલ. એલ. બી. થયો છું ને પાસેનાજ દેશી રાજ્યમાં સર ન્યાયાધિશનો હુદ્દો મ્હને મળનાર છે, જેથી તને સાસુ નણંદ સાથે ઓછુંજ કામ રહેશે. હવે સમજીને ચાલ મ્હારી સાથ, આપણાં જેવાંજ ઉંચાં ગીલેન્ડર્સ કુટુંબની વહુ તો આમ બોલે છે કે; "સાસુ નણંદીની થોડો વારની અદેખાઈમાંથી છટકવું મુશકેલ તો છે, પણ હું ખાત્રીપૂર્વક છું."

આખરે માણેકબાઇ સમજી ગઇ, અને વરની સાથે રથમાં બેસીને સાસરે સિધાવી. મોતીભાઇને ભાવનગર સ્ટેટમાં સર ન્યાયાધિશનો ઓદ્ધો મળવાથી તે થોડા દહાડામાં પોતાની સ્ત્રી સાથે ભાવનગર જનાર હોવાથી, હવે માણેકબાઈનું ચલણુ વધી પડવાનું સમજી જઇને, સાસુજીએ વહુનું માન વધારવા થકી, પોતાની પુત્રી સાથે માણેકબાઈને મ્યાનામાં બેસાડી આખા શહેરમાં ફરવા મોકલી. શહેર બધું ફરી આવી પાદરે આવી લાગતાં, એક ભેંસને છાણુ કાઢતી જોતાંજ, ગમે એવી ઠકરાણી બનેલી કુણબી—પુત્રિનો કુદ્રતી સ્વભાવ પ્રકટી નિકળ્યો, ને પિયરનાં પોંદેલાં છાણની ગંધ મજેહદાર લાગી આવ્યાથી, મ્યાનો ઉભો રખાવી માણેકબાઇ ઉતરી પડી, અને બોલી ઉઠીઃ—

"મ્હારી શૅાકે શું રૂપાળો ઘડયો પોડળો!
જાણે સાસુડીને માથે ચઢઉં રત્નનો એ પોટલો!"

આટલું બોલીને પોતાની કિંમતી સાડીમાં જ છાણનો પોડળો ભરી લઇ, જેવી ઘરમાં દાખલ થઈ, કે તુર્ત સાલ્લો ઉતારી પેલો પોડળો સાસુના માથા ઉપર મૂકીને છાણું થાપવા લાગી, ને કહેવા લાગીઃ—"સાસુમા, સાસુમા! તમ દેશાઈ ઘરાંણાના રિવાજ પ્રમાણે મજ ગરીબ વહુથી હીરા મોતીનું પોટલું આપને માથે ચઢાવાયું નથી, પરન્તુ અમ ગરીબ લોકનું જે આ ધન છે, તેનું પોટલું આપને માથે ધરૂં છું; ક્ષમા આપજો મા!" માણેકબાઈને માથે તો તેની નણંદોએજ છાણાં થાપ્યાં હતાં, પણ હવે વારી આવી ત્યારે વહુએ તો સાસુને જ માથે છાણાં થાપ્યાં! આ કૌતક જોઈ સાસુ બોલીઃ—

"બકરી શીખી ખરી, ખાવા આદુ ભલી;
કુણીબીની દીકરી, છાણ નામ ગઈ ન ભૂલી.
અકુળ કુટિલ કૃતઘ્ની, પેઠે પાળી ન નીતિ;
સાસે કરી પરિક્ષા, પેહલેજ ન બાંધી પ્રીતિ."

ગાયમાય! હું ફરી ફરીથી કહું છું, કે સો દહાડા સાસુના તો એક દહાડો વહુનો પણ આવેજ, એ વાત હરદમ યાદ રાખવી દરેક સાસુને જરૂરવ.ર છે. ન્હાની વાતને નજીવી ગણી ચાલનાર સાસુએ સો વાર વિચાર કરવો,

કે આજની ન્હાની વહુ કાલે મોટી થનાર છેજ. દુનિયાંનાં ઘણાં કામોની શરૂઆત ઘણી ન્હાની ને નજીવી હોય છે. થોડાક માત્ર અક્ષરો ઉપરથી લાખો લાખ શબ્દો બનેલા છે. માત્ર ૧૦ આંકડા ઉપરથી કરોડો ને પ્રાધાની રકમો ઉત્પન્ન થઈ છે. આખી ભૂમિતિની રચના મઈ જેવાં એક ન્હાનાં મિંડાં ઉપરથી થએલી છે. તળાવમાં ફેંકેલા એક ન્હાના પત્થરાથી પ્રથમ તો એક ન્હાનું કુંડાળું બને છે, પરંતુ તે વધતું વધતું તળાવને એક છેડેથી બીજા છેડા સૂધી લંબાઈને મોટું થાય છે. પરમેશ્વરે એજ રીતે હરેક ન્હાનામાંથી મોટું કરવાની કુદ્રત રચેલી છે. એક માય થતી જ્યારે વહુનું ભુંડું ચિંતી તેના ઉપરથી પોતાના દીકરાનો મન ઉતારો કરાવવાની અનેક યુકિતઓ રચે છે, ત્યારે કુદ્રત પોતાની બાજી જૂદેજ રસ્તે રમે છે. કોઈ પણ સાસુ, વહુઓનું નરસ વાંચીને પોતાનું સરસ કરી શકી નથી. હરમ્યોની નામની વહુનું કાટલું કાઢવા સારૂ સીસીલીના રાજા લ્યેઓટીસની માતાએ દીકરાની કાનભંભેરણી કરીને વિના અપરાધે રાણી થએલી હરમ્યોની વહુને કેદખાને નંખાવી હતી. ખુદા મહેરબાન હતો. જે નિવારેલી રાણીને વાંઝણી ગણાવેલી તેણીએજ કેદખાનામાં પરડીટા નામની છોડીને જન્મ આપ્યો. પોલીના નામની એક સુશીલ સખીએ રાજાનો કોપ શાંત પાડવા સારૂ તે છોડીને લઈ જઈને રાજાના પગ આગળ મૂકી. સાસુડી નાપાકની સમજાવટથી રાજાએ તે છોડીને તરતી દરિયામાં મૂકાવી દીધી. જે હોડકાંમાં તે બાળકને તરતું મૂકાવ્યું, તે હોડકું બોહિમ્યામાં આવી પહોંચતાંજ એક ભરવાડે તે બાળકને ઉપાડી લઇ, તેને પાળી પોષી મોટું કીધું, અને પોતાનીજ દીકરી લેખે તેને રાખી. વખત જતાં બોહિમ્યાના રાજા પૉલેક્ષેનીસનો રાજકુંવર ફ્લોરિઝલ તે છોડી ઉપર આશક પડયો. ઉચ્ચ કુળના રાજાએ, નીચ ભરવાડણ સાથે રાજકુમારે નહીં પરણવું, એવી મનાઈ કરી. ગાદીવારસ શાહજાદો રાજગાદી ઉપરથી હક્ક ઉઠાવી લઈ પોતાની પ્રિયાને સાથે લેઇ સીસીલીમાં આવી ભરાયો. સીસીલીના રાજાએ પોતાનાજ સ્વરૂપની બેટીને જોઈ, તપાસ કરાવતાં તે પોતાનેજ પેટનું ફરઝંદ છે એમ ખાત્રી થવાથી, બોહિમ્યાના રાજાને સમજાવીને તે બંનેના લગ્ન કરાવ્યાં, સ્ત્રીને મહેલમાં લાવ્યો, અને પેલી ઝોહાક જેવી સાસુ જાલમ માતાને મહેલ બહાર તગેડી કાઢી! હે સાસુથી દુભાએલી ને જુલમ પામેલી વહુ! ત્હારાં નિરઅપરાધી અંતઃકરણ સાથે ત્હારી બોલી પણ સાચી અને મિઠી હશે, ત્યારે ચારેવ તરફથી પડેલી ત્હારા ઉપરની જફાકારી, સતાવણી, અને વિપત્તિનાં દ્વારો પણ જરૂરજ બંધ થઇ જશે-

ચુ બા દિલ ઝબાનરા બુઅદ રાસતી;
બે બન્દદ ઝે હર સવ દરે કાસતી.

## ચાબખો ૧૩મો.

### વહુ, વસતેવ, વરસાદ ને વછેડો—નિવડે વખાણુ.

" From a wise and good mother-in-law they learn more than from all their teachers; such one is their best and truest teacher, whose lessons, they are constantly learning; not only the lessons droping from her lips, but the lessons inculcated by her life and character."

**મ્હારી વ્હાલી બેટી !**

જગત્‌માં માતાઓ તો ઘણીએ નામના મેળવી ગઈ છે, પરંતુ " **ભલી સાસુ** " લેખે કીર્તિ કરનારી સાસુઓ તો બહુજ થોડી જણાઇ છે. ભલી ને સદ્‌ગુણી સાસુની તો નવાઇજ છે. ત્હારે જો શાણી સાસુ લેખે નામના મેળવવી હોય તો ટેક રાખજે, પણ તુંડાઇ ના રાખતી; કડખ રાખજે, પણ કપટ ના રાખતી. દીકરીઓ સાથે હલુસે ટલુસે ગુસગુસ વાતો કરશે, અને તે વાતો ગમે એવી ચોકખી પણ હશે, તોએ વહુઓનાં પેટમાં કૂતરાં ભરાશે. માટે હજી તું વહુઓ સાથે ફુસફુસ વાતો કરી તેમના કાન કરડે, અને દીકરીઓ જોડે પ્રગટ પણે વાતો કરે તે ભલું. પાસાં પડોશમાં વસનારી ઘરડી ડોસીઓ દોઢ ચતુર થઈને, વહુઓની અંગી માય મમાઈઓ થઈને, વહુઓની અંગી ધર્મ-માતાઓ થઇને ઘણાં ઘર ભાંગે છે; માટે તેવી કારસ્થાંની પડોશણોનો પડોશ વહુઓ જેમ ઓછો રાખે તેવી કોશીશ કરજે. જે વહુ બાળકોની માતા થવા પામી હોય તેણીઓને માન આપવાનું ત્હારે શરૂ કરવું. સાસુના અંતઃકરણનું કામ તો એટલુંજ છે કે, પ્રથમ તપાસ કરવી અને પછીજ ઠપકો ઘટે તો ઠપકો, ને ઇનશાફ ઘટે તો ઇનશાફ આપવો. ત્હારી વહુમાં દુર્ગુણો કીયા છે અને સદ્‌ગુણો કીયા છે, તેની પરિક્ષા તો ત્હારૂં અંતઃકરણ જરૂરજ કરી લેશે. જેટલું સાચું અને લાભકારી હશે તે બજાવવાને, અને ખોટું તથા ગેરફાયદો નિપજાવનારૂં હશે તે તજી દેવાને ત્હારૂં અંતઃકરણ તો દર પળે તને શિખાડતુંજ રહેશે. સારાં માઠાં કૃત્યો સારૂ તેજ અંતઃકરણ તને શાબાશી અગર ઠપકો આપી તને સુખ્યારો કે દુઃખ્યારો સંસાર બતાવતુંજ રહેશે. એટલા માટે તું એટલું તો જરૂર કરજે, કે વહુઓની પીઠ પાછળ તેમનું ભુંડું બોલીશ મા. જે આદમી પોતાને વીશે થતી ટીકાઓનો જવાબ આપવાને ગેરહાજર હોય, તેની ગેરહાજરીમાં તેનું નબળું બોલવું, એ તો મુવાં મડદાંની પાછળ ભુંડું બોલ્યા બરાબર છે. કેટલીકવાર વરની માનીતી વહુ, દીકરાના આધાર ઉપર જીવતી સાસુને ગુલામડી પેઠે વર્તે છે, તો કેટલીકવાર દીકરાથી ઉપમાન પામેલી

માતા વહુને ગુલામડીને તોલે હિણે છે. પરંતુ પરમેશ્વરે કાંઈ એવી તો ફિલસુફી કરેલી છે કે, જુલમગારોને પાછલે દહાડે તેનાં કડવાં ફળ ચાખ્યા શિવાય છુટકો થતો નથી. જે જાલમ રાજાઓ પોતાને આશરે પડેલી પ્રજાને પીડતા હતા, તેઓ પણ મરતે દહાડે કુદરતના ફટકાનો ચચડાટ વેઠયા વગર મુવા નથી. દશરથ રાજાની કેકેથી રાણીને સીતા વહુના શ્રાપ નડયા હતા. પ્રજાની હાયથી જુલમગાર નીરો બાદશાહને અંતે ગાદી ઉપરથી ઉઠી જઇને આપઘાત કરવો પડયો. માટે માણુસને ઘટે છે કે, કાળા બાલ સફેદ થાય તે પહેલાં કાળું અંતઃકરણ સફેદ કરી લેવું. ફ્લોરન્સની અમીરજાદી ઓલ્ડબેલા એક છટેલ વહુ લેખે અને છકેલ સ્ત્રી લેખે વરને તેમ સાસુને વહુ પીડાકારી કરતી હતી. મોટ મોટિયારા યારોને ધણીને પૈસે જ્યારે તેણી મેજબાનીઓ આપતી હતી, ત્યારે તેણીની સાસુ તો ટુકડા રોટલા માટે પણ મોહતાજમંદ રહેતી હતી. તેણી અતિ રૂપાળી પણ હૈયામેલી ને જાલમ હતી. વગર અંતઃકરણની, તામસી અને તુંડ હતી. જ્યારે બારટોલ્ડોનેજ પૈસે શ્રીમંત થએલા ફ્રેઝીયોને એજ જાલમ વહુ ઓલ્ડબેલાએ ભમાવીને તેની સ્ત્રી સાથે વેરાગ પકાવ્યો, ત્યારે ફ્રેઝીયોની સ્ત્રી વળી તેણીને માથેની મળી, અને રાંકડી સાસુ ઉપરનું વેર લઈ એ જાલમ જોરનો કાંટો કાઢવાનો તાગડો રચ્યો. બારટોલ્ડાના ખુનનો આરોપ પોતાના ધણી અને તેની સ્ત્રી-મિત્ર ઉપર મૂકયો; અને બેઉને કેદમાં ધકેલાવ્યાં. વળી પાછી ફ્રેઝીયોની સ્ત્રી બાયન્કાએ પોતાના ધણીને ઓલ્ડબેલાએજ સતાવ્યાનો તેણી ઉપર વાંક લાગુ કરાવી આપ્યો, જેથી તેણીના ધણી ડયુક ઓફ ફ્લોરન્સે ઓલ્ડબેલાને ધિક્કારીને હડસેલી મૂકવાથી અંત્તે તે જાલમજોરને ભારે પશ્ચાતાપ થવાથી, જોગણોના મથમાં રહી આખી જીંદગી ઝુરી ઝુરીને પસાર કરવી પડી. મરજો એવી લુચ્ચી વહુઓ, જે ગરીબડીઓને સતાવે. માય-મારૂ ડોમીશિયને પતિને ખાતર માયને દુભવી, અને અંત્તે તો તે જાલમનું મોત, તેનાજ નોકરોએ, કમકમાટ ઉપજાવે તેવી રીતે નિપજાવ્યું હતું.

"મારતા હય મા કો કયું બેદર્દ, ઠોકર દેખના !
ઠોકરે ખાયગા યક દિન તેરાભી સર દેખના !
સાથ તેરાભી ન દેગા માલ ઔર જર, દેખના !
ચુપ હય, ઢલ જાયેગી દમ ભરમેં અકસર, દેખના !
કયા લીયા બાદે ફના, દુનિયાસે ઉસને સાથમેં ?
થી ન યક કોડીભી, એસ્કંદરકે ખાલી હાથમેં !"

જીંદગીના બિકટ રાહમાં એક માતાની ભલાઈ કે એક વહુની સાલસાઈજ મુગંધી પુલો પાથરે છે. ઈ૦ સ૦ ૧૬૬૫માં બનેલા એક બનાવની યાદ તાજી રખવામાં આવે છે કે, બારબેરા ચુસલેસ્નિ નામની સદગુણી વહુને મોટી સદી

ઉગેલી હોવા છતાં, વરની માનીતી બનવાથી, સાસુએ કાતર ચલાવી તેનો કાંટો કાઢવા જતાં, દીકરાએ ઘર બહાર કાઢી મેલી પોતાની માતાનેજ વિખુટી પાડી હતી. જુલમગાર હૈદ્રીયને રાજ મહેલમાં કંઈ કંઈ જોડાંને છુટાં પાડયાં, પણ આખરે એજ નતીજો મેળવ્યો, કે શરીરે નહીં ખમાય એવી વેદના ભોગવી અને મનના આધિ સાથે વ્યાધિથી પીડાઈ પીડાઈને મૂઓ. પોતાની મામીને નિવારપટો આપી એક તેલીની સ્ત્રીને ઘરમાં ઘાલવાની ફરિયાદ જ્યારે રાજા માધવરાવ બલ્લાળની આગળ આવી ત્યારે તે રાજાએ પોતાના મામાને વાંઈથી પકડાવી મંગાવી ફટકા મારવાનો હુકમ કર્યો. માધવરાવની માતા ગોપીકા બાઈનો, પોતાની ભોજાઈને આવી રીતે વિખુટી પાડવામાં હાથ હોવાથી, તેણીએ પોતાના કાકાના દીકરાને આવી રીતે ફટકા નહીં મારવાની પોતાના દીકરાને ભલામણ પહોંચાડી. બલ્લાલ દીકરે માતાને જવાબ દીધો કે; "જેવી આપણી વહુ તેવી સૌની વહુ સમજવી જોઇએ. ઈનશાફના કામમાં સ્ત્રીઓએ માથું મારવું નહીં. પુરૂષોને અંકુશમાં રાખવાને, તેમને લગામ ચઢાવવાને ઈશ્વરે વહુઓને નિર્મિત કરેલ છે." આમ કહી વહુને નિવારપટો આપનારા મામાને ભાણેજ રાજાએ ભર બજાર વચ્ચે જેરબન્દનો માર મરાવ્યો હતો. પરણેલીને પાળે અને જણ્યાંને જીવાડે તેમાં કાંઈ નવાઈ નથી. નિંદાખોર સાસુ, કાનાસોરી કરનારી વહુ, અને બાંડો સાપ, એ ત્રણેવને તો બે જીભ હોય છે. જાલમજોર વહુએ ઘરડી સાસુને ફાંદામાં નાખવા પહેલાં પોતાનો બચાવ રાખવાની સંભાળ લેવીજ. ઉંદરિયાંમાં સપડાયલી ઘરડી ઉંદરડી આગળ જતાં ઉંદર મારનારે એવડી સાવચેતી રાખવી જોઇએ, કાંકે તે વખ્તે તે બુઢ્ઢી ઉંદરડી કરડી ખાવાને જેટલી તલપી રહે છે, તેટલી તે બીજે કોઈ વખ્તે તલપી રહેતી નથી. ક્રાઈની નામની ફીસબણે પોતાની ખુબસુરતીને લીધે કંઈ કંઈ જવાનોને તેમની વહુઓ સાથે વેર પડાવ્યાં. પોતાના ધણીની માવતરને રઝળાવી વારાંગનાનો પેશો માંડી પુષ્કળ ધન એકઠું કરીને છેવટે તેણીએ પશ્ચાતાપ તરીકે થીબીસની જે દિવાલો સિકંદરે તોડી નાખી હતી, તે પાછી બંધાવી આપવાનો ખર્ચ કરવા જણાવી, પોતાને નડતાં દુઃખોથી છુટીને સવાબ હાંસલ કરવા જણાવ્યું. પાપ કરતાં વિસરી ને પુન કરવા નિસરી. તેણીએ એવી શરતે આ મહાભારત ખર્ચ કરવાનું જણાવ્યું, કે ભાંગેલી દિવાલો હું સમરાઉં તેના ઉપર એવો લેખ લોકોએ કોતરાવવો કેઃ—

"આ દિવાલો બાદશાહ સિકંદરે તોડી હતી.

"ફીસબણ ક્રાઇનીએ પોતાને ખર્ચે પાછી બંધાવી."

જે સાસુઓને તેણીએ વહુ દીકરાસે વૈરાગ પડાવ્યો હતો, જે ધણીઓને આ કુચાલ સ્ત્રીથી તલાક લેવા પડયા હતા, અને જે વહુઓ પોતાના ધણીથી

વિયોગ પામી હતીઓ, તે સર્વ એકઠાં મળી એવો લેખ કોતરાવવા બહાર પડયાં કે:—

"થીબીસની દિવાલો સિકંદરે તોડી ખરી, પણ લોકોનાં ઘર ભાંગ્યાં નો'તાં.

રામજણી ફ્રાઇનીએ લોકોનાં ઘર ભાંગ્યાં, ને દિવાલ ઉભી રાખી!"

અંતે ને આખરે આખે શરીરે કોડ અને રકતપીટની પીડાકારી સાથે લઈને ફ્રાઇની મરણ પામી. લોકોનાં ઘર ભાંજવાનાં દુષ્ટ કૃત્યો, સાસુ વહુને લડાવી મારનારાં અધર્મી અને અન્યાયી કર્મોથી મોટાઇ મેળવવાની ઇચ્છા રાખનારાં આદમીઓને, મોટી હિણુપટ અને એબમાં નાખ્યા વગર રહેજ નહીં.

ગેરાન માયગાંરા પુસુનો દુરૂગ;
બ કઝઝીઓ બીદાદ જુસતન પુરૂગ.



## ચાબખો ૧૪ મો.

### વહુ આવ્યાં સાસરિયે, ને વરજી ચાલ્યા ઘાટડિયે.



"સાસુનાં ખોટાં કામો શું વહુઓએ લઇ ચલાવવાં જોઇએજ પિતાજી?" ગાયમાયે સિધો પ્રશ્ન કર્યો. વ્હાલી દીકરી! એક વહુને લાજમ છે, કે બનતાં સૂધી વડીલ સાસુની એબ ઢાંકયા કરવી. તેમ સાસુની પણ ફરજ છે, કે ચાલતાં તુલીક વહુના દોષ પ્રગટ કર્યા કરવા નહીં. પરંતુ ચાલુ ને ચાલુ દુષ્ટ કૃત્યો પરસ્પર થતાંજ રહે, ત્યારે બેઉએ એમ નહીં વિચારવું, કે એકવાર ઉઘાડું પાડવાથી પેલીને નીચું જોવું પડશે, તો દિલમાં ડાઘ રાખીને ખીલા ઉપાડ કરશે. વહુએ સાસુનો ઢાંક પિછોડો કરવો તે કયાં સૂધી, કે પોતાનો પતિ શત્રુ થઇ ન પડે. તેમ વહુનો ઢાંક પિછોડો સાસુએ ક્યાં સૂધી કરવો, કે પોતાનો દિકરો રખેને દુઃખીત થાય. ચંદ્રને અશ્વિની, ભરણી વિગેરે ૨૭ સ્ત્રીઓ હતી. તે સર્વમાં રોહિણી સ્ત્રીજ ચંદ્રને વધારે પ્યારી હતી. ચંદ્ર હરદમ રોહિણીની પાસેજ રહેતા, અને બીજી બાયડીઓ સોડે તો કોઇજ વાર જતા. ચંદ્રના માજી જોડે બીજી વહુઓ નિત ઉઠીને કજીઆ કરતી, ને કુસંપ ચાલતો હોવાથી, દીકરાના રોહિણી ઉપરના આ પ્રેમમાં ચંદ્રને તેણી ઉત્તેજન આપતી દેખીને ૨૬ બૈરીઓએ પોતપોતાના પિતાજી આગળ જઇ ફરિયાદ કરી સાસુનાં દુઃખો રડયાં. હવે ચંદ્રના એક સસરા દક્ષે કોધાયમાન થઇ, જમાઇ થતા ચંદ્રને શ્રાપ આપ્યો. સસરાના શ્રાપથી ચંદ્રને ક્ષય (ખઇ) રોગ લાગુ પડયો. ક્ષય રોગથી તે રોજને રોજ તવાઇ તવાઇને પાતળો થવા લાગ્યો. જોતજોતામાં તેના શરીરનો

અડધો ભાગ ખવાઇ ગયો. ચંદ્રે વિચાર્યું કે, એમ કરતાં તો છેકજ આંકો આવી રહેશે, જેથી દુઃખીત થઇને મહાદેવજીના શરણે ગયો. મહાદેવજીએ તેને આશ્વાસન આપી હિમ્મત આપી. ચંદ્ર પાછો ક્ષય રોગમાંથી સાજો થયો, એટલે ચંદ્રે કહ્યું:—"પાછો સંસારમાં જઈશ તો સાસુ વહુઓના રોજના સંતાપ મ્હને જોવા પડશે. માટીડાથી બધાં દુઃખ ખમાય, પણ ઘરમાં સાસુ વહુઓ લડી મરે ને ઝગડા જગાડે તે ન ખમાતું હોવાથી માટીડો ઘરમાં પગ મૂકતાં પણ કંપે છે!" આથી ચંદ્રને મહાદેવજીએ પોતાનાં કપાળમાંજ જગો આપી. શિવજીના મસ્તકે પોતાના પતિને જઇ વસેલા દેખીને બધી સ્ત્રીઓ રોવા લાગી. તેણીઓ ભેગી મળી દક્ષ આગળ પાછી જઈને કળકળાટ કરવા પડી. "હે પિતાશ્રી! સ્વામીનું સુખ સૌભાગ્ય મેળવવા થકી તો અમે આપની પાસે યાચના કરી હતી; પરન્તુ અમારાં અભાગ્યાં નસીબે તે સુખ સૌભાગ્ય તો એક કોરે રહ્યાં, પણ હવે તો અમે પ્યારા સ્વામીનેજ ગુમાવી બેઠાં! અમે છતે માટીએ માટી વગરનીઓ થઈ. છતે વરે રંડાયેલીઓ થઈ. આંખ છતે આંધળીઓ થઈ. હવેજ અમને જણાય છે, કે પતિ વગર દુન્યામાં અંધકાર છે. સ્ત્રીઓની ખરી આંખ તો તેમના ધણીજ છે. પ્રથમથીજ જાણત તો સાસુજીને રંજાડત નહીં. પશ્ચાત બુધ્ધિ થઈ, કે સાસુ રૂઠે તો વહુઓનું નિકંદન કરે. પતિ એજ પત્નિની તો ગતિ છે. સ્ત્રીઓનો પ્રાણ સંપદ સૌ પતિજ છે, અને સાસુના હાથમાંજ વહુનો ચોટલો હોય છે, એમ હમણાંજ અમે તો જાણ્યું. સ્ત્રીઓના ધર્મ-અર્થ-કામ-અને મોક્ષનું કારણ પતિજ છે; તેને સાચવવો, અને તેને સંભાળવા સારૂ સાસુની સેવા ઉઠાવવી જોઇએ, એમ હમણાંજ અમ જુવાન વહુએને ખબર પડી. અરેરે! પતિ એજ પત્નિઓના ભવ સાગરના સેતુ છે. પતિજ સ્ત્રીઓના તો નારાયણ છે. પતિજ વ્રત છે. પતિજ સ્ત્રીઓને સનાતન ધર્મ છે. પતિ જેના વિમુખ છે, જે સ્ત્રીને પતિએ નિવારપટો આપ્યો, તે વહુનાં બીજાં બધાં સુખો નકામાં છે. સર્વ તીર્થમાં સ્નાન, યજ્ઞમાં દાન, સર્વ દક્ષિણા કે સર્વ વિદ્યાદાન વિગેરે બધાં કર્મ સ્વામી વિના તુચ્છ છે. સ્ત્રીઓને તો પોતાના ભાઈઓ કરતાં પણ પેટનો પુત્ર વધુ પ્રિય હોય છે; પરંચ પેટના પુત્ર કરતાંએ અધિક પ્રિય તો **સ્વામીજ** હોય છે; કેમજે પુત્ર તો સ્વામીનો માત્ર અંશ છે; તેથી સો દીકરા કરતાં પણ એક સ્વામી બહુ પ્રિય લાગે છે. અસદવંશથી ઉત્પન્ન થએલીઓ હોવાથી સ્ત્રીઓનાં દુષ્ટ મન પરાયા પુરૂષને માટે ચંચળ હોય છે; "હુ સૌમાં વડી" એ જન્મ-મોટાઈને લીધેજ અત્રે અમે સાસુ-વખી રહી નહીં, ને ઘર ગુમાવ્યું તેની સાથે વર પણ ગુમાવ્યા! દુષ્ટ નારીઓજ સ્વામીનો દ્વેષ કરે છે. સતી સ્ત્રી તો પોતાનો પતિ રોગી હોય કે ધનવાન હોય, કરૂપ હોય કિંવા દોષવાળો

હોય, નિર્ધન હોય કે ધનવાન હોય, જુવાન કે વૃધ્ધ હોય, પણ તેનીજ સેવામાં લાગી રહેલી હોય. સદ્‌ગુણી વહુ જેમ પોતાના માટીનો ત્યાગ કરે નહીં તેમ સદ્‌ગુણી સાસુ હોય તે વહુની અદેખાઇને લીધે દીકરાનો વિયોગ કરે નહીં. નેક બાઈ પોતાનો ધણી સદ્‌ગુણી અથવા નિર્ગુણી હોય તેની ફરિયાદ કરેજ નહીં, અને કરે તો આવા શ્રાપ નડે; અને પતિને પજવનારી સ્ત્રી તેમજ પતિને છોડી જનાર પત્નિ તો ચંદ્ર ને સૂર્ય જયાં સૂધી છે ત્યાં સૂધી કાળસૂત્ર નામનાં નર્કમાંજ સડયા ને કોહ્યા કરે છે. હે દક્ષ ! હવે અમે સાસુ વહુઓ સંપીને રહીશું, અમને અમારો ધણી પાછો અપાવો !" આ દુઃખ દેખીને દક્ષે મહાદેવજી (શંકર અથવા શીવ)ને કહ્યું કે; "હે શીવ ! મ્હારા જમાઈને લઇ બેઠા છો તે આલો; નહીં તો હું તમને સખ્તમાં સખ્ત કડક શ્રાપ દઈશ !" મહાદેવ કહે:—"ત્હારા શ્રાપથી ગમે તો મ્હને બાળી ભસ્મ કર, પણ મ્હારે શરણે ને મ્હારા આશ્રયે આવેલા, સાસુ વહુના કજીઆથી કંટાળીને દુઃખી દુઃખી થએલા ચંદ્રને તો હું કદિયે છોડી દઇશ નહીં." પછી અંતે શ્રી કૃષ્ણ ભગવાન વચ્ચે પડયા, અને અડધો અડધ ભાગ બેઉને વહેંચી આપ્યો.

મ્હારી ડાહી દીકરી! આ અલંકારિક દ્રષ્ટાંતથી તું સઘળું તાત્પર્ય સમજી લેજે. જયારે એક વહુ પોતાની સાસુને ઘણુંજ ઉપમાન ઉપમાન આપીને થોડી થોડી થઇ જાય છે, ત્યારે સાસુ જો સમજુ હોય છે તો તેનો મધ્યમ વ્હારસો લે છે; તેમ વળી સાસુ જો પોતાની વહુને ઘણુંજ ઘણુંજ માન આપે છે, અને અધરાઈ અધરાઈ જાય છે, તો ઈત્તરતું હાંલ્લું જેવી ટચાક વહુ સાસુને લોંડી સમાન લેખી કાઢે છે, અને અટડી અઠ્ઠી અતરંગ ચાલે છે. માટે દીકરી! તું કાંઇએ અટડું કરીશ ના. સાસુ જો વહુને દંડે, વહુને ઠપકો અપાવે, વહુનો તેના વર સસરા પાસે ઇનસાફ કરાવે તો તેમાં સાસુ પક્ષની વધારે મજબુત દલીલોની જરૂર પડે છે. જો વહુ શાણી હશે તો સાસુને ખેજાલત લગડાવવાની એકે તક હાથ ધરશે નહીં, પણ ફીતુરી વહુ તો સાસુનું નાક જરૂરજ લેવડાવશે. તે વીશેનો હું એક બનાવ તને કહું તે પહેલાં તું ત્હારા હૃદયમાં નેકીનીજ મુદ્રા પહેરજે.

ન દારદ નેગેહ શઝે મરદુમ જેહાં;
દુમાં બેહ કે નીકી કુની દર નેહાં.

ગમે એવું આદમી, હૃદયમાં હોય કાંઈ ને દેખડાવે કાંઈ, -તોપણ તેનો ભેદી મરમ આ જગત છુપ્યો રાખી શકતી નથી. એટલા થકી સાલકારી તો એજ છે કે, વહુને વીશે સાસુએ, કે સાસુ વીશે વહુએ પોતાના જીગરમાં ગુપ્ત રીતે ભલી ભલાઈનું સાફ દિલ રાખવું.

---

ચાબખો ૧૫મો.

## વહુ જો ત્હારો વેષ! હવે આવ્યો ખસમ ને ખેશ.

કુંવરવહુ એક દિવસે જંત્ર ઉપર કુસ્તી વણતી હતી. એટલામાં વરઘોડાનું સરગસ* આવ્યું, એટલે વહેલી વહેલી જંત્ર ઉપરથી સરગસ જોવાને ઉઠવા જતાંજ કુસ્તીના ત્રાગા તૂટી જઈ તાણા બાણા સૌ ગુંચવાઇ ગયા. શીયાવની ચઢાવેલી કુસ્તીના આ હાલ થએલા જોઇને આંઇજીનો મીજાજ હાથમાં રહ્યો નહીં. તેવણ વહુને શેષ ભરવા લાગ્યાં:–"વાંકી વળેરે તું! આપલી! ત્હારી આંખ મોટી થાય રે! આ શી મોકાણ વાળી!" આમ બોલી કુસ્તીના ત્રાગાનાં ગુંચડાં સમારવા બેઠાં. બબડતાં જાય, ફફડતાં જાય, ને ગળાંનાં ધાંટાં પાડતાં જાય; પણ ચઢાવેલી કુસ્તી કાંઈ સમી ન થાય. જેમ જેમ સાંજ પડતી ગઈ તેમ તેમ ઈસ્ટીમ ચઢવા લાગી, ને એક ગાંઠ જોડાવાને બદલે ગુંચડું વધારે ગુંચવાતુંજ જાય. હવે ધણી સસરાનો બહારથી ઘરમાં આવવાનો વખત થયો, એટલે તો કુંવર–વહુએ આખી કુસ્તીજ તોડી પિંખી નાખીને ટુકડા કીધા! પછી તો કીટલીજ ફાટી કેની. આંઈજી સાસુ તો ધરેલાં ધરાય નહીં. જેવા ધણી સસરા ઘરે આવ્યા તેવાંજ આંઈજી તો વહુની રાવરાણી બે ચાર ચાસ્કી ચઢાવીનેજ કરવા લાગ્યાં, અને ઇનશાફ કરાવવાનેજ સતી થયાં. કુંવરવહુ ઠાવકી હોવાથી ઠાવકાઈ વાપરીને બોલી:–"મરૂંરે મ્હારાં માયજી! તમારો તો કંઈએ વાંક નથી. વાંક બધો મ્હારોજ છે. મ્હેં આટલું બધું નુકશાન કીધું તોયે તમે મ્હને મ્હોં ચુકીને એક પણ નઠારી ગાળ વટીક દીધી નથી!" "આય શું, મ્હેં તો તને શેષ પર શેષ ભરી તે શું!" સાસુ બોલી; "તું સીપલી ના થા!" "માયજી તમે સાચુંજ બોલ્યાં, તમે શ્રાપ નહીં દીધા, પણ ભલાઇ ને શુકનની શેષજ ભરીને તમે મ્હારી આંખને વધારે તેજી માંગી. "બીજું કાંઈ?" તમે "વાંકી વળે!" કરીને કહીને પણ તમારી વહુને લાંબા આયુષજ માંગ્યા કેની માયજી?" "વારૂં," સાસુજી બોલ્યાં, "તને મેં આપલી કહી તોયે તું તો નહીં ચિડાઈ!" કુંવર કહે:–"મ્હારાં મનને ગમતાં માયજી, તેમાં પણ તમે ખોટું શું કહ્યું? મ્હારા બાવાજી મ્હને ન્હાની મુકીને મરણ પામ્યા ત્યારે મ્હારાં માયજીએજ મ્હને પાલી પોષીને મોટી કીધી તેથી

---

* સરગસ="શહરગરત"નું અપભ્રંશ છે. ફારસી શેહેર=નગર; અને ગશતન= આસપાસ ફરવું. એટલે શેહેરમાં ફરવું તેનું નામ સરગસ. ઘણાકો સરકસ પણ બોલે છે. ઘણાકો શેહેરગસ્તગી વાપરે છે. સરકસ અને સરગસ એ બેઉ શબ્દોમાં ધાતુ પ્રમાણે તો એકજ અર્થ થાય છે. તો જોકે ઇંગ્રેજી Circus શબ્દ લેટીન હોઇ Circle ગોળ ફરવાના હેતુથીજ બનેલો છે.

હું આપલીજ‡ થઇ તો આંઇજી!" સાસુ કહેઃ-"બધા તું મ્હારાજ શુંબું થાઇને મ્હારો ઉકળાટ નરમ પાડે છે, ને વર સસરા આગળ ડાહી થાય છે, તો હવે તું મ્હને કેહશે, કે હું કુસ્તીને જંત્ર ઉપરજ સમારતી હતી તેને તેં એમ ને એમ આખી તોડીજ કાં નાખી?" કુંવરબાઇએ સાસુજીના પગ ઉપર પ્રથમ માથું મૂકી માફ માગી, પછી ઉભી થઇને શાણુ સલુકથી કહેવા લાગીઃ- "જુઓ માયજી! કુસ્તી એક તો શીયાવની હતી, અને વળી વહેલી ઉતારવાની જરૂર હોવા છતાં ત્રાગ તુટી ગયા ને કોકડું એવું ગુંચવાયું કે, કેમે કરતાં છૂટવા જેવું મ્હને લાગ્યું નહીં. તમારા ડોળા ને ભવાં બેહદ ચઢેલાં મ્હને જણાયાં. અને હવે તમે શું ને શુંજ કરી નાખશો તેની ફાળ મ્હારા પેટમાં પડી. તમે સસરાજી અને ધણીજીને ફરિયાદ કરીને ઉંબર બહાર મ્હારો પગ કઢાવશો, એમ મ્હને લાગ્યું, પણ આટલા એક અજાણપણામાં થએલા ન્હાના અપરાધને સારૂ તમે મ્હને મોટી શિક્ષા કરાવશો તો ગામમાં તમે અળ્યાણા પડી ગેર ઇનશાફી રખેને ગણાવ, તેટલા સારૂ મેં વિચાર્યું, કે સાસુજીના ન્યાયને કોઈ કલંક ન લગાડે, ને સૌ કોઇ મ્હારી સામેજ આંગળી દેખાડે, એવો મહા અપરાધ હું કરીનેજ ભારે શિક્ષા પામું તો તમો માયજીનું માન રહે! આમ વિચારીને આખી કુસ્તી મેં તોડી નાખીને મોટી શિક્ષા કરવાનું તમને કારણ આપ્યું!" આ સાંભળતાંજ સાસુ, સસરા, અને ધણી સર્વની આંખમાં હર્ષનાં આંસુ આવ્યાં, સાસુએ વહુને પેટમાં ચાંપીને તે દહાડ પછી એક દીકરી કરતાં પણ આલા પ્રીત રાખવા લાગ્યાં સાસુ બોલ્યાંઃ-"વહુમાય! આવું ડહાપણ તું કયાંથી શીખી?" કુંવરઃ-"માયજી, કેળવણીના પુન પ્રતાપથી સારાં પુસ્તકો વાંચવાથી આવોજ લાભ મળે છે માયજી. મેં એક તવારીખમાં વાંચ્યું હતું કે; એક દિવસે આપણા ઇરાની પાદશાહ નોશીરવાન અદલ સુફરા ઉપર બેઠા હતા ત્યારે એક બાવરચી વાનીની રકાબી લાવ્યો, અને અચાનક રકાબીમાંની ગ્રેવીના છાંટા બાદશાહના કિંમતી પોશાક ઉપર પડયા. નોશીરવાનનાં નેણ ફરી ગયાં, રાતા પીળા ડોળા ચઢાવ્યા, અને ક્રોધની શમશેરના ચમકારા દેખાતા જોઇ બાપડા બાવરચીએ પોતાના પ્રાણની સલામતી નહીંજ જોવાથી, ગ્રેવીથી ભરેલી આખી ડીશ પાદશાહના ઝભ્ભા ઉપર રેડી દીધી! બેહદ ઉકળાટ અકળાટના આવેશમાં આવી જઇને અતિ ક્રોધાયમાન થએલા નોશીરવાને પૂછ્યું; "હે કમબખ્ત! ત્હારી આ બદબખ્ત ચાલનો મ્હારે શું અર્થ કરવો? તને મોત ઉપરાંત બીજી કઈ ભારે શિક્ષા મ્હારે કરવી?" બાવરચીએ વાંકા વળી, ઘુંટણ ઉપર પડીને જવાબ દીધોઃ-"હે અદલ ઇનશાફના સાહેબ! મ્હારા ન્હાના

‡ માપલી અથવા માપલો=એટલે મા+પલી. મા-પલો. અર્થાત; માયથી પળાએલી, અથવા માયથી પળાએલો.

વાંકથી આપને મેં એટલા તો તપી ગએલા દીઠા, કે આપ મ્હને મોતનીજ સજા ફરમાવશો એમ મેં જાણી લીધું. બંદે નવાજ! અદલ ઇનશાફ કરવા માટે આપનું મુબારક નામ હફતે કેશવર જમીન ઉપર મશહુર છે, અને જો જગતના લોક જાણે, કે નોસીરવાન અદલે પોતાના બાવરચી ગુલામના હાથથી ગ્રેવીનો એક છાંટો પોતાના પોશાક ઉપર પડવાથી, તે ગુલામને શૂળીએ લટકાવ્યો, તો આપ ગરીબ પરવરનો ઇનશાફ વગોવાશે; એટલા માટે ફાંસીને લાયક મોટો અપરાધ કરીને મ્હારા પાદશાહને માથે અન્યાયનો કલંક નહીં લગાડવા થકીજ મેં આખી રકાબી આપના દિલ ઉપર ઠાલવી નાંખી!" નોશીરવાનને હસવું આવ્યું, ગુલામને માફી આપી, અને ઉલટું ઇનામ પણ આપ્યું. આ વાંચેલી વાર્તાનો મેં આજે ઉપયોગ કરીને તેનો લાભ લીધો. દીકરી ગાય! આ પ્રમાણે કેળવણી પામેલી વહુ અથવા સારાં વાંચનવાળી સાસુ હોય તો અભણ જમાનાની અભણ સાસુ વહુઓ કરતાં સુધરેલા સુખી સંપીલા સારાજ સંસાર મંડાય; પરંતુ હાલ જમાને કેળવાયેલી વહુઓનાં કૈતકો અને શીખેલી સાસુઓનાં ભેમાણો કેમ વધી ગયાં છે, તેનું હું ખરૂં રહસ્ય તને બીજે પ્રસંગે સમજાવીશ. દરમ્યાન, તું જો વહુની એબ ઢાંકશે તો વહુ ત્હારી એબ ઢાંકશે. તું જો વહુની નિંદા ન કરીશ તો વહુ ત્હારા ઉપર તરકટ જોડવાની નથી. વહુની ખ્યાનત કાઢી તેણીની ગીબત તું કરીશ નહીં, તો તેણીનું દિલ સાફ રહેશે. પૃથ્વીમાં તો બહાર શું કે ભિતરમાં શું સાસુ પણ એબ વગરની હોતી નથી, તેમ વહુઓ પણ એબ અને ભૂલોથી નિરાળી હોતી નથી.

બી આહુ કસી નીસ્ત અંદર જેહાં;
ચે દર આશકારો ચે અંદર નેહાં.

---

ચાબખો ૧૬ મો.

## સાસુ બેઠી શિખામણ આપે, ને વહુ કૂવાનું પાણી માપે.

" Many strokes, though with a little axe,
Hew down the hardest timbered oak."

Shakespeare.

મ્હારી પુત્રી!

યાદ રાખજે, કે સો કાંકરા ફેંકશે તો એક કાંકરો પણ લાગ્યા વગર રહેશે નહીં. તું એમ ના સમજીશ, કે એક નાંખી દેવા જેવી વહુ, વરને કેમ હાથમાં લેવાની છે! બલ્કે એક સજાત સાસુએ તો એક અભણ વહુના શરીર

ઉપર સત્તા ચલાવવા કરતાં એક રિસાયેલી ભણેલી વહુનાં અંતઃકરણ ઉપર સત્તા ચલાવવી વધારે માનભરેલું છે. પ્રીંગલ કુળની સાસુઓ આવતી વહુને કહેતી કે; "પરસ્પર મિત્રભાવથી બન્નેને માન મળશે." પરંતુ નેઇશ કુટુંબની સાસુઓ રિસાયેલી વહુને એમ કહીને પતાવી લેતી કે; "મ્હારો પ્રેમ ત્હારી દોસ્તીને પાછીજ ઘસડી લાવશે." આવતી વહુ અને બેસતો રાજા, વખણાયાં તો પહેલેથીજ વખણાયાં. અશુભ ચિંતીને ડાબે પગે સાસરાં ઘરનો ઉંબર વહુ રખેને ઓળંગે તેની ધાસ્તીથી રોમ શહેરની હવેલીઓ આગળ હરહમેશ એક છોકરાને ઉભો રાખવામાં આવતો હતો, અને હવેલીમાં દાખલ થતી વહુઓને તે પોકાર કરીને ચેતવતો હતો કેઃ-"સારા શુકનની બાબતને ઉલટી રીતે સમજાવશો મા; અમે તેને નઠારૂં માણસ કહેતાં હોવાથી ડાબે પગે ઉંબર ઓળંગશો ના; જમણે પગે દાખલ થાવ!" દીકરી, આપણામાં પણ વહુ પહેલી આવે છે ત્યારે સાસુ બોલે છે કે; "જમણે પગે આવો માય!" એનો અર્થ એજ છે કે, ડાબો પગ અશુભ નિશાણી છે, અને જમણા પગે ઘરમાં આવવું એ શુભ શુકનનું ચિન્હ છે. કવિ મિલ્ટન કહેતા હતા કે; "એક વહુની બહારથી દેખાતી ખુબસુરતી કરતાં; તેણીની સુંદર કળિયોથીજ મ્હને તો વિશેષ આનંદ લાગે છે." જે વહુ ચુપકીદી અખત્યાર કરનારી હોય છે તેણીને સદગુણી સાસુ મળે છે. અવિચારી સાસુની જુબાનને લગામ હોતી નથી, જે મનમાં આવે તે ભરડી મારે છે, અને આખરે પોતાનાજ લવલવારામાં ગુંચવાઇ પડે છે. માટે ચુપકીદી એજ ડહાપણ છે, જે ઘણા મિત્રો કરે છે એમ ત્હારે ગોખી રાખવું. વહુને અબોલી કરવાને, વહુને ખુશી રાખવાને, સાસુની ચુપકીદી એજ મૂખ્ય હથિયાર છે. અલ ખામોશી નીમ રજા. માયેની કે, જબ આદમી રાઝી હોતા હય, તો ખામોશ રહેતા હય. કેમજે ખામોશીથી આવતી નામોશી અટકે છે. ચુપકીદી તો કોઇકજ વાર દુઃખ દે છે. જે સાસુએ સદગુણી થવું હોય તેણે ગંભીર અને માનભરેલી ભાષા વાપરવી જોઇએ. ગાયમાયઃ—"પણ ઘણી કછાડી વહુઓ એવી આવે છે કે, જે સાસુ તેમનું હેત ખાય તેમનુંજ પેત તોડે, ને કદર ખાય તેનીજ કબર ખોદે. લડકણો વઢકણો સ્વભાવ હોય છે તો સાસુના ઓળા સાથે પણ લડે છે, ને છિંદાં શોધી સાસુનું વગોણું કરે છે; ત્યારે પણ શું બાવાજી, સાસુએ ચુપકી પકડીને, મૂગી મરી રહીને ખમ્યાજ ખમ્યાજ કરવા કે શું?"

મ્હારી શાણી પુત્રી! તું પોતે જો ત્હારા પડછાયા સાથે પણ લડવાનો સ્વભાવ રાખનારી હશે, તો તો જરૂરજ ઘરના ફજેતા, લોક બાહું કરવાના ભવાડા, અને નાલેશીને જન્મ મળશે; પરન્તુ એક જ્યારે ગરમ થાય ત્યારે બીજું જો ઠંડું પાણી રેડનારૂં હશે તો વેચાતી વઢવાઢ અને શોધેલાં છિંદાંને

સ્થાનજ ન મળશે. ડેમોસ્થેનિસે એક એથેન્યન છોકરાની વાત કહી છે કે; મેગારા ગામે જવા સારૂ તે છોકરે એક ગધેવાન પાસેથી ગધેડું ભાડે લીધું. રસ્તે ચાલતાં એટલો તો સખ્ત તાપ પડવા લાગ્યો, કે તેનાથી બીલકુલ સહન થયો નહીં; જેથી ગધેડાંને ઉભું રાખીને તેની નીચે તે બેસી ગયો; એવું વિચારીને કે તે ગધેડાંના પડછાયામાં બેસવાથી તડકામાં તે દાઝી નહીં મરે. ગધેડાંની હેઠળ હજી તો બેઠો નહીં બેઠો, એટલામાં પેલો ગધેવાન આવી પહોંચ્યો. ભાડુત છોકરાને પોતાનાં ગધેડાંના પડછાયાનો ઉપયોગ કરતો જ્યારે તેણે દીઠો ત્યારે તેણે છોકરા પાસે બેવડું ભાડું માગતાં કહ્યું:—"**મેં તો તને માત્ર ગધેડું ભાડે આપ્યું છે, નહીં કે તેનો પડછાયો!**" આખરે તકરાર પડતાં અદાલતમાં બંને લડવા લાગ્યા, ને ખુવાર થઈ ગયા. છેવટે ન્યાયાધિશે કહ્યું:—"If you must qaarel, let it be for something better than the shadow of an ass." જો તમને લડવાનોજ શોખ હોય તો એક ગધેડાંના પડછાયા કરતાં કાંઈ વધારે ચઢતી વાતનું લડો. વ્હાલી બેટી! નઠારા મંત્રીઓથી રાજાનો હમેશાં નાશ થાય છે. દુષ્ટ વૈદથી રોગી નહીં મરતો મરે છે. નીચ રાજાથી પ્રજાનો નિરંતર નાશ થાય છે. ખરાબ સંતાન પેટે પેદા પડવાથી કુળનો નાશ થાય છે. કજાત વહુથી આખા ઘરની ખાનાખરાબી થાય છે. દુર્ગુણી સાસુથી સંપીલાં કુટુંબનું સત્યાનાશ વળે છે. ભ્રષ્ટ થએલી બુધ્ધિથી આત્માનું નિકંદન થાય છે. એક વહુ કે એક સાસુના અજ્ઞાનપણાથી તેઓ પોતાના આત્માનું સ્વરૂપ ભૂલી જાય છે, જેથી બન્ને સાસુ વહુના આત્માની અસદગતિ થાય છે, અને બન્ને નર્કવાસ ભોગવવાને અધિકારી થાય છે. સાસુ છે તે વહુને માટે વશીકરણ માગશે, અને વહુ છે તે સાસુને વશમાં લેવાની પ્રાર્થના નિત ઉઠીને કરશે. પણ દેવ માનતા બન્નેની ખાય-વાદીની કે પ્રતિવાદીની.

"સઘળુ દુઃખ તો સાંખીએ, કાઢી કર્મનો વાંક;
ભુંડી જેની સાસુડી, એ દુઃખ આડો આંક."

સાસરામાં તો સાસુ વહુમાં જે તરતર મોઢે આવ્યું બોલ્યાજ કરશે, જે વકતાબાજી ચલાવી બીજીને માત કરશે, તેનો પક્ષ અજ્ઞાન પાડોશીઓમાં ખરો માલુમ પડશે, પરન્તુ સમજુ વર્ગમાં તો જેનો પક્ષ વાજબી હશે તેજ વખણાશે. પ્લુટાર્કના જણાવ્યા પ્રમાણે, સ્પાર્ટાના રાજા આર્કિમિડીસે એકવાર થ્યુસિડેડીસને પૂછ્યું હતું કે; "કુસ્તી લડવામાં વધારે હુશિયાર કોણ? તું કે પેરીકલીસ? ત્યારે થ્યુસિડેડીસે ઉત્તર દીધો હતો કે; "સૌથી હુશિયાર તો વાકચાતુરીવાળું મનીખ; કેમકે જ્યારે પણ હું પેરીકલીસને કુસ્તી લડતાં ચતોપાટ જમીન ઉપર પછાડી નાખી છું ત્યારે પણ તે શેખી કરે છે કે; 'હું કાંઈ માત

પ્રયોજ નથી, હું કાંઇ હજી હારીને ચત પ્રયોજ નથી! અને વળી અજાયબ જેવું તો એ છે કે; કુસ્તી જોનારા તમાશગીરો નજરો નજર જૂએ છે તો પણ તેનુંજ બોલવું ખરૂં માને છે. માત્ર ખરા પરિક્ષકોજ મ્હને શાબાશી આપે છે!" દીકરી! સાસુ વહુ બેઉ જણીઓ સરખીજ મતી થઇને કહેશે, તો પણ જેનું સત્ય હશે તેજ તરી આવશે; બાકી I stout and thou stout, who shall carry the dirt out? એ બડાઇ ઝાઝો વાર નભવાની નથી. જે કોઇ સાસુ જવાબ આપવામાં વહુને નમી નહીં પડશે, જે કોઇ વહુ સાસુની સામે બોલવામાં વિચાર નહીં કરશે, તેનાથીજ ઘણું નાલાયક અને અનઘટતું ભડાક દઇને બોલાઇ જશે; વાસ્તે દીકરી, તું શખુન બોલે તે હોશ ધરાવનારાં શાણાં માણસની પેઠે બોલજે, અથવા તો ચોપગાં જાનવરની માફક ખામુશી પકડીને મૂગીજ બેસી રહેજે.

હરકે તાઆમ્મુલ ન કુનદ દર જવાબ;
બીશતર આયદ સુખનશ ના સવાબ.
યા સખુન આરાએ ચુ મરદુમ બ હુશ;
યા બેનશીન હમે ચુ બાહાયમ ખમુશ. (સાઆદી)

ચાબખો ૧૭ મો.

## વહુનું નામ વાઘડું; કે' વહુ ભાંગે તે ઠિકડાં ને સાસુ ભાંગે તે ઠલેડાં.

રાંડી રૂએ, માંડી રૂએ; પણ સાત ભરથારીનું તો મ્હોંએ ન ઉઘડે. કજાત વહુનું આવું લક્ષણ હોય છે. સદગુણી સાસુએ પોતાનો દરજ્જો, ટેક, અથવા સત્તા મેળવવા માટે જેહમત કરવાની કે વળખાં મારવાની કાંઇજ જરૂર નથી. દીકરી! તુંજ જો સજાત હશે, તુંજ જો ઉદાર દીલવાળી હશે, તુંજ જો પાધરી હશે, અને વહુ ગમે એવી કજાત હશે તોયે કીર્તિ, માન, ઉપમાન અને અધિકાર એ સર્વ તનેજ પૂછતાં આવશે. મનુષ્ય સારી પેઠે સમજે છે કે, તેની બળજોરી, આપખુદી, આપઅખ્ત્યારી, અને જબરદસ્તી ઝાઝો વખત નિભનાર નથી, તોયે તે પૃથ્વીની પાદશાહી ઇચ્છે છે. જીવવું જલદી ને મરવુ વહેલું છે; આમ જ્યારે જાણવા છતાં લોકો મોટાઇ મારતાં મરે છે, ત્યારે જો સાસુપણું કે વહુપણું કાયમનું ને અમર હોત તો સાસુ વહુ શું નહીં કરત? સંસારમાં સારી બોલીથી બોલવા માટે કાંઇ પણ કિમ્મત આપવી પડતી નથી. વહુ જો સાસુનું નબળું બોલે છે, અથવા ભુંડી વાણી ઓચરે છે, તથા સાસુને શ્રાપ દે છે, તો સાસુના જીગરમાં જબરો ઉંડો કારી ઘા લાગે છે; ત્યારે સાસુ

પણ જો વહુને ગેરઈનસાફ કરી વગર અપરાધે અપરાધી ઠરાવવા જેવો અન્યાય કરે તો વહુને કેવું દુઃખ લાગે, તેનો વિચાર સાસુએ પણ કરવો. માત્ર સખુનોથી જ્યારે એક બીજાનું જીગર ચિરાય છે ત્યારે સારા શબ્દોથી તેમના જીગરમાં ઉંડી ટાઢક કેમ નહીં પડતી હશે? જેવી પ્રકાશિત અસર મિઠા શબ્દો ને શુભ આશિષોની હોય છે, તેવીજ તીક્ષ્ણ તીર જેવી અને વિંછુના ડંશ જેવી માઠી અસર અશુભ શ્રાપિત ગાળોથી નિપજે છે, અને નર્કવાસ મળે છે. મલેકશાહ સલજુકી નામનો એક હાકમ ઈનશાફી હતો. એકવાર તે શિકારે જતો હતો એવામાં એક હજુરીયે એક વિધવા ડોસીની ગાયને મારી નાખી. તે ડોસીનું, તેણીની વહુનું, અને બીજાં ચાર બાળકોનું તેજ ગાયનાં દુધથી પોષણ થતુ હતું. તેણીએ બહુએ કલાપીટ કરી પણ કોઈએ તેની દાદ લીધી નહીં. છેવટે, જે જંદા નદીના પૂલ ઉપર થઈને પેલો હાકમ શિકારેથી પાછો ફરનાર હતો, તે પૂલ ઉપર વચ્ચો વચ્ચમાં માર્ગ ઘેરીને તેણી બેઠી. હાકમની જેવી સ્વારી આવી, તેવીજ તેણીએ તેના ઘોડાની લગામ પકડી હાકમને જેવો અટકાવ્યો, કે તુર્ત પેલેજ હજુરીયે એક ચાબુક જોરથી ડોસીને માર્યો, અને દૂર રહેવા ફરમાવ્યું. પરન્તુ હાકમે તે હજુરીયાને રોકયો, અને ડોસીની ફરિયાદ સાંભળી. કહેરની અને અન્યાયની મારેલી ડોસી ફફડીને બોલી ઉઠી:—"હે અલપ અદ સલામ સુલતાનના શાહજાદા! આ ઝિંદે રૂદ* નદીના પૂલ ઉપર મ્હારો ઈનશાફ કરશો, કે મૂવા બાદ સિરાત નદીનો જે પૂલ છે તે આગળ અલ્લાતાલાની હજુર મ્હારો ઈનશાફ કરાવશો? જે ગુલામે આપની રૂબરૂ મજ વૃધ્ધ ડોસી ઉપર ચાબખો ઉગામ્યો, તેજ ગુલામે મ્હારાં સંસાર સુખનું જે દુધિયું તળાવ તે ડોળીને બગાડી નાખ્યું છે, કેમકે જે ગાયના દુધ ઉપર ધણી વિનાની એક વિધવા અને બાપ વિનાનાં મ્હારાં બચ્ચાંનું પોષણ ચાલતું હતું, તેજ એ હરામખોરે લૂંટી લીધું છે. ઈનસાફ આપો!" મલેકશાહે પેલા ગુલામને ભારે શિક્ષા કીધી, અને તે ડોસીને એકને બદલે ૭૦ ગાયો અપાવી. કેટલીક મુદતે તે હાકમ મરણ પામ્યો, ત્યારે પેલી ડોસી અરધી રાતે તેની કબર પાસે ગઈ, અને અલ્લાતાલાની નીમાજ કરીને પ્રાર્થના કરવા લાગી કે; "હે પરવરદેગાર! આપનો આ સેવક જે આ કબરની મટ્ટીમાં સુતો છે, તેણેજ એક અન્યાય પામેલી લાચાર ડોસીનો હાથ પકડયો ને પાર ઉતારી. હવણાં તે અશકત થઈ ભોંયે પડયો છે, તો તું એનાં બધાં પાપોને માત્ર એકજ અદલ ઈનસાફથી ધોઈ નાખીને એને માફી બખશ! મ્હારાં

---

* ઝિંદે રૂદ—એ નદીના પૂલની નીચે અગ્નિ ધગધગી રહેલો હોય છે, અને સાસુને અન્યાય કરનારી વહુ અથવા વહુને માથે ખોટાં તરકટો જોડી કાઢનારી સાસુ બન્નેએ મુવા પછી ત્યાં બળ્યાં બળ્યાં રહેવું પડે છે.

જે સાહુક મેં મ્હારાં વહુ દીકરાંસે વાપર્યાં છે, તે સર્વ પુન્યના બદલામાં એને તું બેહેસ્તમાં લઈ જા!" કેટલેક દિવસે એક મોટા નિમાજી બંદગીગાર ભક્તના સ્વપ્નામાં મલેકશાહ આવ્યો, જેને તે નિમાજીએ પૂછ્યું કે:—"અલ્લા પાકે આપને કીયાં મુકામે રાખ્યા છે?" ત્યારે મલેકશાહે જવાબ દીધો કે; "પેલી અન્યાય પામેલી, વિના અપરાધે દુઃખ પામેલી, લાચાર પણ દયાળુ વિધવા ડોસી જો મ્હારે થકી અલ્લાતાલાને પ્રાર્થના કરત નહીં, અને મ્હને જો શ્રાપ આપત, તો મ્હારે માથે અન્યાયનું, નિરપરાધીને સતાવ્યાનું, અને ગેરઈનસાફ પામેલાંના શ્રાપનું દુઃખ હાં મ્હને ઘણું વેઠવું પડત!" એટલા માટે હે સાયમાય! વહુ ઉપર ખીતીને તેને શ્રાપ આપીને ખીલા ઉપાડ કરવાનું કપટ રાખશે તો ત્હારો મૂવે પણ છુટકારો થવાનો નથી. વહુને સતાવવા સારૂ તેણીને વીશે તેના ધણી કે સસરા આગળ વધારી સહરાવીને વાત કરતીજ રખે.

બાત બઢાકે બોલ મત, જુઠે બઢે જન મોત;
નાગર કોહી નાગગર, એક હર્ફમે હોત.

વહુને વિષે વધારી વધારીને જરાક પણ વાત ત્હારે કરવીજ નહીં; કેમકે જૂઠું તરકટ જોડી કાઢીને બોલવાથીજ વહુનું તો મોત થઈ જાય છે. સારાં કુળની નાગર જેવી ઉત્તમ નામ ધરાવનારી હોય, તો પણ તે શબ્દમાં જો તું માત્ર એકજ હર્ફ "ગ" વધારશે તો નાગ ગર એટલે "સાપનું ઝેર" એવો અર્થ થઈ જશે. સબબ, તમે બેઉ સાસુ વહુ એક બીજાં સાથે હળીમળીને ચાલજો, કજીયા ફેસાદ કે ટંટા બખેડા તજી દઈને પરસ્પર ખાલેસ દીલથી બોલજો, અને બન્નેનાં મન પવિત્ર રાખજો.

આગલા જમાનાનાં સાસુ વહુ, જે રીતે એકદિલીથી બન્ને મા દીકરી જેવું વર્તન ચલાવતાં હતાં, તેવીજ એકસંપીથી તમે બેઉ વર્તજો. પિયરમાં વહુ પુજાય છે, કેમકે પિયર પરિચય ઓછો થયો છે. સાસરાંમાં વહુનો પરિચય વધવાથી લબત્રાં લેવાય છે ને લટયાં પિંખાય છે. માટે જેમ ઓછો પરિચય અને જેમ જેમ સાસુ વહુ એક બીજાંથી વહેવારૂ રીતે દૂર રહ્યા કરતાં હશે તેમ તેમ તેમના એખલાસ અને પ્રેમમાં વધારો થતોજ જણાશે. દેશાવર ખેડતો દીકરો માબાપનું હેત વધારે છે. મલિયાચળ પર્વત ઉપર શ્રીખણ્ડ કહેતાં સુખડનાં લાકડાંને ત્યાંનાં ભીલ લોકો તો ઈંધણ તરીકેજ બાળે છે, પણ બીજા મુલકોમાં તો બહુ ઉકમાઈથી ચંદનને થોડું થોડું ધર્મ-ક્રિયામાંજ વાપરે છે. કાશમીરમાં કંકુથી તો લોકો પોતાનાં આંગણાંઓ લિપે છે, પણ બીજા દૂરના દેશોમાં તો કરકસરથી માથે ચઢાવીને કંકુના ચાંદલા કરે છે. સીંધુ નદીને તીરે વસનારાં લોકો કાંઈ રત્નને માટે વળખાં મારતાં નથી. ટુંકમાં, જેમ જે વસ્તુ

મળવે મોઘી, તેમ તેની કિંમત વધારે થાય, અને પાસે રહેવાથી કે વધારે પરિચયમાં રહેવાથી તો તેની કિમ્મત ઘટી જાય છે. માટે ત્હારો દીકરો પરદેશ રળવા કમાવા જાય ત્યારે તેની વહુને તેની સાથે મોકલવી એ ઘણું સલામતી ભરેલું છે. એક ઘરમાં સાસુ વહુની સત્તા નભી શકતી નથીજ, અને બેઉ એક સરખા અધિકાર ભોગવવાનું કરે છે ત્યારેજ વઢવાઢ ઉભી થાય છે.

બરાબર ન દીદીમ હરગીઝ દુ શાહ;
દુ દશતુરે બદખાહ દર પીશ ગાહ.

પૃથ્વી ઉપર બે બાદશાહોને સાથે એકજ તખ્ત ઉપર બેસીને અમ્મલ ચલાવતા આપણે કહિયે દીઠા નથી; અને તેવા બે બાદશાહના બે બદખાહ દશતુર-દિવાનોને તેમના તખ્ત પાસે બેસીને સત્તા ચલાવતા કે સલાહ આપતા પણ દીઠા નથી. જેમ રાજાને રાજગાદીનો જ્યાં સુધી સંબંધ હોય છે ત્યાં સુધીજ તેનામાં પોતાના રાજાપણાના વિચારો, તથા તે સત્તા ભોગવવાથી થતો આનંદ દીઠામાં આવે છે; પરંતુ રાજગાદી જતી રહે, ત્યારે તે પોતાને નબળો, નાચાર, અને નકામો થઈ પડેલો ભિખારી જેવો જૂએ છે, અને રાજાપણાના તેના ઉચ્ચ વિચાર આચારોનો પણ નાશ થાય છે, તથા ભિખારી અવસ્થાનાં દુઃખોનુંજ તેને ભાન થાય છે; તેમજ વહુ માથેની મળવાથી જ્યારે સાસુની સત્તા નિર્મુળ થવા માડે છે ત્યારે સાસુને પેટમાં કાંઈ એવું તો ચૂંથાય છે, કે કહેરની મારેલી તે વહુને માટે જેટલા બને એટલા નઠારા ઉપાયો યોજવાને પણ ચૂકતી નથી.

સાસુ સજાત ને કજાત વહુ;
કરડે કૂતરૂં ને લાત મારે સહુ.
આપ્યા બાર ને ગણ્યા તેર;
સાસુ વહુમાં એટલો ફેર.



ચાબખો ૧૮ મો.

## સાસરૂં પથર પાસે વસે, તે વહુ હા! કાંતે ને હસે.

કોકણા નામની એક કજાત સાસુ રાધાબાઈ નામની એક સજાત વહુને કાંઈને કાંઈ મિષે સતાવ સતાવ કર્યા કરે. રાધાબાઈ કેળવાયલી હોઈ પોતાની ભલી માતા તરફથી સારૂં શિક્ષણ પામીને ડાહી શાણી થઈ હતી. એક દહાડે સાસુએ પૂછ્યું; "રાધા કયાં ગઈ'તી?" ત્યારે ઝીણે સાદે રાધા બોલી:—"માને મળવા." સાસુ:—"મોટે સાદે કાં નહીં ભોંસતી? માળવા કયાં ને સુરત

ક્યાં? બરાબર મોટેથી લવતાં શું છે?" રાધાઃ—"મ્હારી ભલી માતાનું શિક્ષણ છે કે, જે ઘરમાં મરઘા કરતાં મરઘીનો સાદ મોટો તે ઘર ગ્રહસ્થનું ના કહેવાય, માટે માની શીખામણ પ્રમાણે હું સાસરા ઘરમાં ધીમે સાદે બોલું છું સાસુજી!" સાસુઃ—"જેમાં તેમાં માતાને શેષ ભર્યાં કરે છે, તો સાસુ તો ત્હારે મનથી નકામીજ કે?" રાધાઃ—"સાસુ! હવે તો તમેજ મ્હારી માતા; પહેલાં હવે તો તમનેજ નમસ્કાર; પહેલાં તમને આશિષ દઉં, ને પછી માતાને!" તકરાર પડતાં બધી નણંદો અને દેરાણી જેઠાણીઓ સૌ ભેગાં મળ્યાં, ત્યારે ક્રોકબા બોલીઃ—"જોઉં વારૂં, તું જ્યારે સતીજ થાય છે ને સાસુવખીજ કહેવાવા માંગે છે, ત્યારે જે માવતરે તને હવે મ્હારે ત્યાં છોડી દઈને મ્હારાજ આધાર ઉપર મૂકી દીધી છે તે ત્હારી માયને સૌ દેખત ગાળ અને શ્રાપ દેને!" રાધાબાઇએ સૌ સાંભળે તેમ શ્રાપ દીધાઃ—"નણંદો, દેરાણીઓ, જેઠાણીઓ! સાંભળો; મ્હારાં સાસુજી ક્રોકબાએ મ્હને હુકમ કર્યો છે કે, મ્હારી માતાને હું દીકરી થતી ગાળો દઉં ને શ્રાપો આપું! પ્રભુ ભગવાન! તેણીને મ્હારા બધા શ્રાપો પૂરેપૂરા લગાડજો!" સાસુ ચીચવાઈને કહેવા લાગીઃ—"તેણીને તે કોને? તેણીમાં તો હુંએ આવી!" રાધા કહે;

કાગડા જાત કજાત, પણ સંપમાં સજાત;
સાસુ હોય સજાત, તો વહુ ના મારે લાત!

દીકરી પ્યારી! પેટની દીકરીને તે વળી પોતાની જનેતાનું લાગ્યા વગર રહે વારૂં? પરંતુ ત્હારે એટલું તો ધ્યાનમાંજ રાખવું, કે જુની વહુ પણ એક દિવસે તો નવીજ હતી. માટે નવી આવેલી વહુ જો બધી રીતે લાયક હોય તો તેનો પણ યોગ્યતાથીજ સ્વીકાર કરવો, અને તે વહુ જુની થાય ત્યાં સુધી તેની સાથનો એખલાસ, એકસંપ, અને એકદીલી ત્હારે ટકાવીજ રાખવી. એકવાર "ભલી સાસુ" લેખે જો ત્હારૂં નામજ માત્ર ગામમાં પોકરાયું તો જાણજે કે, તે ભલાં નામનીજ બરકતે ઘણાં નવાં વહેવાઇ વહેવાણો ત્હારે ત્યાં દોડી આવશે. નવાં વેપારો, નવી પેઢીઓ, નવાં ન્યુસપેપરો, નવી કંપનીઓ, નવી યોજનાઓ, નવી શોધો, એ સર્વમાં લોકો તો એટલુંજ જૂએ છે કે, તે ચલાવનારૂં કોણ છે? તેના નામ તરફજ સૌ કોઇ જૂએ છે. માત્ર નામનાં ગુડવીલનીજ કેટલી બધી કિમ્મત અપાય છે! અર્થાત, જેમ જે તે સંસ્થાના સુકાનીનાં માત્ર નામનોજ આધાર લેવામાં આવે છે, તેમ સાસરાં વહિવટમાં સાસુનાંજ ભલાં રૂડાં નામનો આધાર પકડવામાં આવે છે, અને ઓછી રીત કે ઓછી પહેરામણી તરફ વહેવાઈ સંબંધીઓ ઝાંખીને પણ જોતાં નથી; પરંતુ પોતાની દીકરી સઠેકાણે ગોઠવાયલી ગણે છે. કારણ કે, સૌ કોઇ "સજાત સાસુ એટલે મનને ગમતાં માતાજી મળ્યાં" એમ કહી ભલી

સાસુના સારા નામની શ્રદ્ધા, નામનોજ છાપ, નામનીજ સરળતા, અને નામનીજ શુદ્ધતા તરફ ખેંચાય છે. માટે સંસાર ચલાવતાં કોઈએ વાતને એવી નજીવી ના ગણુતી કે; "એ બાબત ઉપર તો ધ્યાન આપવું વાજબી નથી." તું ત્હારી વહુને દરેક કાર્યમાં જેમ વધુ સરળતા ને સવડ સગવડ કરી આપશે, તેટલીજ વધારે તેણી ત્હારી આજ્ઞામાં રહેશે. ઘરકામનો બધોજ બોજો એકજ વહુ ઉપર નાખીને બેસવું, અથવા બીજી વહુને પંપાળીને ખુરશીનશીન કરી મેલવી, એ બન્ને વાતો સારી નથી. વહુને આળસાઇ ચોંટાડવી એ તો ઘરને ઉજડ બનાવવા બરાબર છે. એક આળસુ વહુવાળાં ઘર આગળથી પસાર થતાં મેં શું દીઠું ? બધેબધ જાળાં, અને આસપાસ રજાળાં ઉગેલાં જોયાં. અડાયાં ને મટોડાંના ઢગલા બારણામાંજ દીઠા. સાસુ વૃદ્ધ હતી તે બાપડી પોતાથી થાય એટલું ઉપર ઉપરથી ઘસડાઇ ફસડાઈ ચાલ ચલાઉ કામ કરતી. સાસુડીને જઇને મેં સમજાવી, કે એમ વહુને ચોચો પોપો કરી આખે હાડકેની કરવાથી, જરા ઉંઘ, જરા આળોટી ઉઠવું, જરા બરડો દાબવો, એમ જરા જરા કરવાથી વહુને જરા એટલે તાપ લાગુ પડી છે, ઘરમાં રોગરાઈ પેઠા છે, અને આળસાઇ વળી ગરીબાઇ અને પુવડતાને પણ પોતાની સાથે તેડી લાવી છે. કામનો બોજો ઓછો કરનારી એ જાતની કાંઇ વિશ્રાંતિ ના કહેવાય. વહુ ચાત્રી કાંટતાં કંટાળી હોય તો કહેવું કે,

"ઉઠ રે વહુ, વિસામો ખા—હું કાંટું તું દળવા જા!"

ચાબખો ૧૯મો.

## વહુ ને વરસાદ બેહુને જશ નહીં; સાસરે રહેવાય ના, ને પિયરે સોહવાય ના!

"Far be it from me to assert that such women, in all stations of life, may not now be found, but had the proper views of marriage their rightful ascendency, at more frequently would the world be glorified by their presence."—Bertram.

"વ્હાલા બાવાજી! મ્હારી વહુ પહેલે એવી નહીં ઉતી, હમણાં હમણાં પડ ખીલ્યાં છે. બેઆબરૂ થવાને ભાગની બીકથી જેમ જેમ હું નાક ચાંપીને અબોલી રહું છું તેમ તેમ હવે તો છેક માથેજ ચઢી જવા માડયું છે. ઘરમાંની રજ જેવી વાતનું ગજ કરીને પાડ પડોશમાં જઈ જઇને ટાસલાં ટુસલીથી વધારી વધારીને કહી આવે છે. દહાડે દહાડે શોખ ને નફ્ટ થતી

જાય છે, ને કંઇ શિખામણ આપું છું તો હસી નાખે છે. શોખને ફુલ્લે ઝાડ ઉગ્યું, તો કહે ભલે મ્હને છાંયડો થયો, તે વાળું કરે છે, ને તમે તો મ્હને ફરેસ્તાઇ સાસુ બનવાના બોધ આપો છો, પણ નિત ઉઠીને હવે ખમાય નહીં એવાં ખેમાણો પાડે છે, તેનું કેમ કરૂં ?"

દીકરી ગાયમાય ! તેને શું, હોય. તું ત્હારા જીવસે એમ છેક નાઉમેદ નહીં થા. વહુના પેટમાં પાનછેરનું છોકરૂં રહે, પણ ઝીણી જેવી વાત ના રહે. બેન્ટીક, ડીલ્વીન, અને વેસ્ટન જેવાં ઉચ્ચ કુળોની સાસુઓ પણ રખેને ઘરની બેઇજ્જતી થાય, એવી બીકની મારેલીઓ વહુના ખમ્યાળા ખેંચી ખેંચીને પછી બહાદુરીથી તેમના જોર તોડવા લાગીઓ હતી. દીકરી, છેક ભાજીનું પાણી નહીં થવું. બાચકું નહીં ભર્યે પણ છેક હોંકારામાંથી પણ ના જઇએ. સાસુના ચમત્કાર વગર વહુના નમસ્કાર હોતાજ નથી. ભય વગર પ્રીત હોતીજ નથી.

હસ હસ જલ ચૂસે રવિ, ધન બરસે હો ઘોર;
તદપી મેઘ મહારાજ રૂ, દિનકર કઠિન કઠોર.

સૂર્ય છે તે હસી હસીને પૃથ્વી ઉપરનું બધું પાણી સોસી લે છે, અને વરસાદ જે છે તે તો પોતાનું ભયાનક-સ્વરૂપ ધારણ કરીને અંધારૂં ઘોર કરી મેલી કડાકા ધડાકા સાથે વરસે છે, તોપણ લોકોને તે રળિયામણું લાગવાથી તેને મેઘરાજાનું મોટું ઉપમાન આપે છે. એ સૂર્યને દિનકર એટલે દિવસનો બનાવનારો કહેવામાં આવે છે, પરંતુ જ્યારે સખત તાપ પડે છે ત્યારે તેજ સૂર્યને લોકો મહા કડક, મહા તપાવનારો વિગેરે નઠારાં વિશેષણો લાગુ પાડે છે. રૂઠેલી વહુને જીતવી એ એક મજબુત કિલ્લો જીતવા કરતાં પણ વધારે કઠીન કામ છે. તોપણ દુઃખે સુખે હવે તો વહુ એજ દીકરી છે, એમ સમજીને ત્હારે કામ લેવું. કોયલનું ઇંડું ચલ્લીના માળામાં આવી પડયાથી ચલ્લીના માળામાં જેમ પિંખા પિંખ ચાલે છે, તેજ પ્રમાણે કજાત વહુ પણ સારાં કુટુંબ કબીલાવાળાં ઘરમાં કજ્યા કંકાશનું મૂળ થઈ પડે છે. જેવું તે ઇંડાંને સેવન બેસાડવામાં આવે છે, કે પેલી પરાઈ માયને તો તે બચ્ચાં ઉપરથી દિલ ઉતારોજ થાય છે, તો પણ તે બાળક રખેને ટાઢ કે ભૂખથી મરી જાય તેની ફીકર ચિંતા તો કોયલનેજ રહે છે. તેજ પ્રકાર વહુને વિષે તેની જનેતાનો થાય છે. જેમ રોમન ઉમરાવો સહેજ વાંકે પોતાના ગુલામોને સજા કરતા, તેમ વહુથી જરા બરોબર ફરનીચર ગોઠવાયું નહીં, અથવા દેખાવદાર રીતે ફલાવર વાઝ વહુએ ગોઠવ્યો નહીં, એવી નિર્જીવ વાતોનાં છિંદાં શોધી જે સાસુ, વહુ સાથે લબત્રાં લે છે, તે સાસુના હાલ ચાલતે દહાડે રોમન ઉમરાવોના જેવા નઠારાજ થએલા મેં જાતે જોયા છે દીકરી. ફ્રેન્કલીનના એક શ્રીમંતે પોતાની

વહુને, પોતાની સ્ત્રીને, અને પોતાના દીકરાને વારંવાર કજીયા કરતાં દેખીને કંટાળી ગયાથી, તેમને સજા કરવા સારૂ એક રાતે બિછાનેથી ઉઠીને પાંચ હજાર પાંઉન્ડની સરકારી લોનો સળગાવી મેલી; અને કહ્યું કે, જો તમ સાસુ વહુ મરાયાજ કરશો તો હર રાતે એ પ્રમાણે લોનો ને નોટો સળગાવીને છેવટે તમને બધાંને ભિખારી કરી મેલીશ! આ શિક્ષાનો ચમત્કાર એટલો તો કાર્યસાધક જણાયો, કે તેની અસરથી તેના કબીલામાં કજીઆ કંકાશ એકદમ બંધ પડી ગયા. માટે હે દીકરી! વહુ દીકરા સાથે કહિ પણ કુસંપ કરશો ના, પણ ચમત્કાર વગર નમસ્કાર પણ હોય ના.

"વાઘ નથી સંપીને વસતા, થિરતાથી કોઈ ઠાર રે!
જોતાં તેથી નથી જણાતો, વાઘ તણો વિસ્તાર—સંપ સુધારોજી.
કીડીનાં પણ કુટુંબ દરમાં, સંપી સુખી જણાય રે;
કુસંપી વાંસ ઘસાય પરસ્પર, આગ ઝેર બળી જાય—સંપ સુધારોજી.
એકજ દેશ વિષે વસવું ને, એકજ ઘરમાં વાસ રે;
કુસંપ તેમાં જો ઉપજે તો, સુખ સંપતિનો નાશ—સંપ સુધારોજી.
કુસંપ અણસમજણુજ કરે છે, ન કરે જેને જ્ઞાન રે;
માટે જ્ઞાની કરવા જનને, દેજો વિદ્યાદાન—સંપ સુધારોજી.
સગાં આપણે સૌ જન છૈયે, એક પિતા પરિવાર રે;
કુસંપ તો શા માટે કરિયે, ચિત્તમાં કરો વિચાર—સંપ સુધારોજી.
પ્રારથના પરમેશ્વરની કરીને, મુખથી માગો એમ રે:-
સંપ સદૈવ વધે સૌ ઠામે, જન સુખ પામે જેમ—સંપ સુધારોજી.
મધમાખીની પેઠે માણુસ, કરજો સંપી કામ રે;
તો તેથી સુખ સઘળાં મળશે, રાખે દલપતરામ—સંપ સુધારોજી.

એક બાપને સાત દીકરા હતા. સાતે દીકરા સંપથી રહેતા હતા, અને તેમના બાપને ત્યાં રોજ લક્ષ્મીના વૈભવો ઉડી રહ્યા હતા. ઘરમાં સાત સાત વહુઓ અને તેમનાં બચ્ચાં બાળાંથી ઘર તો ધમધમાટ કરી રહ્યું હતું. બધી વહુઓ સાસુની તાબેદાર હતીઓ. કેટલોક વખત સુધી તો જેમનું તેમ ચાલ્યું. એક નઠારે ચોઘડિયે વચલી વહુને સાસુ સાથે નજીવી વાતની બોલાચાલી થઇ. હસવાનું ખસ્યું થયું. સવારના પહોરમાં મરઘો વાસ્યો ત્યારે હસતાં હસતાં સાસુ બોલી:-"વહુજી, વહુજી! મરઘો શું બોલ્યો તે તું સમજી? એ બોલે છે કે; "મૂઈરે વહુઉઉઉ! મૂઈરે વહુઊઊઊ!" વહુ તે વખતે તો ગમ ખાઈ ગઈ, પણ થોડેજ વારે બહાર બકરૂં બોલ્યું, તે સાંભળીને વહુ બોલી:-"સાસુમાય, સાસુમાય! એ બકરૂં શું અરડાયું તે તમે સાંભળ્યું કે? તે એમ બોલ્યું કે; "બગડે બેએએએ! મરો સાસુ ને સસરા બેએએએ!" આ ચટકો સાસુથી હવે

સહન ન થવાથી વહુના દિલ ઉપર થૂંકીને બોલીઃ-"મરજો કજાત વહુ, જે તોખમનું નામ ડુબાડે!" વહુ પણ રીસે ભરાઇ સાસુના દિલ ઉપર થૂંકીને બોલી કે; "કલાંત સાસુ ડાકણ બરાબર." ગાયમાયઃ-"હાજ તો બાવાજી! એમ તે કાંઈ સાસુ ઉપર થૂંકવાનું હોય! માણસ થયું તે કાંઇ આવું ખમાય? ક્રોધ નહીં ચઢે વારૂં? સાસુ થૂંકે, કાંઈ વહુથી થૂંકાયું! બળ્યો સાસરાંમાં એમજ કુસંપ પેસતો હશે!"

દીકરી! એવે વખ્તેજ ક્રોધને દાબી રાખે તે મનીખ. છેવટે તો આવો ગુસ્સો જે ગળી જાય તેજ પુજાય. સાંભળ દીકરી, આ એક બનેલો બનાવ છે. ફ્રાન્સીસ ઝેવીઅર નામે મીશનરી, લોકોને ઘણા સારા ઉપદેશો આપવાની જ્યારે જેહમત ઉઠાવતો હતો, ત્યારે તેના ઉપર નહીં નહીં તેવાં સંકટો પડતાં હતાં. એકવાર જાપાનનાં એક શહેરમાં તે ધર્મનીતિની વાયજીઓ આપતો હતો ત્યારે તુફાની લોકો તેને એટલે વેર પજવતાં, કે તેના ઝભ્ભાને પૂછડાં બાંધતાં, તેના ઉપર કાદવ છાંટતાં, તો પણ તે જરાએ ઉશકેરાયા વગર પોતાના બોધ આપ્યો જતો હતો. તે એકવાર વાયજી કરવા ઉભેલોજ હતો એવામાં એક તિખલી છોકરો તેની આગળ જઈને કહેવા લાગ્યો; "મ્હારે કાંઇ ખાનગી વાત તમને કાનમાંજ કહેવી છે." ઠંડાં માટલાં જેવા ઝેવિયરે પોતાનું મસ્તક નમાવ્યું, અને પેલે છોકરે અડપચાલી કરી કાનમાં કંઇ કહેવાને મિષે તેનાં મોઢાં ઉપર થૂંક્યો! ભર સભામાં આવા પવિત્ર મીશનરીને આવું અસહ્ય અપમાન થયું; એ જોઈને બધાંને લાગ્યું કે, હવે તો જરૂરજ કિટલી ફાટવાની, પણ ઝેવિયર ફાધરે તો એક શબ્દ પણ ઉચ્ચાર્યા વગર, જાણે કાંઇ બન્યુંજ નહીં હોય તેમ ખિસામાંથી રૂમાલ કાઢી મ્હોં લુંછી નાખી, પોતાની વાયજી જ્યાંથી અધુરી રહેલી ત્યાંથીજ નવે નામે શરૂ કીધી! મન ઉપર આટલો બધો કાબુ રાખનાર મીશનરીની ક્રોધને ગળી જવાની અજબ જેવી શકિતથી સભાજનો ઉપર હવે એટલીન્તો અસર થઇ, કે સૌ કોઇએ છુટાં પડવા પહેલાં પાદરીને શાબાશી આપી તેને સર્વ નમતાં ગયાં, પશ્ચાતાપ કરતાં ગયાં, અને પેલા તિખલી પોર્યા ઉપર લ્યાનત નાખતાં ગયાં.

---

## ચાબખો ૨૦મો.

### સૌ વાંક સાસુના, પણ વાંક નિકળે વહુના.

વાસ્તે બેટી, એક વહુ આજે સાચવેલી સચવાતી નથી, તો સાત સાત વહુઓને સાચવવી એ કેટલું મુશકેલ કામ છે. ખેર. હવે શું બન્યું તે સાંભળ.

થોડાજ દહાડામાં ડોસાજી ગુજરી ગયા, ને સાસુ રંડાયાં, એટલે સૌના મનમાં વહેમ પેઠો, કે કુસંપે હવે ખાનાખરાબીનું ઘર ઘાલ્યું. ત્રીજેજ દિવસે વડા દીકરાના સ્વપ્નામાં લક્ષ્મીજી આવ્યાં, અને કહેવા લાગ્યાં:—"બેટા ઉઠ! ત્હારા બાપના વખતમાં જે **એક અમુલ્ય** રત્ન સચવાયેલું હતું તે હવે ગૂમ થયું છે; અને તે રત્નના પ્રકાશ વિના મ્હને હવે અંધારૂં ભિત લાગે છે. હું જે **લક્ષ્મી** તે જ્યાં જાઉં છું, ત્યાંના ઉંબર આગળજ સર્વદા બેસી રહું છું, અને સામે એક રત્ન રાખી મૂકું છું. આ ઘરમાં રહેવાની મ્હારી મુદ્દત હવે પૂરી થઇ છે, અને હું હવે વસંત પંચમીને દિવસે આ ઘર છોડી જઇશ. ત્હારા બાપે મ્હારી સારી સેવા બજાવી છે, જેથી તમ બચ્ચાંઓને હું એવું વરદાન આપતી જઉં છું, કે જે વરદાન તમે સાતે ભાઇઓ, સાતે વહુઓ, અને તમારી માતા સૌ એકઠાં મળી એક વિચારે **એકજ ચીજ** મ્હારી પાસેથી માગી લ્યો! હું હવે આ કજીઆ ટંટાવાળાં ઘરમાં રહી શકતી નથી. સાસુ કોઈની માય નહીં, ને વહુ કોઇની થાય નહીં. સાસુના એક મધુર શબ્દથી જે કાર્યસિધ્ધિ થાય, તે આખી દુન્યાની લાખો લાખ રમુજી વાણીઓથી પણ થતી નથી. અમારા વિષ્ણુગુપ્ત કહેતા, કે બનતાં સૂધી સાસુએ વહુઓ જોડે સહીમિત્તિ જેવો સંબંધ રાખવો, ને મત્રાઈ માયના જેવું વર્તન વહુ સાથે ન રાખતાં, દીકરી ભાવે વર્તવું." વળી અમારા ભાર્ગવ રૂષિ તો કહેતા કે; "સાસુએ વહુ સાથે ગંભીર મિત્રના ભાવે વર્તવાથી સંસાર સુખી રહેશે." પરંતુ અમારા બૃહસ્પતિ તો કહેતા કે; "બનતાં સૂધી પહેલાંથીજ વહુનો વિશ્વાસે ન કરવો, તેમ પહેલાંથીજ વહુસે શત્રુભાવ પણ ન રાખવો, જેથી કુસંપ ન પેસશે." હે બેટા! ઉઠ, અને બધાં જોડે વિચાર કરીને જે કાંઇ વર માગે તે **એકજ** માગજે, હું તે આપીશ અને રૂખસદ લઇશ!" વડો ભાઈ ઝબકીને ઉઠયો, અને રડી રડીને લક્ષ્મીમાયને રોકવા લાગ્યો.

**હે ગાયમાય!** સંસારમાં કજીયો એ કેવો બૂરો છે, કે લક્ષ્મીમાય તેવા ઘરમાં ઉભાં રહેવા માગતાંજ નથી. સાત વહુઓની સાસુ કેવી સુખી હતી, પણ જરા જેટલો લોભ લાગ્યો ત્યારે અવર આવવા માંડી. વહુનો લોભ ધરાય, પણ સાસુનો લોભ ના ધરાય.

દીદએ એહેલે તમે બ ન્યામતે દુનિયાં;
પૂર નં શવદ હમચના કે ચાહ [ઝ] શબનમ.

કૂવો છે તે જેમ ઠાર પડવાથી કાંઇ ભરાતો નથી, તેમ લોભ્યાં દિલની સ્ત્રીની આંખ દુન્યાના તમામ વૈભવો મળવા છતાં ધરાતીજ નથી ત્યારે હર બ્હાંને કજીયા કરે છે. બેટી સાંભળ; તેજ રાતે બીજા ભાઈને લક્ષ્મીમાયે સ્વપ્નું આપ્યું. "ઉઠ ભાઈ! જે સંસારમાં સાસુ પોતાની વહુ ઉપર વેર

લેવાની તક શોધતીજ ફરે છે, તેણી પોતાનેજ માથે બલા વ્હોરી લાવે છે, અને મ્હને ઘર બહાર કાઢી મૂકે છે. કબુતર હમેશાં બેજ ઈંડાં મૂકે છે, એક નર ને બીજી માદા. એ બન્ને નર માદા આખી જીંદગી સૂધી એક બીજા ઉપર પ્યારમાં પડીને એવાં તો જોડાઈ રહે છે, કે કદી પણ તેમનામાં વેરભાવ ઉત્પન્ન થતોજ નથી, પરન્તુ મનુષ્યમાં એક બીજાની અદેખાઈ કરવાનું, ધિક્કાર કરવાનું, અને અપ્રીતિ કરવાનું જતુંજ નથી. જે ઘરમાં એક વહુ પોતાની સાસુની સલાહ પ્રમાણે ચાલવામાં હલકું માને છે, તે વહુની બુધ્ધિ હલકીજ હોય છે; અને સાસુ વહુના ઝગડાથી માટીડાને વહેલું ઘડપણ પણ આવે છે, એમ તેવા ઘરમાં મ્હને રહેવા ગમતું નથી, તેથી હું હવે તમારી રજા લઉં છું; પણ તમે બધાં મળી એકજ વરદાન માગશો તો હું તે આપતી જઈશ!" બીજો ભાઈ ઝબકીને જાગ્યો, અને લક્ષ્મીજી જતાં રહેશે તો અંધેર આવશે એમ જાણી પલંગ ઉપરજ પડયો પડયો ધસાંધસ રોવા લાગ્યો.

હે દીકરી ગાય! નઠારા રાજાના રાજ્યમાં રૈયતને સુખ કયાંથી હોય? વંઠકણી અદેખી સાસુના રાજમાં ગરીબડી વહુઓને સુખ કયાંથી હોય? કૂમિત્રની મિત્રતામાં નિવૃત્તિ કયાંથી? દુષ્ટ વહુના ચાળાથી સાસુના જીવને નિરાંત કયાંથી? દુર્ગુણી સ્ત્રીવાળાને ઘરમાં પ્રીતિ કયાંથી હોય? જુલમગાર રાજાની રાણી પણ લોઢાં ચાવે, ને જુલમગાર પતિની બાયડી પણ રોજ અશાંતિના ચણા ચાવે. ખરાબ શિષ્યને ભણાવવાથી અને નઠારી વહુને શિખામણ દીધાથી, શિક્ષક કે સાસુને અપજશ જ હોય, જશ તો કયાંથીજ હોય? સાંભળો. હવે ત્રીજા દીકરાના સ્વપ્નામાં લક્ષ્મીમાય આવીને કહેવા લાગ્યાં; "ઉઠ; જાગ; હવે હું તમારે ત્યાંથી જઉં છું ને અવર આવે છે. ત્હારી ભોજાઈએ પલંગ ઉપરથી ઉઠયા પછી ડાબો પગ ભોંય ઉપર મૂકવા માડયો છે!" "હે માતા! તેથી શું થયું?" "હે બેટા! એમ કરવાથી કજીઓ થાય, ને અવદશા આવે. વળી ત્હારા ન્હાના ભાઈએ ડાબે પગે ઉંબર ઓળંગવા માંડયો છે!" "લક્ષ્મીમા! તેથી પણ શું થયું?" "બેટા! આમ કીધાથી દરેક કામ નિષ્ફળ જાય! અને વળી ત્હારી વચલી ભાભી પહેલાં ડાબા પગનો જોડો પહેરવા લાગી છે!" "માતા! તે વહેમ છે, તેથી તું કાં અમને ખાખાં વળખાં કરીને ચાલી જાય છે મા?" "નહીં બેટા; ડાબા પગનું ખાસડું પહેલે અને જમણા પગનું પછી પહેરવાથી, તથા બિછાનેથી ઉઠતાં ડાબી કોરે ઉઠવાથી અભાગ્યાં નસીબ અને અવદશાને આમંત્રણ થતું જોઈને હું હવે વધુ વાર નથી રહેવાની. બધાંઓ વિચાર કરીને એકજ વરદાન માગી લ્યો, ઝટ ને પટ!" ત્રીજો દીકરો પણ ઝબકીને ઉઠી રડવા લાગ્યો.

'દીકરી આયમાય! જ્યાં સૂધી સાસુ વહુમાં સંપ સારો અને મન મોકળાં હોય છે ત્યાં સુધીજ લક્ષ્મીજી જાગૃત રહે છે. માટે દરેક માણસે હમેશાં મન સાવધ રાખીને વડીલની, રાજાની, પોતાની કુળદેવીની, ગુરૂની, અગ્નિની, તપસ્વિની, ધર્મવૃદ્ધની, જ્ઞાનવૃદ્ધની, અને મોટાંની સારી તરેહથી સેવા કરવી જોઇએ. હવે તેજ રાતે પેલી સાસુના સ્વપ્નામાં લક્ષ્મીમાય આવીને કહેવા લાગ્યાં:–"વહુ દીકરાંની અદેખાઈ, સાસુ વહુનો દ્વેષ, અને ધંધાદારીની અપસ અપસની ઇર્ષા ગમે એવી કોશીશ થકી પણ તજેલી તજાતી નથી. તમે ઘડપણનો વિચાર કીધા વગર વહુ સાથે હસ્યાંનું ખસ્યું કર્યું; પણ જ્યારે ઘડપણ આવશે ત્યારે હાથ પગ ચાલશે નહીં અને વહુનેજ બસ પડવું પડશે. નાહાનની સાથે તમે પણ નાહાન થયાં; અકેકના શરીર ઉપર થૂકયાં; પણ એ પાપ ઘરડી સાસુને ઘડપણમાં કેમ નડે છે તે તમે જાણતાંજ નથી. ધરતી પર પણ નહીં થૂંકાય તો માણસના ઉપર તો કેમજ થૂંકાય? કોઇના પણ દિલ ઉપર કે પીઠ પાછળ થૂંકવું એ નેહેસ્ત ને નિષેધ છે; તેથીજ અવર આવે. તેથીજ અવદશા બેસે. હવે તમે અભાવ છોડી વહુસે પ્રેમ રાખજો, અસત્ય છોડી સત્ય પકડજો; અને ટુંકી નજર ન રાખતાં દીર્ઘ દ્રષ્ટિ રાખજો. ઘણું બોલવાથી તો ઉમ્મર ઘટે. ઘણો લવલવારો કરનારાં તો વહેલાં મરીજ જાય, કાંકે ઘણું બોલ બોલ કરવાથી શ્વાસોશ્વાસ કમીજ થાય. સાંકડું દિલ ન બતાવતાં વહુઓ પ્રત્યે ઉદાર થજો. તમારા ધણીએ મ્હને કરકસરથી વાપરી છે, તેમ હવે તમારો સંસાર કરકસરથી નિભાવજો, કેમકે હવે હું તમારાથી છુટી પડનાર છું, તમારા પતિનો ઉદ્દેશ નીચ ન હતો, પરન્તુ તેનાજ ઉચ્ચ ઉદ્દેશને લીધે હું જતાં જતાં પણ એકુ ઇચ્છા તમારી પૂરી પાડીશ; તે માટે એકજ એવું વરદાન માગો, જેથી તમારાં ઘડપણનાં દુઃખો કમી થાય!" લક્ષ્મીજીથી છુટાં પડવાનું સાંભળી સાસુ તો ભડકીજ ઉઠી. રડવા કૂટવા લાગી કે; "જુવાનીમાં જયારે બધુંજ સુખ હતું ત્યારે ઘડપણનાં બધાંજ દુઃખો સાથે વળી લક્ષ્મી દેવીની જુદાઇનું દુઃખ અમારાથી કેમ ખમાશે!"

---

## વ્યાખ્યાન ૨૧ મો.

## સાસુને રીસ અને વહુને સંતોષ.

વ્હાલી દીકરી! સાસુએ વહુઓ સાથે હળીમળીને ચાલવાની જરૂરિયાત એટલા સારૂજ અવશ્યની છે, કે ઘડપણ સચવાય. ઘરડી સાસુના ઘડપણે શા હાલ થાય છે, તેનો એક સુંદર છપ્પો દલપત કવિએ કહ્યો છે તે સાંભળ બેટી, અને પછી જુવાનીમાં વહુઓને વ્હાલીજ કરી રાખજે.

"ભુજનો ભાગે મર્મ, પડે પાવાગઢ પોચો;
પેટલાદમાં પાક, ન પાકે, લાગે લોચો;
જુનાગડની જુકિત, બધી બદલાઇ જાશે;
કપડવણુજની કરી, નહીં ખર ખબર રખાશે;
ખળભળશે બળ ખંભાતનું કાનપરૂં કાચું થશે;
છેલ્લી વયમાં કચ્છ છુટશે, સુરત સર્વ જર્જરી જશે."*

બેટી! સાસુને ઘડપણે ઘણી વિત્તિઓ પડે છે, જો તેણે જુવાનીમાં વહુઓને છારવી ન હોય તો. માટે સાસુએ તો જેટલો વખત પોતાના હાથમાં અગ્નિનો કડકો પકડી રખાય, તેટલોજ વખત પોતાનાં હૈડાંમાં કીનો કપટ ને વેર પણ પકડી રાખવાં. હવે વળી પેલીજ વચલી વહુના સ્વપ્નામાં લક્ષ્મીજી આવ્યાં ને કહેવા લાગ્યાંઃ–"ઉઠ જુલમગાર! તેં ત્હારી સાસુના દીલ ઉપર થુકીને તેનો ધિક્કાર કર્યો છે, તો તને ખાવાને હવે અન્ન પણ નહિ મળશે. ત્હારે દુઃખે સોના જેવું આ રળિયામણું ઘર મ્હને તજી જવું પડે છે. સાસુના પગ ઉપર માથું મૂકી હજાર વાર નાક ઘસણી કરી માફ માગ! મેં જુલમગાર રાણીઓનાં દીવાનખાનાઓને પણ ખડાખાસ્તા કર્યાં છે, તો હું જુલમગાર વહુ કે સાસુના ઘરમાં તો કયમજ રહું! હું જઉં છું, પણ તું જો સાસુનાં ખાસડાં

---

* આ છપ્પામાં ગુજરાતનાં તથા કાઠિયાવાડનાં કેટલાંક નગરોનાં નામ દેખાશે, પણ ઘડપણમાં માણસના કેવા હાલ થાય છે તેનો ભેદ પણ તેમાંથી શિખવાશે. ભૂજ–એટલે ભૂજ શહેર, અને ભૂજ=એટલે હાથ તે પણ ઘડપણે ઢીલા ઢચ્ચ થઇ જાય. પાવ—એટલે પગ, જેથી પાવાગઢ એટલે પગોનુ કિલ્લા નબળા પોચા પડી જાય અને ધુજવા માંડે. પેટલાદ એ શહેર છે પણ પેટમાં ઘડપણે ખોરાક પાકે નહીં, યાને પચે નહીં, અને ગધેડાંની લાદનો જેવો લોચો વળી રહે. જુ પાકીને બાલમાં જુ પડીને બધો જુનો ગડ એટલે જુને રહેવાનો બાલનો ઢગ અથવા જુઓનો પોટો બધો કાળો મટીને ધોળો થઇ જશે. કપડ–એટલે કપડાં અને વણુજ એટલે વહેવાર, તે ઉપર પણ કાંઈ ધ્યાન નહીં અપાશે; ઘડપણમાં મેલાં ને ફાટાં તૂટાં વસ્ત્રની પણ કાંઇ ખબર નહીં રખાશે. વળી જુનાગડ અને કપડવણુજ એ પણ ગામનાં નામ છે. ખંભાત શહેર છે, પણ ખંભ–એટલે ખભાં દુઃખશે ને કળતરથી અડકશે. કાનપરૂં એ પણ એક કશબાનું નામ છે, પણ હ્યાં કાનનાં અર્થમાં કહ્યું છે, કે કાન બહેરા થશે. કચ્છ એ પણ કચ્છ શહેરનું નામ સમજવું, પણ અહિં તો કહેવાની મતલબ એ છે કે, કચ્છ એટલે કાછડી છૂટી છૂટી જશે, અને સુરત એટલે મોઢાનો ચહેરો બધો જરજરીને કુમળાઇ જશે. (સુરત શહેરનું પણ નામ આવી ગયું.) એવી ઘડપણની ભુંડી અવસ્થા છે.

માથે ચઢાવીને આ દેખત તેણીની માફી માંગીશ તે છેવટે પણ એક વરદાન આપતી જઈશ !" વહુ તે ઉંઘમાંથી જાગીને થરથરવા લાગી, રોવા લાગી, અને કયારે દિસ ઉગે કે સાસુની દરગુજરી ચાહું, ને પશ્ચાતાપ જાહેર કરૂં, એવી તલપાપડ કરવા લાગી.

સાંભળ ગાયમાય ! લક્ષ્મીજીએ જુલમગાર દ્વેષિ પાદશાહોના પણ ભંડા હાલ કર્યાનો ઇસારો કર્યો છે, તેની શાક્ષ ઇતિહાસે પણ પૂરી છે. રાજા સેવેરસે ધર્મગુરૂઓનો દ્વેષ કરી તેમના ઉપર જુલમ પાડી દેવળોને અભડાવ્યાં ને પ્રજાને પીડી, તો તેને તેનાજ દીકરાએ દગાથી મારી નંખાવ્યો હતો. મેક્ષી–મીનસ રાજાએ રૈયતને તો પોતાના જુલમથી નહીંજ છોડી, પણ વહુ દીકરાં ઉપર પણ દ્વેષ કરીને જુલમાત કર્યો, અને માત્ર ત્રણજ વરસ રાજ્ય ચલાવી પોતાનું કમકમાટ ભરેલું મોત આણ્યું. જુલમગાર કેસિયસ રાજાએ અદાવત રાખી પોતાનાંજ વ્હાલાંઓને મ્હેલથી વિખુટાં પાડયાં હતાં, અને અંતે તો કાદવ કીચડથી ભરેલાં ખાબોચિયાંમાંજ દટાઈને મૂઓ હતો, અને તેની લાસ પણ કોઈને હાથ લાગી નો'તી. એજ રીતે જુલમગાર સાસુ શું, કે જુલમી વહુ શું, આખર દહાડે માટીડાના બુરા હાલ કરી પરવારીને પોતે તો અંતે નરકમાંજ જાય છે.

ઝે બુયે ઝનાં મૂઇ ગરદદ સુફીદ;
સુફીદી કુનદ ઝીન જેહાં નાઉમીદ.
ચુ ચોગાં કુનદ કુઝ બાલાએ રાસ્ત;
ઝે કારે ઝનાં ચદ ગુન્હે બલાસ્ત.

કજાત બૈરાંની ઝેરી હવાથી માટીડાઓના બાલો કાળા ભમર જેવા હોય તે પણ સફેદ પુણી જેવા થઇ જાય છે. અને તે ધોળાશથી આવેલી વૃધ્ધાવસ્થા માટીડાના આખા સંસારને નિરાશા અને નાઉમેદીમાં બદલી નાંખે છે. માટીડાનાં સીધાં ટટાર શરીરને દડીદાવ રમવાની વાંકી વળી ગએલી લાઠીના જેવું કરી મેલીને કમ્મરેથી વાંકોજ વાળી મેલે છે. ટુંકમાં, ઓરતોનાં ફેલ ભરેલાં ને ઇલત ભર્યાં કામોથી મર્દ ઉપર નહીં નહીં તેવી આફતો ગુજરે છે, અને સાથે બલા આવી પડે છે.



## ચોભખો ૨૨ મો.

**વહુ ચાલે ને ઘર હાલે; સાસરે સંપ નહીં ને પિયરે જંપ નહીં.**

"Fair Peace ! how lovely, how delightful thou ?
By whose wide tie the kindred sons of men
Like brothers live, in amity combined,

And unsuspicious faith; while honest toil
Gives every joy, and to those joys a right,
Which idle, barbarous rapine but usurps."—Thomson.

ગાયમાય! હવે લક્ષ્મીમાય ચોથા દીકરાના શમણામાં આવી કહેવા લાગ્યાં:—"ઉઠો બેટા! જે મનુષ્ય લડાઈની પહેલ કરી છેડતી શોધે છે, તે મનુષ્ય ભલે રાજા પાદશાહ હોય કે ગરીબ રંક હોય, પણ કલહ કીધાની સજા તરીકે હું તેને છોડીને ચાલીજ જઉં છું. પ્રભુ ભગવાને પોતાની માનીતી સેવકી લેખે મ્હને લેખીને સંપીલાં ઘરોનું રક્ષણ કરવાના કામ ઉપર મ્હનેજ ઠરાવી છે, પરંતુ જ્યારે મૂર્ખ સાસુ વહુઓ અત્યંત ક્રોધ કરી વાદવિવાદમાં ઉતરી પડી લડાઇ જગાડે છે, સુઈ રહે છે, માદક પદાર્થો ખાય છે, વ્યર્થ કામમાં વખત ગુમાવે છે, તેઓ પોતાનુંજ ભુંડું વાંચે છે, અને મ્હને નાખુશજ કરે છે. કજાત દીકરીને વહુ કરવા પહેલાં સજાત વહુ મેળવવા પ્રયત્ન કરવો જોઇતો હતો, તે ત્હારી માતાએ ન કર્યું, અને હવે જ્યાં લડાઈ જાગી ત્યાં મ્હારાથી ના રહેવાય. કહ્યું છે કે; દીકરીનાં માગાં હોય, કાંઈ વહુનાં માગાં ન હોય. એ તો હવે કપાળે કાન જડાયા તે જડાયા. ગાડી જોઇએ ઉલારી, ને વહુ જોઇએ કુલારી. કુલારી એટલે કુળવંતી વહુ હોય ને ગરીબ હોય તે ભલી, પણ નીચાં કુલની હોય ને શ્રીમંત હોય તો પણ નકામી. તે પૈસાદારની દીકરી હોઈ ગરીબ સાસરાંમાં ટંટા જગાડે છે, અને મ્હને કાઢી મૂકીને અવસરને બોલાવે છે; પછી સત્યાનાશ વાળે છે. તમો ભાઈ ભોજાઈઓ સાથે મળી એક વર હજીએ માગશો તો તે આપીને હું તમારી રૂખસદ લઈશ!" ચોથો બેટો પણ ઝબકી ઉઠી ધ્રુજવા લાગ્યો કે, સંસારમાં સુલેહ નહી માગતાં લડાઈ જાગવાથી ફના ફાટિયો કરીને લક્ષ્મીજી ચાલ્યાં જશે તો અમારૂં શું થશે! હે પ્રભુ! ખમા કરો!

દીકરી ગાયમાય! સંસારમાંજ નહીં પણ મોટાં મોટાં રાજપાટમાં પણ લડાઈની પહેલ કરનારા લડાયક પાદશાહો ખડાખાસ્તા થયા છે, જેની શાખ પણ ઈતિહાસે પૂરી છે. વેલેરિયન શેહેનશાહને લડાઈ શોધવાનો શોખ હતો. તે બંડિયા રાજાઓ ઉપર જુલમ ગુજારતો; તે એટલે વેર, કે પોતાના રથને બળદની જગોએ રાજાઓને જોડીને હંકારતો! તેના આ અહંકારથી જ્યારે ઇરાનના પાદશાહે તેને જેર કીધો, ત્યારે ઈરાની પાદશાહ ઘોડેસ્વાર થતી વેળાએ તેને ઘોડાના પેંગ આગળ ચતોપાટ સુવાડી, તેના પેટ ઉપર પગ મૂકીને ઘોડે ચઢતો! પછી એ વેલેરિયન કેદખાનામાં સબડતો રહ્યો હતો, અને છેવટે તેની જીવતી ચામડી ઉખેડાવીને મારી નાંખવામાં આવ્યો હતો. એવાજ હાલ જુલમગાર સાસુઓના મરતે વ્હાડે થાય છે. ડાયોકલેસિયને નહિ પોતાની

રૈયતને સુખ આપ્યું, કે નહિ પોતાનાં બચ્ચાંઓને સુખ આપ્યું. સર્વને દુઃખ દેવાની જ્યારે હદ આવી ત્યારે તેને રાજપાટ છોડવું પડવાથી તે ગાંડો થઈને મરી ગયો હતો. તેવાજ બુરા હાલ લોકસ્ટા સાસુના થયા હતા. તેણી સૌને મોઢે ચઢી ચૂકી હતી. જે વહુઓને તેણી પ્રથમ પાલતી તેમનાજ ગળાં પાછળથી કાપી નાખતી. એટલુંજ નહિ, પણ જે વહુઓ તેની તાબેદારી ઉઠાવતી, તેમને પણ ઠાર કરવાને તે ચુકતી નો'તી. તેણી રોમન શહેનશાતમાં ઘણી પ્રખ્યાતિ પામતી હોઈ, પોતાના પાલનહાર કલોડિયસ તથા બ્રિટેનીકસનાં ખૂનો વટીક આ નડારી અબળાએ કરાવ્યાં હતાં. પરન્તુ નીરોનો પ્રાણ લેવાની તૈયારી કરતાં તેણી પકડાઇ આવી, અને છેવટે તેને પત્થરે પત્થરે માર મરાવી, શરીર ઉપર ઘા કરાવી, તે ઉપર નીમકનું પાણી છંટાવી, ઉભી ને ઉભી ચીરી નંખાવવામાં આવી હતી! જુલમગાર સાસુના પણ એવાજ હાલ થાય છે દીકરી.

પસંદીદસ્ત બખશાયશ વ લેકીન;
મનેહ બર રીશે ખલ્ક આઝાર મરહમ.
ન દાનેસ્ત આંકે રેહમત કર્દ બર માર;
કે આં જુલમસ્ત બર ફરઝંદે આદમ.

માણુસ જાત ઉપર રહેમિયત ભરેલી બક્ષેશો કરવી તો સારીજ છે, પરન્તુ આઝારનાં દેનારાં જુલમગાર મનુષ્યના ઘા ઉપર તું મલમ ના મૂકતી. જેણે સાપ ઉપર દયા કરીને તેને છુટો જતો મૂકયો તેણે નથી જાણ્યું, કે એવી દયા મેં કદર ખાવી તે આદમ બાવાનાં બચ્ચાંઓ ઉપર જુલમાત ગુજાર્યા બરાબર છે. મેક્ષીમ્યાનસ હરકયુલયસ જેવા આદમીના અને સગાં સંબંધીઓના કટ્ટા શત્રુને પણ ચાલતે દહાડે તખ્ત છોડવું પડયું હતું, અને જે નિર્દોષો ઉપર તેણે સીતમ ગુજાર્યો હતો, તેમણેજ તેને ગુંગળાવી ગુંગળાવીને મારી નાંખ્યો હતો. વળી જુલમગાર પાદશાહ મેક્ષીમ્યાનસ ગેલેરિયસને પણ તેનાં સગાં વ્હાલાંએ એકાએક ઓચિંતો પકડીને ભયંકર રીતે રિબાવી રિબાવીને મારી નાખ્યો હતો. જુલમગાર ઝોહાકના તેવાજ બુરા હાલ થયા હતા. જુલમગાર સેવેરસને સંસારના ટંટા નહીં ખમી શકાવાથી આપઘાત કરવો પડયો હતો. વાસ્તે હે બેટી! તું સાસુ તરીકે બહુ ચોંકીને ચાલજે. પછી સાંભળ, તેજ રાતે લક્ષ્મીજીએ પાંચમા દીકરાને સ્વપ્નુ આપ્યું: "જાગ; હે પુત્રે! મ્હારૂં વહાન* ઘુવડ છે. હું ભગવાનની સાથે જયાં જઉં છું ત્યાં તો ગરૂડ ઉપર સ્વારી કરીને જઉં છું, પણ એકલી જઉં ત્યારેજ ઘુવડ ઉપર બેસીને જઉં છું. જેને ઘેરે હું ભગવાનની જોડે ગરૂડ ઉપર બેસીને જયારે જાઉં છું

* હિંદુ શાસ્ત્રમાં દરેક દેવ દેવીઓને બેસી ફરવાનાં નકકી કરેલાં પ્રાણીઓ હોય છે, તે ઉપરજ તેઓ સ્વારી કરે છે, જેને વાહન કહે છે.

ત્યારે તે ઘરમાં દાનધર્મ, પુન્ય, ધર્મયજ્ઞ, અને યાત્રા કરાવી સૌને શાંતિમાં રાખું છું. જે ઘરમાં હું ઘુવડ ઉપર બેસીને જઉં છું, તેને ઘેરનાં વહુ દીકરાંઓ લડાયક અને કુસંપી હોવાથી મ્હને તે લોક દિવસે તો દેખતાંજ નથી. ટંટાખોરાં ઘરનાં લોકમાં હું અંધકાર રાત્રિમાં, અને તે પણ અધર્મ માર્ગેજ વપરાઉં છું. કજ્યાખોર કલાલને ઘેર જઉં, વેશિઆને ત્યાં પણ જઉં, પરંતુ ત્યાં હું લુટાઈ જાઉં, અને કદાચ વાપરવામાં આવે તો મ્હને અધર્મ માર્ગેજ તેઓ વાપરે, અથવા તો હું તેમને ત્યાં જમીનમાંજ દટાઈ રહું છું. જયાં કુસંપ જાગે, સાસુ વહુને સલાહ ન હોય, ત્યાં તો હું ઘડીવાર પણ ઉભી ના રહું. ત્હારી માતા ત્હારી સ્રી સાથે વઢી, અને મ્હને કાઢી મૂકી! હજી પણ એક વર આપતી જઇશ. ત્હારી બાયડી પાસે ત્હારી માતાની માફી મંગાવજે. ત્હારી માતાનું ખાસડુ આપીને નાકઘસણી કરાવી પ્રાયશ્ચિત કરાવશે તો ઠીકજ છે, નહીં તો તમે બધાં છેકજ હાડમાર થશો. સાસુ થુકે, પણ વહુથી તેણીના શરીર ઉપર ના થુંકાય!" આ બેટો પણ હવે બહુ દુઃખી દિલે જાગી ઉઠી પોતાની સ્રી ઉપર કહેરે ભરાઈ ટટળવા બેઠો. દીકરી ગાયમાય! કવિએ કહ્યું છે કે;

જ્હોરીકા હીરા હીરા, કવિકા હીરો કવન;
તરૂની હીરા તન, અરૂ પદ્મની મન પાવન.

---

## ચાબખો ૨૩ મો.

### સસરાના હેતના ફુસકા ક્યારા, કે મનની સાસુની કમોદ માઠી.

---

ઝવેરીના આખા ભવનો કમાણી કરનાર જેમ એક હીરો હોય છે; કવિનું પેટ ભરનાર હીરો તે તેની કવિતા હોય છે; તેમ જુવાન વહુનું રત્ન તે તેણીનું શરીર હોય છે; અને સજ્જન વહુનો હીરો તે તેણીનું પવિત્ર, વગર કપટનું સાફ મન હોય છે. એ જુદા જુદા હીરાઓ વડેજ તેઓની મોટાઇ સંસારમાં ટકી રહે છે. એક વહુના શરીર ઉપર થૂંકવાથી તે નિર્માલ્ય અને તુચ્છ થઇ પડેલી પોતાને માને છે. જે વસ્તુ જેને પ્રિય છે તેજ વસ્તુ તેને મનથી લાખો રૂપ્યાની કિમ્મતની છે. બીજી છ વહુઓ બહારથી સંપ દેખાડતી હતીઓ, પણ એક દહાડે મોટી વહુના ભાઇઓ પોતાની બ્હેનને ઘર પરોણા આવ્યા, ત્યારે સાસુએ છણકો કરીને કહ્યું કે; "મ્હારા ઘરમાં ઉભું રહેવાની જગો નથી; તો શું હું તમને મ્હારાં માથાં ઉપર ઉતારો આપું?" અને બીજેજ દિવસે બેઉ દીકરીના વરો આવ્યા, તેમને સારૂ દિવાનખાનામાં ખાટલા મૂકાવ્યા; જેથી મોટી વહુ બીજીઓને શિશક ચઢાવવા

લાગી, અને વળી છઠ્ઠી વહુએ નિચવી આપ્યું કે; હિવાળીને હંહાડે ખાધરી સાસુએ ગળાં વેર આવી ત્યાં સૂધી મિઠાઈ ખાધી, ને મ્હારા ધણીને હાંસની એક પાપડી ખાવાનું પણ સુગાઈને બોલી કે; "છેક ગળાં વેર આવ્યું છે, હવે તો એક કડી પણ ના સમાય!" એટલામાં લીલી દરાખ એનોજ જમાઈ લાવ્યો તો કહે કે; "એ તો મ્હને બહુજ ગમતી વસ્તુ છે, તે ખાધા વિના ના રહું;" એમ બોલીને દશ પંદર દરાખ ખાધી! જમાઈ વત્તો, કે દીકરો? મૂઈરે; એવી ચરટફૂટી સાસુ! એવી ફેલફૂટી સાસુને તો ઝેર દઈ મારી નાખેલીજ ભલી! આમ કરતાં છઠ્ઠા દીકરાને લક્ષ્મીજીએ સ્વપ્નું તેજ રાતે આપ્યું. "ઉઠ ભાઈ! ત્હારી બાયડી સાસુને ઝેર આપવાના વિચારમાં છે. તેને શું? સાસુ પોતાને ગમતું ખાય પીયે તેનાં તે કાંઈ વેર વસાવવાનાં હોય? તે મોટાં છે; ગમે તે કરે. ભલી વહુ હોય તો તે પોતાની સાસુના કહ્યાસરની થઈ પડી તેણીના દરેક બોલને માન આપે, અને સાસુનું સુખ વધારી તેણીનો જમણો હાથ થઈ પડે; પણ વેરસી વહુ સાસુને અપમાન આપી તેણીનું દુઃખ વધારીને તેણીનો જમનો જ હાથ થઈ પડે છે. હવે એવાં કુસંપવાળાં ઘરમાં હું ના રહી શકું. હું નિસરી નાસું છું; માગજે એક વરદાન!" છઠ્ઠો દીકરો પણ ગભરાઈને સજાગરૂ થઈ પોતાની કુચાલની સ્ત્રી ઉપર કેહેરે ભરાયો.

દીકરી ગાયમાય! મનુષ્યનો સ્વભાવ છે, કે પોતાને ગમતી ચીજ કરવામાં તેને મુશકેલી જેવું કંઈજ જણાતું નથી. એ ઉપર એક ખરૂં બનેલું દ્રષ્ટાંત કહું તે સાંભળ. આજથી ૩૮ વરસ ઉપર ઇ. સ. ૧૮૮૫માં સ્વર્ગવાસ પામેલા પરમહંસ રામકૃષ્ણ દેવ, જેઓ સ્વામી વિવેકાનંદ તથા બાબુ કેશવચંદ્ર સેનના પ્રખ્યાત ગુરૂ હતા, તેઓ અવારનવાર પોતાના શિષ્ય કેશવચંદ્ર સેનને ઘરે જમવા જતા હતા. એ પરમહંસને જલેબી ખાવા ઘણીજ ગમતી હતી. એક પર્વના દિવસે તેમણે બહુજ મિઠાઈ વિગેરે ખોરાક ખાધા પછી, બીજા શિષ્યોએ તેમને એક બાકી રહેલું ગળ્યું મિષ્ટાન ખાવાને વિનંતિ કરી; ત્યારે પોતે બોલ્યા હતા કે; "મ્હારૂં પેટ એટલું તો ગળાં સુધી ભરાઈ ગયું છે, કે રાઈનો એક દાણો સરખો પણ પેટમાં જવા માગે તો તેને માટે રસ્તો કરી શકાય એમ નથી!" એટલામાં એક ચેલાએ કહ્યું:-"મહારાજ! તાજી તાજી જલેબી છે; ખાશો?" એટલે પોતે હા પાડી, જલેબી ખાધી! આ જોઈને બીજો ચેલો બોલ્યો; "મહારાજ! એક રાઈના દાણાને પણ પેટમાં પસાર થવાનો માર્ગ નો'તો, ત્યારે જલેબીનો માર્ગ કેમ થયો?" પરમહંસે હસીને કહ્યું:-"બેટા! એક મોટો મેળો ભરાયો હોય ત્યાં એટલી બધી તો ઘોડાગાડીઓની અલગાર લાગી હોય છે, એટલાં તો લોક આસપાસ ફરી વળેલાં હોય છે; કે બીજી એક ગાડી તો શું પણ એક માણસથી પણ તે ભીડમાં પેસી શકાતું ન

લોક; એવામાં જો ગવર્નર સાહેબની ચાર ઘોડાની ગાડી આવતી હોય છે, તો લોકો "ખસો-ખસો, હટો-હટો!" કરીને આપમેળે ગવર્નરની ગાડીને માર્ગ કરી આપે છે; તેમજ જલેબી એ મ્હને બહુ ભાવતી વસ્તુ હોવાથી બધાં પકવાનમાં એની મોટાઈ ઘણી હતી, જેથી બીજા ચીકાઈ મેવા જે મેં આપેલા છે, તે સર્વ પદાર્થો પણ જલેબીને જવાનો રસ્તો જરૂરજ ખુલ્લો કરી આપશે; માટે હે બેટા! ત્હારે એની વચમાં આવવાનું કામ નથી."

હે ગાય! હવે સાતમા દીકરાના તેજ રાતના સ્વપ્નાની વાત સાંભળ. લક્ષ્મીજી તેને ઉઠાડી ઝબકાવીને કહેવા લાગ્યાં: "ન્હાનો દીકરો માતાને વ્હાલો હોવાથી ન્હાની વહુ પણ સાસુ વખી નિવડે છે. દુષ્ટ ઈચ્છાઓ કરનારી વહુઓ જયારે સાસુની મરવાની વાટ જૂએ છે, ત્યારે તેના ભોગ તેઓ પોતેજ થઈ પડે છે. ખાડો ખોદે તેજ પડે. વહુઓને જો પોતાનેજ પોતાના ઉપર દયા હોય તો સાસુનું નરસુ ઈચ્છવાથી દૂરજ રહેવું. સાસુની અદેખાઈ કર્યા કરતાં તે દ્વેષનો દોષ વહુઓમાંજ પેસી ગયો છે. જે દોષ સાસુમાં હોય તેથી વહુએ પોતેજ મુકત રહેવું; પરંતુ સાસુમાં ફલાણી એબ કે અમુક તમુક ખામી છે, એવી બુધ્ધિ પણ વહુએ કરવી, એ વહુનેજ નડે છે. ઉઠ, ત્હારી બૈરી ન્હાની ઉમ્મરની છે, પણ મોટી બુધ્ધિની છે. ઉમ્મરમાં બીજા ભાઈઓથી તું ન્હાનો છે, પણ સમજણમાં તો સૌમાં તુંજ મોટો છે. હું જાઉં તે પહેલાં વિચાર કરીને એક વરદાન એવું માંગજે; કે તમારો વૈભવ છેકજ તૂટી પડતો અટકી પડે!" ન્હાનો ભાઈ જાગીને ભડકી ઉઠયો. રડવાને બદલે રામ-રામ કરવા બેઠો. લક્ષ્મીદેવીની પુજા કરવા લાગ્યો.

ગાયમાય! જે વહુ પોતાની સાસુ કે પોતાના ધણી સસરાનું ભુલું વિચારતી નથી, તે હાડમાર થયા વિના રહેતીજ નથી. જે સાસુ દીકરાનો સંપૂર્ણ પ્રેમ ધરાવતી હોય, તેને જો તેની વહુ હાડછેડ કરી ધકેલા પાડે છે, તો તેણી પોતેજ પોતાની કબર ખોદે છે. વળી જે સાસુ પોતાની વહુ લાવતી વખ્તે સગાઈમાં ઠગાઈ કરે છે તેને, તેમજ સાસુનું જે વહુ નરસું વિચારે છે તેને કોઢ નિકળે છે.

---

## ચાબખો ૨૪ મો.

### નવી વહુનાં પગલાં એવાં, કે ભડકી ખાઈને સાસુ મૂવાં.

એક હતા પટેલ. તેની માતા હતી આંધળી. અને બ્હેન હતી પાંગળી. માતાની સેવા કરવા સારૂ પટેલ એક ખાધરી પટલેણને પરણી લાવ્યા. પટેલના

ઘરમાં "આનંદી દેવી" નામે એક મૂર્તિ ગોખમાં બેસાડેલી હતી. ભોજનની થાળ પ્રથમ તે પુતળીને ધરાવીને પછી સૌ કોઈ ખાતાં. તરેહવાર દૂધ ઘીનાં પકવાનો બનાવીને ખાધાના ચસ્કાવાળી આ નવી પટલેણુ હરરોજ મૂર્તિ આગળ થાળ ધરતી, ને પછી બધાં સ્વાદિષ્ટ પકવાનો પોતેજ એકલી ચપાતી જતી. દેવી આગળ પ્રસાદીની થાળ ધરતી, તે વેળાએ હળુસે બોલતી કે;

આનંદી દેવી આનંદી, નથી સાસુ કે નણંદી;
રજા ત્હારી માંગું, મિષ્ટાન મ્હોમાં ભાંગું.

જ્યારે આ પ્રમાણે બોલે ત્યારે તો ઘણુંજ ધીમે સાદે બોલે, અને બીજીવારે પોતે વળી પાછી, દેવીજ જાણે જવાબ આપતી હોય તેવી રીતે, સાસુ નણંદ સાંભળે તેમ મોટે સાદે બોલતી કે;

આવડે નહીં ઘેંસ, ને રાંધવા પેંસ—હવે
છાસ બોલે છબક છબક, લે રે મોઢાં લબક લબક !

છાસમાં જુવારનો લોટ ભેળી ઘેંસ બનાવી ખડકું પીતી હોય નહીં શું, તેમ સાસુ નણંદને સંભળાવવા સારૂ મોટે સાદે પ્રગટ બોલતી, અને સાસુ નણંદને ભડકીજ પાતી; એટલુંજ નહીં, પણ પટેલને સારૂ ખેતરે ભાતું લઈ જતી ત્યારે પણ સાથે ઘેંસ લઈ જાતી, ને પટેલ ખાઈ રહ્યા પછી પોતે તો ધણી દેખત તે ઘેંસ પીતી ! પટેલને બહુ દિવસે વિચાર આવ્યો કે;

"મ્હારી પોરી પટલેણુ! ખાયેછ ત્યારે તો ઘેંસ; ને કયોંથી થઈ ગઈ જાણે ભાદરવાની ભેંસ ! કાંઈ પણ કાળું કરમ કરતી હશે ! એમ ના હોય તો આવડી માતેલી તાટેલી એટલા દિવસમાં કયોંથી બને ! " આમ વિચાર કરીને પટેલ ઘરે ગયા, અને પોતાની અંધ માયને પસવારવા લાગ્યા; એટલે મા બોલી:—"દીકરા ! મારા તો ઈમધીમ જેવી પૂરણે બનતી જાય છે, ને તુંજ કયમ તવાતો સુકાતો જાય છે ? કાંઈ ખોરાક કર દીકરા! માય બ્હેન તો ઘેંસ ખાઇને માની છે, નવી વહુ બાપડી ભડકી પીને દહાડા કાઢે છે, ને તું મિષ્ટાન ખાય તોય સુકાય કેમ ? " પટેલે આ માર્મિક મેહણું સમજી જઇને બીજે દિવસે ખેતરમાં જવાનું કહી પાછળે રસ્તે માળિયાં ઉપર સંતાઇને નવી પટલેણુનો ચારોમારો જોઇ લીધો. પછી બારવણે ખેતરે જઈ એક ચાબખો બનાવી તૈયાર રાખ્યો. પટલેણુ ભાતું લાવીને બોલ્યાં:—"ભા! લ્યો તો ઝટપટ ખાઇ લ્યો મ્હને બહુ ભૂખ લાગી છે; પંણ માટીડા જમ્યા સિવાય પતિવ્રતા, જે હું, તે કોઈ દિવસ જમતી નથી ! તમે ખાઈ લ્યો સો પછીજ હું ભડકી પીયું !" પટેલે ખેતરમાં કરેલા એક ઊંચા માળા ઉપરજ પટલેણુને બોલાવી. પછી કોરડો લઇને મગાય એટલો માર માર્યો. ચાબખે ચાબખે પટેલ મારતા જાય ને બોલતા જાય કે;

" આનંદીના ભાઈ ચાળા ! આં નથી કોઈ સગો કે સાળા;
સાસુ એની આંધળી, ને નણંદ બેઠી પાંગળી."

પછી હેવીજ જાણે કે તેનો ઉત્તર આપતાં હોય નહીં શું, તેમ જવાબમાં પટેલ પોતેજ બોલ્યા;

" હિંગળાનો રંગ રાતો હોય, ને કોયલાનો રંગ કાળો,
ભોળો ભગત તો આમ ભણે જે, વહુનો ભાઈ તે સાળો."

વહુ તો રોતી રોતી ઘરે આવી, પણ પટેલે જાણ્યું કે, મારનો ખાર રખેને અંધ સાસુ ઉપર કાઢે, કરીને પટેલ પણ પૂઠે પૂઠે ઘરેજ આવ્યા. ઘરમાં વહુ રોતી બેઠી, તેનું જોઈને સાસુ રોવા લાગી, ને તેનું જોઇને નણંદે રડવા માંડયું. બધાંનેજ રોતાં જોઈ પટેલ પણ સેંકડો તાણવા લાગ્યા. એટલામાં ફળિયામાંના લોકો ભેગાં થયાં, જેમાં એક વૃદ્ધ ૯૦ વર્ષનો કણબી પણ આવ્યો. બધો તમાસો જોઈ તે વૃધ્ધ બોલ્યો:--"જેનાં તેનાં કરમ નડયાં ને નડશે. આ સાસુડી આંધળી થઈને ભડકું ખાતી થઇ, એ પણ એનાં કરમેજ. એણે પોતાની અપંગ સાસુ ઉપર પોતાના ચાલતા વખતમાં કાંઈ થોડો જુલમ નથી પાડયો ! પોતાને ખાતાં વધેલું એઠું પોતાની અશકત સાસુને ઠીબલાંમાં ખવાડતાં મેંજ એ આંધળીને દીઠી હતી, અને ભગવાને સરખો ન્યાય કરીને એને પણ ઘડપણે આંધળી બનાવી ઘેંસ પીતી રાખી છે. હવે પછી અંધ સાસુને સતાવનારી આ નવી વહુ જ્યારે સાસુ થશે ત્યારે એની પણ અવસ્થા એવીજ થશે. પરમેશ્વર પાધરો છે તો !"

" નદી નયા જલ પાય કે, પુલી કિયા સબ ખ્વાર,
ફિર ગ્રીષમ કે ખપ બખત, ધૂલ હુઈ નિર્ધાર."

એક ન્હાની નદીમાં વરસાદનું નવું પાણી આવ્યાથી એ નદી ફુલી ને ફાલી ગઇ. મોટી ભરતી થતાંજ ચોમેર રેલાઇ ફેલાઈ ગઈ, અને આસપાસનાં ખેતરાં અને ગામો સૌ ઉજડ કરી મેલ્યાં. આ રીતે પોતાનાં ચાલતાં ચલણમાં અને આબાદીના વખત પર આ ફુાટી ગએલી નદીએ પોતાનું એ કાંઇ ભલું ન કર્યું, તેમ આસપાસનાં સંબંધીઓનું પણ કાંઈ ભલું ન કર્યું. પરંતુ ઉલટી એ નવી નદીએ તો સર્વને દુ:ખોજ દીધાં, પછી જ્યારે ઉનાળામાં પાણી સુકાઇ ગયું ત્યારે પોતેજ સુકાવા લાગી; અને જ્યારે પોતાની ઉપરજ આપત્તા વિપત્તિ પડવા લાગી ત્યારે નહી તેણી પોતાનું, કે નહીં આસપાસનાં સંબંધીઓનું પણ કાંઈ ભલું કરી શકી.

હે દીકરી ! એ ઉપરથી બધી મતલબ સાસુ વહુને લાગુ પાડી તું હવે તો સમજીનેજ સાસુપણું ચલાવજે. હવે લક્ષ્મીજીના સ્વપ્નાની વાત કહું. તેજ

પાછલી રાતે આખી રહેલી બધી વહુઓના સ્વપ્નામાં લક્ષ્મીમાય આવીને સર્વને એક સરખો બોધ આપવા લાગ્યાં કે; "હે પુત્રીઓ! સોનાના વાસણ સોના જેટલાંજ જેમ કિંમતી થાય છે, તેમ સજ્જન સાસુની કિંમત સજ્જન વહુઓથીજ થાય છે. દીકરીના કાન તેની પોતાની માતાથી વિંધાતા નથી, પણ પરાઈ માય (સાસુ)થીજ વિંધાય. તમારી સાસુનું નાક કપાયાથી તમે ખુશી નહીં થશો; તમારૂં નાક કપાવાની વારી ક્યારે આવશે તે તમે જાણતાં નથી. વહુનું માથું ઠાલું હશે તો તે સાસુની બકબકારો કરતી જીભને એકદમ ચુપ કરી દેશે. સાસુ સાથે તકરાર પડે ત્યારે શાંતપણે, તમે તમારાં મનથી સાસુની જગોએ તમે પોતેજ છો, એવો ખ્યાલ કરીને વિચાર કરજો, કે સાસુપદ ઉપર તમે હો તો તમને કેવું લાગશે! હર પ્રસંગે સાસુ ઉપર સુગીને વહેમી થવા કરતાં કોઈવાર સાસુથી ઠગાશો તેજ ભલું. સદ્ગુણી સાસુ તમારા ઉપર ભરોસો રાખતી હોય, તેનું નરસું કરવાના ઘાટ ઘડશો મા. સવારે સૌ ભેગાં મળીને એકજ વરદાન માગી લેજો; હું હવે આ ઘર છોડી જઉં છું. સાસુને દગો થાય એવું વરદાન માગશો તો પાછળથી તમેજ પસ્તાશો.

"જો દગા દેગા કીસીકો, આપ ધોકા ખાયેગા;
ખોદનેવાલા કુવેકો, ખુદ કુવેમેં મર જાયેગા!"

સહવારમાં સર્વ કોઈ અચંબા, અફસોસ, અને નિરાશાથી અકેક સાથે સ્વપ્નાની તાસીરનો વિચાર કરતાં બેઠાં. બધાં ડુસ્કે ડુસ્કે રડયાં. પછી શાંત પડયાં ત્યારે વિચાર કરીને કોઈ કહે, આબાદી માંગ્યે. કોઇ કહે; સંતોષ માંગ્યે. કોઇ કહે; દીર્ઘાયુષ માંગો. કોઈ કહે; આરોગ્યતા (તંદોરસ્તી) માંગો, તો કોઈ કહે ધંધામાં બરકત માંગો, પછી સાસુ ઉપર થુંકનારી વહુએ આવી ખૂબ નાક ઘસણી કરીને સાસુની પુષ્કળ પુષ્કળ માફી માગી. એટલામાં રાંધણીમાંથી રાંધતાં રાંધતાં ખરડેલે હાથે ન્હાની વહુ દોડતી દોડતી આવીને સર્વની વચ્ચમાં બોલી ઉઠી:-"બધું જવા દો, બસ એક સંપ માગો!" સંપના ફાયદાનો વિચાર કરતાં, સર્વને એકલો સંપ માગી લેવાનુંજ વાજબી લાગવાથી, બીજી રાતે લક્ષ્મીમાયે જ્યારે સર્વને સ્વપ્નામાં પૂછયું, ત્યારે સૌએ માત્ર સંપ માગી લીધો. આ ઉત્તમ માગણી જોઈ લક્ષમીદેવી બોલ્યાં,—"અરેરે! આ શું માગ્યું? આ તો તમે પાછી મ્હનેજ માગી! જ્યાં હું હોઉં ત્યાં સંપ, ને જ્યાં સંપ હોય ત્યાં હું. અમે તો એકમેકથી કદી છુટાં રહી શકતાંજ નથી. તમે કેવી સુંદર માગણી કીધી! તમે કેવું ઉત્તમ દ્વીઅર્થી વરદાન માગ્યું! ચાલો ત્યારે, જો તમે સઘળાં સંપથી સંસાર ચલાવવાજ જ્યારે માગો છો ત્યારે તો મ્હારે પણ સંપની સાથે રહ્યા વિના છુટકોજ નથી. આ હું આંજ રહી!"

પત્ર ૨૬ મો.

વહુ ફાંસો રે ફાંસો! કોટે વળગ્યો સાસુનો ફાંસો રે!

"When two goats met on a bridge which was too narrow to allow either to pass or return, the goat which lay down that the other might walk over it, was a finer gentleman than Lord Chesterfield."—Cecil.

વ્હાલી દીકરી,

સાસુના ફરજાત ચાર કહ્યા છે.-૧-શિક્ષક. ૨-રક્ષક. ૩-પોષક. અને ૪-સેવક. તું શિક્ષક-સાસુ લેખે નવી આવેલી વહુને પ્રથમથીજ પોતાના કુટુમ્બની ઉત્તમ રાહરીતિની કેળવણી આપજે, જેથી તે ચાલતે દહાડે વિવેક, મલાજા, અને નમનતાઈથી સાસુ સસરા જોડે વર્તવામાંજ સુખ છે, એમ સમજીને સાસરાં ઘરને સુખી કરી, તેમની ખુશાલીમાં વધારો કરશે. પરંતુ આડી અવળી સલાહ આપી બીજાની નજરમાં તેને હલકી દેખાડવા સારૂ નઠારી ને આડે માર્ગેની સલાહ જો તું આપશે તો તેણી ચાલતે દહાડે નાપૂરમાન થઇ ત્હારૂંજ હૈયું કોતરી ખાશે. ક્રોધી વહુને નરમાશથી ઉત્તર આપીને, તું જાણે કે અગ્નિ ઉપર ઠંડું પાણી રેડીને તેણીને ટાઢી પાડી શકશે; અને પ્રથમથી શત્રુ થઇને આવેલી વહુ, પાછળથી ત્હારી મિત્ર થઈનેજ રહેશે. જે સાસુ પોતાની તારીફ અને સ્તુતિ કરનારી વહુને, તેમજ નિંદા અને બદગોઈ કરનારી વહુ બંનેને સરખી ગણે છે, તેણીનોજ આત્મા શાંત રહીને સ્વર્ગે જનારો છે. એક સારી વહુ એ સાસુના ઘડપણના રોગનું અમુલ્ય ઓખડ છે. એક ચાલતી ગાડીના ચક્રને જેમ ધરીની અવશ્ય જરૂર છે, તેમ સંસારના ચક્રને ચલાવવાને માટે સાસુની નમ્રતા, દયાળતા, નિઃસ્વાર્થતા અને ઉદારતાની અવશ્ય જરૂર છે.

ગાયમાય:—"ત્યારે બાવાજી! જે સાસુઓ વહુઓને મનને ગમતી માતાઓ થવા કાજે સૌ સાથે હળીમળીને મળતાવડાપણાથી વર્તે છે, તેવી ભલી સાસુઓને તો વહુઓ તરફથી દુઃખ પડવું નજ જોઇએ, છતાં તે ભલી રૂડી સાસુઓ ઉપરજ દુઃખો કાં પડતાં હશે? તેવી વહુથી બીહુ બીને ચાલનારી સાસુ ઉપરજ કાંહનીઓ કાં પડતી હશે?" દીકરી! એનુ કારણ એજ છે કે, વહુ હજી તો સાસરાંનો ઉંબર નહિ ઓળંગે તેટલાંથીજ ભય, ચિંતા ક્રોધ, શોક ઈત્યાદિ મનોવિકારો તે સાસુઓ સેવતી હોવાથી, તે નબળા વિચારોનાં નબળાં ફળ તેમને ચાખવાંજ પડે છે; અને તેણીઓનાં ભલાં કામો તે અણુદીઠ શત્રુઓને અટકાવી શકતાં નથી. સ્ત્રીજાતિનાં હૈયાંનું પ્રતિબિમ્બ તેણીની દ્રષ્ટિમાંજ ભરાઈ રહેલું હોય છે. જે સાસુ અનુભવી

અને અવલોકન કરનારી હોય છે, તેણીના દીઠામાં તો વહુની બેવફાઈ અને નાફરમાની કરતાં ફરમાન બરદારી અને વફાદારીજ દીઠામાં આવે છે. નેપિયર ખાંદાનની સાસુ વહુ એવી મુદ્રા રાખતીઓ હતી કે; "અમે સાસુ વહુ એક વગર ઢાઘાનાજ રહીશું!" અને કેનેડી કુટુમ્બની સાસુ વહુઓ એવો મુદ્રાલેખ રાખે છે કે, "અમે બન્ને નીતિ ધર્મનેજ વળગી રહીશું." ગુરૂ અને સેવકના ધર્મ પ્રમાણે, સાસુ વહુએ પ્રથમ અવસ્થામાં હળી મળીને રહેવું, નહીં કે લોભિયાં ને અદેખાં બની કૂતરાં બિલાડાં જેવો વહેવાર રાખવો. દસ માણુસો એક સુફરે અને એક ટેબલે મજા લઇને ખાય, પણ બે કૂતરાં એક ગંધ મારતું ગધેડું ખાતાં ખાતાં પણ મારામારી ને ઝીખાઝીંખી કરે છે. લોભ્યો અદેખો માણુસ સારી જગતનું ધન ધરાવતો હશે તોય તે ભુખ્યો ને ભુખ્યોજ, અને હળીમળીને સંતોષી સંસાર ચલાવનારાં તો ટુકડા રોટી ઉપર પણ ધરાઈને નચિંત જીવે સૂએ છે.

રૂદએ તંગ બ યક નાને તીહી પૂર ગરદદ;
નેઆમતે રૂએ ઝમીન પૂર ન કુનદ દીદએ તંગ.

સાંકડું આતરડું એક લુખી રોટીએ પણ ભરાઇ જાય; પણ એક લાભિયેણુની સાંકડી આંખો તો તમામ સર જમીનની ન્યામત મળે તોએ ભરાય ધરાય નહીં. પરવરદેગારે પોતાના પ્રીય ફીરેસ્તાને હળીમળીને ચાલનારી સાસુ વહુનાં સંપીલાં ઘરની પાસબાની કરવાનું કામ સોંપેલું છે. "શું બોલી દીકરી! વહુના શ્રાપ તો ઉલટા સાસુને નડે છે!" હા દીકરી! જેમ કછાડી, ત્રાસ પામેલી વહુના શ્રાપ સાસુને નડે છે, તેમ રંજાએલી સાસુની હાય પણ વહુને લાગે છે. ખુદાએ આદમીને આ દુન્યામાં કહી કહીને મોકલ્યું હતું કે, "શેતાનની સાથે લડજે, ને શેતાનનાં કામોને હરાવીને મ્હારી આગળ પાછો આવજે!" પરંતુ આદમી આ દુનિયામાં આવીને તો ઉલટું શેતાનનેજ મળી ગયું, શેતાનનીજ પક્ષ પકડી, અને શેતાનનાજ કામો કરવા લાગ્યું! જેમાં પોતાને કાંઈ નુકશાન નહીં, ને પોતાના ભાઇબંધને જેમાં રાહત મળે તેટલું પણ ભલી ભલાઇનું કામ કરવાને માનવી પાછળ પડયો. જેથી અરસ્પરસ હાય અને શ્રાપ નંખાવા લાગ્યા, અને તે શ્રાપ અને હાયનાં ફળ પણ લાગવા માંડયાં. હેનરી જીલ નામના ખેડુતે, ખેતરમાં પડેલા આખડેલા નકામા કચરા કાંટાને એકઠા કરીને, તાપણું કરવા સારૂ લઈ જતી એક ગરીબ વિધવા ગુડી બ્લેક નામની ડોસીને અટકાવી. ડોસી ટાઢથી ઘણી થરથરતી હતી, અને ભેગા કરેલા કચરાથી પોતાનાં અંગમાં ગરમી આપવાની તૈયારીમાં હતી, એવામાં તેણી ઉપર આવો કહેર વરસવાથી તેણીએ પેલા અદેખા જીલને શ્રાપ દીધા કે, "તું કદી પણ ગરમી મેળવતોજ ના, અને ટાઢે હમેશાં થરથરતોજ

લેખે !" કહે છે કે, તેજ ઘડીથી તે ખેડુતને ગમે એટલાં તાપણાંથી, કે ગમે એવાં ગરમ કપડાં પહેરવાથી પણ તેની ટાઢનાં લખલખાં નરમ પડયાં નો'તાં, અને વર્ડસ્વર્થ કહે છે તેમ, તેના દાંતો આંખો વખત તનકારી કર્યા કરતા હતા.

સાગરકો જલ સોસ ધર, જા ઘરમેં જયોં તોય;
નાગર કે ભર હોય રૂ, ગાગર ગરીબ પ્રદોય.

ઘરબાર રૂપી સાગરનાં પાણી તું સોસી લઇને ત્હારે ત્યાં ભરશે તોય કાંઇ તે ખુટતાં ખુટવાનાં નથી. નાગર કહેતાં શ્રીમંત લોકના ભંડાર ભરાય એટલા ભરે, તોપણ પ્રદોષના પ્રસંગે તું એક ગરીબની ગાગર ભરી આપશે તો તેટલું પણ બસ થશે. દીકરી! તું યાકુતના ઘરેણાં પહેરે છે તો વહુને નમ્રતા બતાવ. તું હીરાના હાર પહેરે છે તો સાસુ તરીકેનું ત્હારૂં ઇમાન તેણીને બતાવી આપ. સોનાની સાંકળી પહેરે છે તો સાસુ તરીકે જે કીર્તિ, જશ, અને બળ કોઇથી બતાવાતાં નથી તે તું શિખાડ ત્હારી વહુને. સેલકેદોની લટકાવી નિકળી છે તો વહુ ઉપર દિલદારી, દિલોજાની, દિલસોજી, દિલબરી, અને દિલલગી દેખાડીને દિલઅફરશાંની બતાવ! લીલમ લટકાવ્યું છે તો વહુથી પણ સારી આશા બાંધ, અને રૂપાની કડીઓ ઘાલી છે તો પાકદામન અને પવિત્રાઇના બોધ શિક્ષક-સાસુ લેખે શિષ્ય—વહુને શિખવજે; પણ બીજાઓની નજરમાં તેણીને હલકું લગાડવા, તથા તેણીને વગર આવડની ઠરાવવા સારૂ તેણીને તું આડે માર્ગેનું શિક્ષણ નહીં આપીશ.

---

## પાઅખો ૨૬મો.

સાસુ પછી વહુનો વારો; માંકડ કરતાં મંકોડો સારો.

---

એક જુવાન વહુને દહીં ખાવું બહુ ભાવતું હતું. સાસુએ તેણીના આ ચસ્કાને શિસક દેઇને ચઢાવી આપી દહીં ખાવાનું ઉતેજન આપતાં કહ્યું કે, વહુમાય! દહીંમાં મોટા ચાર ગુણો હોય છે. જે જુવાન મનીખ હરદમ પણું સરખું દહીં ખાય છે, તેના બાલ કદી પણ ધોળા થવા પામતાજ નથી. બીજું તો, બહુ દહીં ખાનારી અબળા કદી પણ ઘરડી થવા પામતીજ નથી. ત્રીજુ, વળી દહીં ખાનાર આદમીને પોતાનાં વહાલાં દીકરાં દીકરીનું મોત જોવાનો વખતજ આવતો નથી. અને ચોથો ગુણ એ થાય છે કે, દહીં ખાનારના ઘેરમાં ચોર લોકો કદીએ પેસી શકતાજ નથી!" આવી અણુઘટતી શિખામણ જુવાન વહુને તો સોનાના મૂલની થઇ પડવાથી, દરદીને ભાવતું વૈદે ફરમાવ્યાથી દરરોજ ખાતી'તી તે કરતાં પણ વધારે ને વધારે દહીં ખાવા લાગવાથી તેણી ભયંકર માંદગીને

બિછાને પડી. ગભરાટ અકળાટમાં તેણીના ધણી સસરાએ મોટી ફી ખરચીને પાલણપુરના મોટા હકીમજીને તુર્તજ સારવાર કરવા બોલાવી મંગાવ્યા. હકીમજીએ બધી હકીકત સમજીને કહ્યું:-" એની સાસુએ શિખામણ તો સાચે સાચીજ આપી છે; પરન્તુ, દીલમાં વહુનું નરસ વિચારીને કાચે કાચીજ આપી, એમ કહેવાય. ચારેવ ગુણ ખરા જ છે. ૧લો ગુણ એ છે કે; ઘણું દહીં ખાનારૂં માણસ ઝાઝું જીવવા પામતુંજ નથી; એટલે જુવાનીમાંજ મરણ પામે છે. ઘરડું થવા પામતું હોય તોજ તેના વાળ ધોળા થવા પામેને ! બીજો ગુણ એ છે કે; ઘણું દહીં ખાનાર ઝાઝી ઉમ્મર કાઢી શકતું ન હોવાથી તે ઘરડું થવા પામતુંજ નથી. ત્રીજો ગુણ એ, કે તેજ સૌથી વહેલું ને પહેલું મરતું હોવાથી પોતાનાં બચ્ચાં કચ્ચાંને મરતાં દેખવાનું દુ:ખ પામેજ ક્યાંથી ? અને ચોથો ગુણ એ, કે બહુ દહીં ખાનારાંને આખી રાત ખાંસી ને ઠાંસો થયાંજ કરતાં હોવાથી, રાત બધી તે ખોં-ખોં-ખોં કર્યાજ કરે; એટલે ઘરમાં જાગતાં માણસનો અવાજ સાંભળીને ચોર લોકો ઘરમાં દાખલ થતાજ નથી. શિક્ષક કપટી મળ્યો. ઉસ્તાદ તો પાકો મળ્યો, પણ ચેલો કાચો પડયો."

સાસુ છંછણીને ઘાંટો પાડી બોલી:-"આ મ્હારી ભાગ્યેણુને એટલોએ શુધલો નહીં હતો, કે સાસુની શિખામણનો ભેદ ઝટ સમજી જાય ! એને મગજજ કયાં છે ? એનું ભેજુંજ કયાં બન્યું છે ?"

ખાટલે પડી પડી વહુ બોલી :—" ભાગ્યેણ હોત તો અભાગ્યેણુને ઘેર આવતેજ કેમ ? મ્હારાં ભેજાંમાં લગરીક પણ ભેજાંની રજકણે હોત તો પ્રથમ આવી ભાગ્યશાળી (!) સાસુની ભાળ કાઢયા વિના હું પરણતજ કેમ ?"

સાસુ :—" હકીમજી ! દહીંની અસર એનાં ભેજાં ઉપર તો નથી થઇને ? એ આવું કેમ લવે છે ?"

હકીમજી :—" નહીં બાઈ ! એનું ભેજું તો સલામત છે; કેમકે એણે ભેજાં કરતાં જીભને ઘણો શ્રમ આપ્યો છે !"

સસરો :—" હકીમજી સાબ ! આ ઘરમાં 'રાંડિયાં-રોગ' લાગુ પડયો છે, તે પણ સાથે સાથેજ સફા કરતા જાવ !"

આ વઢવાઢ સાંભળી વહુનો ધણી બોલ્યો :-" હકીમજી સાહેબ ! તમારી ફીના લ્યો આ એકસો રૂપીઆ, અને મ્હને "ઘરનો ઘા" લાગ્યો છે તેનો મલમ પણ એજ ફીમાં આપતા જાવ !"

દીકરી ગાયમાય ! " જે કુળના વિચાર આચાર જાણ્યા ના હોય, જે ખાનદાનની વિદ્યા અને પરાક્રમ જણાયેલાં ના હોય, તે ખાનદાનમાં ભોળી વહુને પોતાની કપટી સાસુનો ભય રહેલોજ હોય. તીક્ષ્ણ ચતુરાઇ કાંઇ સર્વદા સંગીન રહેતી નથી. ઘણી ઉંડી નદીઓ સપાટી ઉપરથી શાંત દેખાય છે,

પરંતુ ભિતરમાં દગાખોર હોય છે." હવે પેલી કપટી સાસુએ શું ફેલ કીધાં, કે વહુ સાજી થયાની ખુશાલીમાં આખાં ગામમાં બતાસા વહેંચ્યા, અને વહુને મનાવી લીધી! દીકરી કરીને રાખી! યાદ રાખજે દીકરી, કે દુશ્મન જ્યારે સઘળા ઉપાય અજમાવીને થાકે છે ત્યારે, અને વેર વાળવાના બધા ઉપાય ખૂટે છે ત્યારે, પાછી દોસ્તીની સાંકળ હલાવે છે; અને પછી દોસ્તીમાં રહીને એવાં કામ આદરે છે કે જે કરતુકો દુશમનીના વખતમાં પણ તે કરી શકયું ન હોય. વહુ હવે ચેતેલી રહી, ને કીનો લેવાની તલબગાર બની. થોડેક વખ્તે સાસુ માંદી પડી. હકીમજીને પાછા બોલાવ્યા. હકીમજીએ નાડી પરિક્ષા કરીને જણાવ્યું કે; "ગરમી ઘણી ચઢી ગઈ છે, માટે સોંફનો કા'વો કરીને ખૂબ પાવ!" વહુએ પણ પેટમાં ભરાઇને સાસુની ખૂબ સારવાર કરવા માંડી. સાસુએ પડયાં પડયાં કહ્યું:—"વહુજી! હકીમજીના ફરમાવ્યા પ્રમાણે સુંઠ ઘણી છુંદાવીને કા'વો કરજે!" વહુએ તો દહાડામાં દશ વખત સુંઠનો કા'વો સાસુને પાયા કીધો. ત્રીજે દહાડે તો સાસુ છેક મરવા જેવી થઇ પડી; એટલે દોડાદોડી કરીને ઝટ પાછા હકીમજીને બોલાવ્યા. હકીમજીએ કા'વાની હકીકત સાંભળી લઇને ફફડી ચટકીને કહ્યું:—"ડોસી શું જીવતી'તી! ટાઢક કરવાને ઠેકાણે ગરમીમાં વળી દશ ગણી ગરમી કરવાથી આંતરડાં બધાં કોહી ગયાં! ઠંડક કરવા સારૂ સોંફ (વરાળી)નો કા'વો પાવાને બદલે આ દર્દ ઉપર જે ઝેર, તે સુંઠનો કા'વો કોણે પાયો? એ તો હવે મરવાનીજ!"

વહુ બોલી ઉઠી:—"હકીમજી! હું તો સોંપૂનો અર્થ વરાળીજ સમજી હતી, ને વરાળીનોજ ઠંડો કાવો કરવા જતી હતી, એટલાંમાં મ્હારાં ચતુર સાસુજીએ તો સોંફને બદલે સુંઠનો કા'વો કરવાનો મ્હને હુકમ કીધો! સાસુજીની ઉપરવારી થઇને મ્હારાથી કાંઈ તેમનો હુકમ ના પડાય?" હકીમજીએ ગુસ્સામાં આવી કહ્યું:—"સાસુના સવળાટે તો બધું રાંધી મૂકયું." પછી તે ચાલ્યા ગયા. સાસુએ હવે મોત નજીક આવેલું જાણીને આંખ પાણી કરીને વહુને કહ્યું:—"દીકરી! જો હું મરી જઇશ તો મ્હારા વગર તું કેમ જીવતી રહીશ!" ત્યારે વહુજી પણ આંખમાં આંસુ લાવીને બોલ્યાં:—"એમાં કાંઇ ખોટું નથી માયજી! મ્હને જે ગુંચવાડો લાગે છે તે એટલોજ છે કે, **તમે મરી નહીં જશો તો હું કેમજ જીવતી રહીશ!"**

દીકરી ગાયમાય! એમાં તું શેનું આંખ પાણી કરે છે? કપટ-અદેખાઉ-કીનો-અને નિંદા એ ચાર વસાણાથીજ સાસુ-વહુનું ઝેર બને છે. ત્હારો નિયમ અને ધર્મ તો ઉપલી સાસુથી જૂદોજ છે. જેમાં તું દયા જાણે છે, તેમાં તે સાસુ કીનો સમજતી હોવાથીજ દુઃખી થઇ; જો ત્હારી વહુ દુશમનજ

થઇ લાગી હશે, તો તું ઘણીએ ભલાઇ તેની સાથે કરશે તો પણ તેની આંખ્યો માં તું ચૂડેલજ માલુમ પડશે.

હુનર બ ચશ્મે અદાવત બુઝોર્ગતર ઍબસ્ત;
ગુલસ્ત **સાદી** ઓ દર ચશ્મે દુશમનાન ખારસ્ત.

અદાવતની આંખ્યોમાં તો ભલાં માણસના હુન્નર અને લાયકી, ભુંડાં માણસને ઉલટી મોટામાં મોટી ઍબ જેવી દેખાય છે. સેખ સાઆદી તો એક પુલ મીસાલે હતા, પરંતુ તેમના શત્રુઓની આંખોમાં તો તેઓ કાંટા જેવા દીસતા હતા. આપણા અહુનવદ ગાથામાં પણ બોધ દીધો છે કે;

પેરેસા અવત યા મઈનિશ ચે ફેગ્વાઈતે ક્ષથ્રેમ હુનાઈતી
દુશ–ષ્યોથનાઈ, અહુરા, યે નોઈત જ્યોતૂમ હનરે વીનસ્તી;
વાસ્તર્યેંહ્યા અએનંઘહો પસેઉશ વીરાઅતચા અકુજયન્તો.

જે મનુષ્ય, દુષ્ટ કાળાં કર્મનાં કરનારાં પાપી માણસને ઠેકાણે લાવવાને બદલે તેને ચઢાવી આપ્યા કરે, અને તેવાં જુલમગારનો દોર વધારી આપે, જે મનુષ્ય ગરીબ ખેડુત જેવાં રાંક મનીખને અને તેમના ગાયઢોર રૂપી ભલાં વ્હાલાંઓને નુકશાન પહોંચાડવાનું કરે, તેમજ કદી પણ જુઠું નહીં માનનારાં કિંવા જુઠું નહીં બોલનારાં એવાં ભોળાં મનીખને ફોસલાવી ફસાવીને દુઃખી કરે, સતાવીને ઈજા પહોંચાડી તે સાચાં મનીખને પણ જુઠું બોલવા કરવાની ફરજ પાડે, તે દુષ્ટ માણસ આ જીંદગીમાં, તેમજ આવતી જીંદગીમાં, બીલ-કુલ ના લાયક ઠરીને પોતેજ બહુ દુઃખી થાય છે. એવાં નઠારાં આદમી ઉપર ઈશ્વર તો સંકટ શિવાય બીજી કંઇ પણ નવાજેશ કરતા નથી. માટે હે પુત્રી! વહુસે વર્તવાના પ્રમાણિક રસ્તાનેજ તું શંકા વગરનો રસ્તો સમજી લેજે! જશ અને કીર્તિનાં ઠેકાણા ઉપર પહોંચવા માટે કલાંટ સાસુને સપાટ અને સરખો રસ્તો મળતોજ નથી. તું ગમે એવી "**ભલી સાસુ**" તરીકે નામ કાઢવા માંગશે, પણ વહુ જો કછાડી મળી હશે તો તે ત્હારી બદગોઇ કરવાના પ્રપંચ એટલે વેર પહોંચાડશે, કે વ્હાણું વાય એટલા ટુંક વખતમાં તને "**ભુંડી સાસુ**"નો એલકાબ લોકો પાસે અપાવી શકશે.

काक पक्षिषु चान्डालः स्मृतः पशुषु गर्दभः।
नराणां कोपी चान्डालः स्मृतः सर्वेषु निन्दकः॥

પક્ષિઓમાં તો કાગડાને ચંડાળ ગણેલો છે, પશુઓમાં તો ગધેડાંને ચાંડાળ લેખેલો છે, અને માણસોમાં તો ક્રોધીને ચાંડાળ કહેલો છે, પરન્તુ પશુ, પંખી, કે પછી મનીખ, એ સર્વમાં એકલો ચાંડળ તો **નિંદાખોરનેજ** માનેલો છે.

## આંબખો ૨૭મો.

### વહુજી છાસ દિયો, તો કે' સાસુજી માસ હયો !

ગાયમાય:-"બાવાજી ! વહુનું વ્હાણું તો હવે જણાઇ ચૂક્યું. એ હવે ગમે એવી પતાવતી આવે, ગમે એવા સમ કાં નહીં ખાય, પણ હવે તો લોઢાંમાં લીટિ પડી એ પડી. જાત ઉપર જાયા વિના હવે ગમેએ ઉપાયે એ મ્હારી નહીં થઈ તે કોઈની નહીં થાય. એ તો પટોળે ભાત પડી ચૂકી બાવા. મેં એને દીકરી તોલે ગણી પણ એણે મ્હને ઢેડાં દુમાલે ગણી. હવે તો પથ્થર ઉપર પાણી. મ્હારા વિષે એનો, ને એના વિષે મ્હારો વહેમ હવે મટવાનો નથી. હું એની શિક્ષક-સાસુ પણ હવે થઈ રહી, ને એ મ્હારી સેવકી-વહુ પણ થઇ રહી ! હજાર મણ લાંકડાં કાં નહીં બાળો, પણ એ પાણીએ મગ નહીં ચડવાના બાવાજી. મ્હારા દિલનો ડાઘ પણ મટવાનો નથી ને એના હૈયાંનો મેલ પણ ધોવાવાનો નથીજ. અરે ખુદાય ! સંસાર માંડવામાં આ તરેહનાં દુઃખો છે એમ જો સૌ અગાઉથી જાણતે તો પરણવાનું ને વ્યાવા જણવાનું પણ માંગતે નહીં ! વહુનાં ચરિત્રથી હવે હું ધરાઇ ચૂકી."

વ્હારે દીકરી! સંસારને જો સૌ આમજ દારૂણ ઝેર જેવો ગણત તો ત્હારી ને મ્હારી હયાતિજ કેમ હોત ? હા, ગમગીની, નિરાશી, અને અપકારના મોજાઓ જ્યારે વધારે ઉછળે નહીં ત્યારે તે વહેલાજ પાછા ફરે છે. તું વહુ ઉપર ઉપકાર કરેજ જા; ભલે તે અપકારી થાય.

"દુષ્ટ દુષ્ટતા ના તજે, સજ્જન તજે ન ટેક;
દુર્યોધન ને દ્રૌપદી, પેખો પાત્ર વિવેક."

સાસુની ઉદારતા, વહુની નમ્રતા, અને ધણીનો સંતોષ એ ત્રણે વસ્તુ કોઇ પણ રીતે ભુંડાં કામે વાપરી શકાતાંજ નથી. વહુ બકબક કરે તો સાસુની ચૂપકી તેણીની જીભ ઉપર ફોલ્લા પાડે છે. વહુ બાઝંદી હશે, વહુ પાજી હશે, વહુ નાદાન હશે, તોયે દહાડે વારે ભલી સાસુનેજ યાદ કરશે. હોળી ખેલંતી, લગ્ન મહાલંતી અને રાસ રમંતી, એટલી વહુઓના આનંદનો જ્યાં સુધી છેડો આવતો નથી, ત્યાં સુધી સાસુએ તેણી ઉપર માતા ભાવે વર્તીને દયા બતાવવાની હોતી નથી; પરંતુ સુધારક ભાવે તેણીને ચમકાવવા સારૂ કોઈ કોઇ પ્રસંગે તું ત્હારો ચમત્કાર તો જરૂર તેણીને બતાવજેજ દીકરી; પણ પૂળો મૂકી બેસતી ના, હમણા તો તું તેણીની શિક્ષક સાસુ છે, માટે ચમકારા રાખજેજ.

દયા તાહિ પર કીજીયે, જાકો દયા સુહાય;
દયા કીન્હી જબ કીસપેં, તબ શૃંગલી ગૃહ જાય.

દયા તો તેનાજ ઉપર કરેલી સારી, કે જેને દયા સારી લાગતી હોય. જ્યારે મર્કટના ઉપર, પાત્ર દીઠા વગર, શૃંગલીએ દયા કીધી, ત્યારેજ શૃંગલી બાપડી પોતાનું ઘર ગુમાવી બેઠી હતી. વહુની સાથે સાસુએ ભલાઈ કરવી એ તો પોતાની ઉપરજ ભલાઈ કરવા બરાબર છે. "ભલી માતા" તરીકે તો ઘણીએ સ્ત્રીઓ નામ કાઢે છે, મગર "ભલી સાસુ" લેખે નામ કાઢવું એ બહુ ભારે કામ છે. પીટર. સી. બ્રુકસની અને તેને ઘરનાં બૈરાંઓની સભ્યતા તથા વિવેક માટે વરાણું પડી ગયું હતું કે; "દીકરા દીકરી આપવાં તો બ્રુકસને ઘેરજ આપવાં!" એના ઘરનાં બધાં, ઘરડાં શું કે જુવાન શું, સર્વને એક સરખો આવકાર આપતાં, અને તે પણ કાંઈ ઉપર ઉપરનો વિવેક ને માત્ર દેખાડવાની મર્યાદા કે મલાજો ન હતો. તેનાં કુટુંબી જનોની સભ્યતા અંતઃકરણની હતી. તેમની આગતાસ્વાગતાથી મોટ મોટિયારોને ત્યાંથી દીકરા દીકરીનાં માગાં આવતાં, અને માગાં ના પાડવામાં આવે તો પણ સૌ કોઈ એ ઘરને આશીર્વાદ દઈનેજ પાછાં ફરતાં. આ પ્રકારની કુદ્રતી દયાની લાગણી કરતાં કોઈ પણ વસ્તુ કિયામતને દહાડે વધારે ચઢતી ગણાતી નથી; તોપણ આલેમ સાસુને ઘટતું નથી, કે જાહેલ વહુના જુલમને ખમ્યાજ કરે; રાંક વહુને મુનાશબ નથી, કે નફફટ સાસુના ખમ્યાજા ખમ્યાજ કરે. આમ કરવાથી તો બંનેને નુકશાનજ થાય; મર્યાદાવાળો ધાક ઘટી જાય, ને જાહેલ તથા જુલમીનો જુલમ વધી પડે.

ચુ બા સેફ્લે ગુઈ બ લુત્ફો ખુશી;
ફ્રુઝુન ગર્દદશ કેબ્રો ગર્દન કશી.

જ્યારે તું પાજી આદમી સાથે મહેરબાનગીથી અને ખુશીથી બોલશે ત્યારે તો તેની ગરદનકશી અને તકોબરી વધીજ પડશે, અને દુશ્મન ભાવથીજ વર્તશે. એક સાસુ પોતાની વહુઓની અલગાર ને અલગાર ધરાવતી હતી. અને બધીઓ સોડે પોતાની ગુલામગીરી કરાવતાં કરાવતાં પણ, તેણીઓના ધણીના તેમના ઉપરથી મન ઉતારા કરાવવાનો દુષ્ટ સ્વભાવ છોડતી નો'તી. થૂકવાને સારૂ અવ્વલ જેવી આગળ તસ્ત મૂકી હોય તો તસ્ત બહાર થૂંકે, કચરા વાળ્યા હોય તો વાળેલી જગોએ પાછા કચરા પૂંજા નાંખે, અને વળી દીકરો દૂરથી સાંભળી શકે તેમ, કુમી કે કુરાઈ ડોસાં મળવા આવ્યાં હોય તેમને જાણે કે હળુસે કહેતી હોય તેમ, દીકરાની કદર ખાઈને કહે કે, "મ્હારા જી ભરાયા નરીમાનનાં એવાંજ નસીબ તો માય, કે ગાય જેવાને હરામી ગોધા જેવી બૈરી મળી!" દીકરી! કાંઈ અજબ જેવી કુદ્રત તમ બૈરાંઓમાં મૂકાયેલી હોય છે, કે દીકરી પણ પેટનોજ કાદવ, તોય દીકરીનાં દીકરાં આવે તેમને ખોળે બેસાડીને રમાડશે, ને દીકરાનાં દીકરાંઓને હડસેલો મારશે. અપવાદ તો હશેજ, પરંતુ દીકરાના ઓરડાના ઉંબર ઉપર દીવો

મૂકી ભોળી વહુ પાસે ઓળંગાવશે, વહુની સપાટ કે વસ્ત્ર ચોરાવશે, અને એવા બીજા અનેક વહેમોનાં ક્રિયા કારસ્થાન કરી તે સાસુ શું માગે છે? વહુ દીકરાનો વિયોગ માગે છે. પરંતુ વહુનું નરસ વાંચવા જતાં દીકરાનું નખ્ખોદ વાળી તેનો ભવ ખરાબ કરવાની તે જરાએ તમા કે તથા રાખતી નથી. તું તેવી સાસુ નહીં થઇશ દીકરી. કુદ્રતી ટેવ જે બૈરાંની મેં કહી છે તે ટેવ છાંડીને "વહુવખી સાસુ બનવાના હુન્નર" ની તું નવી ફેશન ૨૦ મી સદીથી ચાલુ કરશે, તો સૌનેજ તે ફેશનની પણ ટેવ પડશે. Habits are a necklace of pearls: untie the knot and the whole unthreads. યાદ રાખજો દીકરી, કુટુંબની પાયમાલીનું કારણ ઘરનો ગુંચવાડો, ઘરનો ઘા, અને કજીયો કંકાશજ છે. વહુ રોષ પામી હોય તો તે વખતે તો તેને મનાવીજ લેજે; પરંતુ અવસરે તો અવસર-વાક્ય કહેતાં ચૂકતીજ ના. અલબત, એક નેક ખસ્લત સાસુ પોતાની વહુ ઉપરજ જ્યારે ઘણાં ધડાંપડાં કરે છે, ત્યારે દીકરીઓના પેટમાં તો કૂતરાંજ ભરાય છે. પરંતુ તે વાતનો મુલાકો કે કનવાર ના કરતી; કેમકે સારો ભવ તો તને વહુસેજ કામ લેવાનું રહ્યું. હૈડાંમાં હાશ હાશ, ને મોંઢે ના ના, તે નહીં ચાલશે. સ્ત્રી જાતજ છુટી ને અરક્ષિત કહેવાય છે, અને વળી

अराक्षिता गृह रद्धाः पुरषै राप्त कारिभिः

आत्मान मात्मना यास्तु रक्षे युस्ता सुरक्षिताः

વિશ્વાસુ માણસો સ્ત્રીઓને સાચવી સાચવીને રાખતા હોય તો પણ સ્ત્રીઓ અરક્ષિત હોવાથી સાચવેલી સચવાતી નથી; એ તો જે નારીઓ પોતે પોતાને સાચવી લેવાનું કરે તેજ નારીઓ સુરક્ષિત અને રીતિભાતિની હોય છે, એમ ત્હારે સમજી લેવું.

---

## ચાબખો ૨૮ મો.

### સાસરાંની શૂળી સારી, પણ પિયરની પાલખી માઠી.

"Oh woman, lovely woman! Nature made thee,
To temper man; we had been brutes without you.
Angels are painted fair to look like you.
There's in you all that we believe of heaven.
Amazing brightness, purity and truth,
Eternal joy and everlasting love."

મ્હારી વ્હાલી બેટી!

હવે તું વહુઓની શિક્ષક ઉપરાંત રક્ષક પણ થઈ છું. સદ્ગુણી સાસુ થવાનાં કોઈ પણ પવિત્ર કાર્યમાં તું જે કાંઈ તજદી માથે ઉઠાવીશ, તે સેવા કિંવા ફરજના વર્ગમાં આવી શકશે નહીં. શુધ્ધ પ્રેમ એક જાતની મજા જેવોજ તને જણાશે. જે સાસુમાં રક્ષક થવા સારૂ સાદાઇ ભરેલી છે, તેનું મન સ્વચ્છ રહે છે. હરેક પળે વહુ પ્રત્યે વિશુધ્ધ પ્રેમની ભાવના રાખતાં ત્હારાં જીગરમાં શુદ્ધ પ્યારના સંસ્કાર મજબુત થતા જશે, અને તે વિશુધ્ધ પ્રેમ પોષાતાં પોષાતાં સાસુ વહુ બન્નેનાં અંતઃકરણ પ્રેમમય જ થઈ જશે. જો સાસુએ વહુ ઉપર વેરજ લેવું હોય તો ઉત્તમ હથિયાર માફી અને દરગુજર જ છે, એમ સત જાણજે. દોષિત સાસુ હોય તેજ પોતાની વહુને માફી આપતી નથી. માટે હે દીકરી! ગોળે મરે તેને ઝેરે શા સારૂ મારવું? ગમે એ થાય, પરન્ચ ઘરમાં વહુ વહુ વચ્ચે પક્ષ-પાર્ટી પાડવાથી ત્હારા જીવને રાહત મળશે નહીં. ઘરમાં પક્ષ પડવાથી વડાંનું જોર ઘટે ને શુધ્ધિ બુદ્ધિ ઠેકાણે ન રહે. અલીને "ઇશ્વરનો સિંહ" કહેવામાં આવતો હતો. કેમકે તેનો દીન ઇમાન ઉપરનો એતેકાદ તથા દીન ધર્મ ઉપરની જાનફેશાંની માટેની હિમ્મત હદથી જાદે હતી. વળી તેના જન્મ વખતે તેની માતાએ "અલ હૈદર" એટલે કરડામાં કરડું સિંહનું નામ તેને આપ્યું હતું, તેનું સિંહનુ શૂરાટન પણ ગૂમ થઈ ગયું હતું. ઘરના ઘા એવાજ કારી હોય છે. પરવાળાં અને મોતી સિવાય બીજાં સર્વ રત્નો જૂના થવાથી તેમનું રક્ષણ થાય છે, પરન્તુ એક રાજાની મૂર્ખતાને લીધે જેમ રત્નની કિમ્મતમાં વધારો ઘટાડો ઝટ થઈ જાય છે; તેમ કજાત અને અકુળારી વહુઓ સિવાય, સજાત અને સજ્જન વહુઓ જેમ જેમ જુની થાય છે તેમ તેમ તેમની કિમ્મત વધવીજ જોઇએ; તોપણ સાસુની મૂર્ખાઈને લીધે તેમની પણ કિમ્મતમાં ઘટાડો થાય છે. કથીર અને કંચન બેઉને સાસુ જયારે સરખાંજ ગણી કાઢે છે ત્યારે સુજન વહુઓ તો બળી બળીને ખાક થઈ રડે છે, અને અધુરામાં પૂરૂં, વહુના ધણીનો મન ઉતારો કરાવવામાં જો સાસુ ફાવી જાય છે, તો અંતરાય આવ્યાથી વિયોગનાં દુઃખ સેવતી વહુ રડે છે કે;

"પડવાની પણ પ્રીત ગટમટ ભૂલી રે!
મ્હારા હરી વિના એક વાત સર્વે સૂની રે!
બીજે બાળે વેષ રહું છું બાળી રે!
આ ઘરમાં કેમ રહેવાય! વાગે તાળી રે!"

રાજા જો અધિકારીઓનો રક્ષક ન રહે તો રાજ્યની ખરાબી થાય, અને સાસુ જો વહુઓની રક્ષક ન રહે તો સંસારની ખરાબીજ થાય. શેખ સાદીએ એક

એવી વાત કહી છે કે; જુજન શહેરનો પાદશાહ એકવાર પોતાના કાબેલ, તાબેદાર, શાણા, અને ભલા વજીર ઉપર વગર કારણે ગુસ્સે થયો, અને અન્યાય કરીને તેને કેદમાં નાંખ્યો. આ અમીર–દીવાન સર્વ અમીર ઉમરાવો સાથે ઘણીજ મર્યાદા અને સભ્યતાથી વર્તતો હોવાથી, સર્વ કોઇ પાદશાહના આ ગેરઇનસાફથી નારાજ ને દિલગીર થયાં. કેદખાનામાં પણ સર્વ કોઇ તેના ઉપર સદકે જઈને ફીદાગીરી બતાવતાં હતાં; કાંકે તે જેમ મોઢા ઉપર તેમ પીઠ પાછળ પણ સૌનું સારૂંજ બોલતો કરતો હતો. બેટી! વહુનો અધિકાર અને વજીરનો ઓદ્દો એ બેઉ ઓશિઆળા અવતાર છે. પણ સાસુનું ચલણ નસ્તાં જો વહુનું જ ચલણ ચાલે છે, તો સાસુ ઓશિઆળા અવતારની રહે છે.

સોલેહ બા દુશમન અગર ખાહી હરગેહ કે તુરા;
દર કફા અયેબ કુનદ દર નઝરશ તેહસીન કુન.
શુખુન આખર બ દેહન મી ગુઝરદ મુજીરા;
શુખનશ તલ્ખ ન ખાહી દેહનશ શીરીન કુન.

તું જો ત્હારી દુશમન સાથે સલાહ ચ્હાતી હોય તો, જ્યારે શત્રુ ત્હારી પીઠ પાછળ ભુંડું બોલી ત્હારી ગીબત કરે, ત્યારે તું તો તેના મોઢા ઉપર કે પીઠ પાછળ તેની સ્તુતિ ગાજે. દુષ્ટ વહુને મોઢેથી કડવાં વેણ નિકળે તોયે, જો તું ત્હારે પોતાને સારૂ નબળા શખુન ઓચરાયેલા સાંભળવા નહીં ઇચ્છતી હોય, તો તું તે દુષ્ટનું મોઢું મિઠુંજ કરજે!

પછી પેલા ડાહ્યા ને કાબેલ વઝીરના કેદ પડયાની ખબર પાડોશના પાદશાહને પડવાથી તેણે તે કેદી વઝીર ઉપર ગુપ્ત સંદેશો મોકલી કહાવ્યું કે; “ત્હારા જેવો બાહોશ અને અક્કલમંદ પુરૂષ જો મ્હારા રાજ્યમાં આવે તો હું તને મોટી વઝરાત આપું; કારણ કે હું અને મ્હારી પ્રજા ત્હારાં દર્શન માટે તરસ્યે છિયે.” આ ગુપ્ત સંદેશના ઉત્તરમાં વઝીરે કહાવ્યું કે; “આપની મહેરબાની માટે આભાર માનું છું, પરંતુ ચાર ચાર પેઢીથી જે મુરબ્બી બાદશાહનું અમે લુણ ખાતા આવ્યા છિયે, તે મુરબ્બીને લુણ હરામી નિવડવાનું ઇચ્છવા જોગ હોઇ શકેજ નહીં. હોય! કોઇ વાર આમ પણ બને. ભલેને, તે વડીલ તરફથી ગમે એવો અન્યાય પણ થાય તોય તાબેદારે તો તે સાંખી જવોજ જોઇએ. રોજ રોજ ગળ્યું ગળ્યું ખાઇએ તો કોઈ દિ કડવું પણ ચાખવુંજ પડે.

આંરા કે બ જાએ તુસ્ત હરદમ કરમી;
ઓઝરશ બેનેહ અર કુનદ બ ઉમરી સેતમી.

જે કોઈ મેહેરબાન મુરબ્બી ત્હારા પ્રત્યે સર્વદા માયા મોહબ્બત ને કૃપા રાખતું હોય, તેનાથી જો કાળ ચોઘડિયે ઉમ્મર ભરમાં એકાદિ વાર તને

કદાપિ અન્યાય, ગેર મહેરબાની, કે ગેરઇનસાફ થાય તો તે પણ ત્હારે સાંખી જઇ સહન કરવાંજ જોઇએ.

આ ગુપ્ત સંદેશાઓની બાતમી જેવી જુજનના બાદશાહને પહોંચી, કે તૂર્તજ પેલા જાસુસ એપિયાને પકડાવી મંગાવી, પોતાના વઝીરનો લખેલો સંદેશો વાંચ્યો. પત્ર વાંચતાંજ બાદશાહની આંખ્યો આંસુથી ભરાઇ આવી; તે બોલ્યો કે, "આવા મ્હારા શુભચિંતક વઝીરને મ્હારાથી અન્યાય ને દુઃખ કાં પહોંચ્યું હશે!" આટલું બોલી રડીને બાદશાહે પોતેજ બંદીખાને દોડી જઇ, આબરૂ ઇજત સહિત વઝીરને બોલાવી લાવી, ભર દરબારમાં માફી માંગી તેની દરગુજર ચાહી. નમે સો ભારી. નમ્યો તે પેટ ભરીને જમ્યો.

બેટી! આ ઉપરથી ધડો લઈ ત્હારી વેરી બનેલી વહુ-ત્હારી શત્રુની મોટાઈ તથા તેની આસ્રુનો નાશ કરવાથી તું કદી પણ ખુશાલ થઇશ ના; કાંકે સાસુ તરીકેની ત્હારી મોટાઈ અને રક્ષક તરીકેની ત્હારી જાહોજલાલી અને ઇઝત કે પ્રાતષ્ઠાનું સેવટ ઘડપણે કેવું આવશે, તેની તને ખબર નથી. ઘણી વહુ દીકરીઓ હોવા છતાં એકાદ ઉપરજ એક તરફી પ્રેમ તું રાખીશ તો તે સસાર સુખમય નિવડવાનો નથી. જે સાસુનું હૃદય સર્વ ઉપર સમાન પ્રેમાળ નથી હોતું, તેની દરકાર બીજાંઓ કરતાંજ નથી; અને તે સાસુ બીજાંઓની સોબત વગર એકલી પડી જાય છે, અને તેણીને ઝુરવું પડે છે. રક્ષક ભાવે ત્હારે બધીઓને બેઉ સરખી આંખે જોવી. મંગળકારી કે કલ્યાણકારી સ્થિતિમાં એક વહુ કે એક સાસુ રહેવા પામતી હશે ખરી, પરંતુ તેના હૈડાંનો ડંખ જૂદોજ હોવાનો. બહારના દેખાવથી માણુસ સુખ સગવડમાં જણાય તેની અદેખાઈ લાગે તો ખરી, પરંતુ તેના ભિત્તરની હાલત દયા ઉપજાવનારી હોય છે તે કોણુ જાણે છે? **નાઆમેન** બહુ ભાગ્યશાળી લેખાતો હતો, પણુ તેને રક્તપિતની મહા વેદના હતી તે કોણે જાણી? **પૅાલ** એ મહાન ઇશ્વર-દૂત હતો પરંતુ તેના શરીરમાં તીવ્ર કાંટો ભોંકાવાથી તેને ચાલુ વેદના થતી હતી, તે કોણુ જાણતું'તું? **દેવીદ** એક જોરેમંદ પાદશાહ હતો, પરંતુ તેના ઘરમાં નાસ્તિકપણાને લીધે કેવા સંતાપ હતા, તેની કોને ખબર હતી? ઘરના કજીયામાં રક્ષક—સાસુ અને રક્ષાયેલી વહુ એ બેજ સર્વદા કારણભૂત હોય છે. વહુને તાબેદાર ગુલામડી સમજવાની ભૂલ સાસુ કરે છે, અને સાસુનો તુચ્છકાર કરીને વહુ તેણીના કશા ભાર ગણુતી નથી; અને જો તેણી મોટે ઘરની હોય છે, અને જો લાડમાં ઉધરી હોય છે, તો ઉપરવાળી થઇને સાસુનું ઉપરીપણું કદિયે સ્વિકારવાની નાજ પાડવાની. સાસુ વહુ બન્ને જો કેળવાયલી હોય છે તો કાંઈ પણ સમાધાનથી સંસાર ચાલે છે, પરંતુ બેઉજ જ્યારે અભણુ હોય છે ત્યારે ખટસો બગડે છે ને લબત્રાં લેવાય છે ને લુટિયાં પિંખાય છે. વહુને ગુલામડી

કુમળો લાગીને સાસુએ વારંવાર ઠપકા આપી તેનું પાણી ઉતાર કર્યાથી કુછિન્ન થાય છે, અને જે દહાડે રક્ષક મટીને રક્ષા મેળવવાનો સાસુનો વારો આવે છે, ત્યારે તેણી બહુ હિણાય છે. સાસુએ સમજવું જોઇએ, કે પોતે તો બહુળાઈ ફૂટાઇને અનુભવ મેળવ્યો હોય છે, અને સંસાર વહેવારથી પોતે તો પાકટ થએલી હોય છે; પરંતુ વહુ તો હજી બીન અનુભવી ને કાચી છે, જેથી વહુથી તો ઘણી ચૂકો પડવાનીજ; માટે ગુસ્સો કે ક્રોધ ન કરતાં દરેક ભૂલે તેનું રક્ષણજ કરવું. સજા કરવી હોય તો તેમાં પણ રાંક અને કાંકણા સ્વભાવની વહુની રીતભાત તપાસવી, કડક મિજાજની વહુને માટે જે સજા હોય તે નરમ મિજાજનીને માટે પણ ઠરાવી આપવી નહીં. નોશીરવાન આદલ પાદશાહ આગળ એકવાર ત્રણ દરબારીઓને એક સરખા અપરાધ માટે રજુ કરવામાં આવ્યા હતા. તે ત્રણેવે મળીને એક ખેડુતની બાયડીને વિના અપરાધે તે વગર તપાસે જેરબન્દનો માર મરાવ્યો હતો. નોશીરવાને તેઓને બોલાવીને ઉભા કીધા. પછી તે પાદશાહે માનુશ ખુરનાક નામના દરબારીને એટલુંજ કહ્યું કે; "તમારા જેવાએ તો આવું હલકું કામ નજ કરવું હતું!" અને મેહેરબુસ દરબારીને કહ્યું કે; "જા! મ્હારી આગળથી દૂર જા!" પછી મીરતાસ દરબારી માટે એવો હુકમ કર્યો કે; "એને તો ગધેડે બેસાડી, મ્હોં કાળું કરી, ખાસડે ખાસડે મારતા લઇ જઇ, આખા શહેરમાંથી ફેરવીને એને ખેજાલત લગાડો!" આવી રીતે એકજ તકશીર સારૂ ત્રણ અપરાધીઓને જૂદી જૂદી વિચિત્ર શિક્ષા ફરમાવવાનું કારણ વઝીર બુઝર્ચમેહેરે પાદશાહને પૂછ્યું; ત્યારે તે બોલ્યા કે; "જાવ; તમે પૂઠેથી એ ત્રણેવના સમાચાર મંગાવી આ વિચિત્ર કહેવાતી સજાની અસરની તપાસ કરો!" બુઝર્ચમેહેરે તપાસ કરાવી તો માલુમ પડયું કે, જેને અમસ્થો ઠપકો આપવામાં આવ્યો હતો, તે માનુશ ખુરનાકે તો ઘેર જઈ ઝેર ખાઇ પોતાનો પ્રાણ ખોયો હતો! મેહેરબુસને "મોઢું બતાવતો ના!" કરીને પાદશાહે લગાર સખ્ત શબ્દ કહ્યા હતા, તે તો એકદમ દેશ છોડીને પોતાની મેળેજ દેશનિકાલ થએલો જણાયો! પરંતુ જે મીરતાસ દરબારીને ગધેડે બેસાડી શહેર વચ્ચે ફેરવવામાં આવ્યો હતો, તે નફ્ફટ તો ગધેડેથી ઉતર્યા પછી, ઘરે આવીને પાંચ પંદર દોસ્તારો સાથે ખાઇ પીને ગાનતાનમાં મશગુલ બનીને મજા મારતો જણાયો હતો! દીકરી! એજ પ્રમાણે જો તે વહુઓને તેમને ઘટતોજ ચમત્કાર તું પણ બતાવજે.

सर्वो दण्डमितो लोको दुर्लभो हि शुचिर्नर।
दण्डस्य हि भयात् सर्व्वं जगत् भोगाय कलपते॥

શિક્ષા, સજા, કે દંડના ભયથીજ સૌ જનો સારે રસ્તે ચાલે છે. જન્મ-બીજ સદ્ગુણી અને સારાં આચરણવાળા સ્વભાવનાં માણસો તો મળવાંજ કઠણ

છે. જગતનાં મોટે ભાગે લોકો તો સજાની ધાકે ધાકેજ પાંસરા રહેલાં જણાય છે. માટે લાયકને લાયક સજા તો કરવીજ. યાહુદી લોકોમાં અસલ એવો રિવાજ હતો કે, પરણતી વેળાએ વહુ-વર અને વરની મા ત્રણે જણ એકજ ગ્લાસમાં શરબત અથવા બીજું કાંઇ પીણું રેડીને તે એકજ ગ્લાસમાંથી અડ-ડીને જરા જરા પીતાં; અને શરબત પીધા પછી તે ખાલી પ્યાલું ભાંગી નાંખીને તેના ટુકડા કરવામાં આવતા; તે એવું બતાવવા કે, જે આબાદી અને આનંદ ભરેલી જીંદગી ગુજારવાનું તેઓ આજે માને છે, તેજ સંજોગ અને તેજ સંસાર, તેજ જીંદગી અને તેજ વૈભવ આ કાચનાં વાસણના જેવો ક્ષણ ભંગુર અને તકલીદી છે; કઈ વખતે એ જોડાણ ભાંગી જશે, કઈ વખતે એ સુખના સંજોગ બદલાઈ જશે, અને કઈ વખતે તેઓ એકમેકથી છૂટાં પડી જૂદાં રહેશે તે કહી શકાતું નથી. તમે જેટલાં જલદી જોડાવા પામ્યાં છો, તેટલાંજ જલદી છુટાં પડવાનો પણ ખ્યાલ રાખી સંસાર ચલાવજો. રત્નોમાં જે રત્ન કાંત્તિવાળું, છાયાવાળું, અને દોષ વિનાનું હોય છે, તેજ રત્ન લક્ષ્મી, પુષ્ટિ, કીર્તિ, શૌર્ય, અને આયુષ્યમાં વૃધ્ધિ કરનારૂં હોય છે. તેનીજ ઝવેરીઓ સારી રક્ષા કરે છે. પરંતુ ખોડવાળાં ખોડિયેલ રત્નને તો જેમ બને તેમ ઘર બહાર કાઢી નાખે છે. તોપણ કીસબી ઝવેરી તેને સુધારવાની અનેક યુકિતઓ રચે છે. તેમજ ખોડિયેલ વહુનો કાંટો કાઢવાને વગર આવડની સાસુ ઘણી અધીરી પડે છે, પરંતુ જો રક્ષક તરીકે તે પોતાનું કર્તવ્ય સમજતી હોય તો ઘરમાં રાખીને પણ વહુની ખોડ સુધારી શકશે.

---

## ચાબખો ૨૯ મો.

### હલકું નામ હારીનું, ને વાયડું નામ વહુનું.

એક ઝવેરીની દુકાને સાફ ઓપ પાડેલો એક હીરો હતો, અને તેની સાથેજ બીજો તેટલીજ કિમ્મતનો પાસા પાડયા વગરનો હીરો હતો. કોઇપણ ઘરાક હીરા વેચાતા લેવા આવે ત્યારે તે પેલા સાફ કરેલા હીરાનીજ કિમ્મત કરાવતો, પણ સાફ કીધા વગરના હીરાનો તો કોઈ ભાવે પૂછતું નહીં. આથી એક દિવસે દિલગીર થઈને વગર ઓપ વાળો હીરો પેલા ચકચકિત હીરાને કહેવા લાગ્યો:–"હે બંધુ! આપણું બન્નેનું પિયર તો ગોલકંડાની ખાણ જ હતું, અને આપણ બન્ને સાથે ઉછર્યા, સાથે કેળવાયા, તથા એકજ ઝવેરીને સાસરે આવ્યા; આમ છતાં અત્યારે ત્હારી સુંદરતા, ત્હારા ગુણ અને ત્હારી કિમ્મતમાં, અને મ્હારામાં એટલો બધો તે શું અંત્તર પડી ગયો છે, કે જે કોઈ આવે છે તે ત્હારોજ ભાવ પૂછતા આવે છે, અને ત્હારૂંજ સ્વરૂપ જોઈ ત્હારા ઉપ-

શું પ્રસન્નતા બતાવતા જાય છે ? એકજ ત્રીજોરીમાં આપણને આપણા માલીકે સાથે સાથે એકજ પડીકાંમાં રાખ્યા છે, તોપણ સૌ કોઇ તનેજ ઉંચકીને ટીકી ટીકીને શાથી જૂએ છે ? ત્હારૂં મૂલ્ય મોટું આપવા કહે, ને મ્હારી તો કિમ્મતે ના કરાવે, એ શું ? આખો ભવ ગયો, પણ કોઇએ મ્હને તો ઉંચકીને જોયો પણ નહીં; એનું કારણ ?

तत्त-त्वं क्रियते विमिश्रितमलं स्वार्थाश्रयत-त्वेन वै
यद्वा केवलमिन्द्रियार्थविषये तत्त-त्वमायुज्यते ॥
नूनं तत्क्षणिकं परार्थविकलं दोषैभृशं दूषितं ।
न स्यादुच्चपदार्पणेन सुखदं नातो बुधैः सेव्यते ॥

ન્હાની વયનું બચ્ચું એવું રહે છે, કે જેનામાં ઉઠવા બેસવા કે ખાવા પીવાનું પણ કાંઈ બળ હોતું નથી, તેવાં અશક્ત બાળકને તેની માતા જે પ્રેમનાં બળથી ઉધારી ઉછેરીને રમાડે છે, તથા પોતે દુઃખ ભોગવીને પણ તેને સુખમાં રાખે છે; તેમજ એક બાપ પોતાના પરસેવાથી પેદા કરેલી પુંજી પ્રેમનાં એકલાં તત્વને લઈને પોતાનાં ન્હાનાં બાળકને ભણાવવા, કેળવવા, અને પરણાવીને, સંસાર માંડી આપવામાં ખરચી નાખે છે, તેમજ પશુ, પંખી, કે જનાવરો અને કીડીઓ થોડે ઘણે અંશે પણ જે પ્રેમ-તત્વથી પોતાનાં વ્હાલાંને ઉછેરે છે, તે પ્રેમ-તત્વજ એકલું એવું છે, કે જે ગ્રહસ્થ લોકોના ઘરમાં સદ્‌ગુણોને પોષે છે. એ પ્રેમ-તત્વ પોતાને આશરે આવેલાંને સુધારી કેળવીને તેની કિમ્મત કરાવે છે, સંસાર એ પ્રેમનોજ માળો છે; માટે મોટાઇ મેળવવી હોય તો સર્વ ઉપર અખંડ પ્રેમ રાખજે બેટી.

હવે પેલો પાસાદાર હીરો, જે રાંક સ્વભાવનો, વગર ગર્વનો, અને નમ્રતાવાળો હતો, તે તકોબરી કીધા શિવાય જવાબ આપવા લાગ્યોઃ-"હે બંધુ ! આજે મ્હારા જે ભાવ પૂછાય છે, તે એકલા મ્હારાજ ગુણોને લીધે નથી. મ્હારી ખૂબી એ કાંઇ એકલી મ્હારી પોતાનીજ નથી. મ્હારો આજનો ઝળકાટ ને ચળકાટ તો આપણા જે માલિકે મ્હને પાસા પાડી, ઓપ આવી, સાફ કર્યો છે, તેનાંજ બધાં રૂડાં વાનાં છે. ગુરૂનીજ એ મોટાઇ છે. જો મ્હારા એ ગુરૂએ મને આવી રીતે કેળવીને સુધાર્યો ન હોત, તો ત્હારી માફક મ્હારો પણ કોઈ ભાવ ના પૂછત. જે ગુણ ને ખાસિયત મજમાં છે તે તજમાંએ છે. મ્હારા ને ત્હારામાં ફરક એટલોજ પડયો, કે હું આપણા માલિકના કહ્યાંસરનો રહ્યો; તેણે મ્હને ઘસી ઘસીને અધમૂઓ કરી મેલ્યો તોયે હું ખડબડયો કે ફડફડયો નહીં. એક દહાડે મ્હને ઘસે તો બીજે દહાડે પેટીમાં મેલી મૂકે અને કપડાંમાં વિંટાળી ગાંધી મૂકે ને તને તો છૂટોજ રહેવાદે, તો તે પણ મ્હારાં ભલાંનેજ માટે હશે, એમ સમજીને

કાંઈએ ફરિયાદ કીધા વગર હું મ્હારા ઉસ્તાદને તાબે રહ્યો. પ્રભુએ દુઃખ પાડયું, ઘણાએ કંટાળો આપ્યો, પણ મૂગે મોઢે બધું સહનશીલતા રાખીને ખમ્યું. ઘણીજ વિપત્તિ ને હાડમારી પડી ત્યારે કોઈ કોઈવાર એકલંદાના પિયરમાં પાછો નાસી જવાનું પણ મન થાય તોયે, પગ ગોપીને સાસરાં ઘરમાંજ રહી માલિકની મરજીને આધીન રહ્યાથીજ આજે સૌ કોઈ મ્હારા ભાવ પૂછે છે. એમાં આખે આખો જશ, મ્હને ઘસી ઘસીને પહેલુ પાડી પાસાદાર બનાવનાર ઉસ્તાદનેજ ઘટે છે. મ્હારા ઉસ્તાદનીજ ખૂબી મ્હારે ગાવી જોઈએ. તું સબુરી પકડ, મ્હારો ઉઠાવ થઇ ગયા પછી આપણો માલિક તને પણ સુધારવા ને સાફ કરી કેળવવા ઉપર ધ્યાન આપશે, ને તું પણ મ્હારી પેઠે ગુણવંતો થઇશ. પણ યાદ રાખજે કે, ત્હારે પણ શિક્ષકની આજ્ઞામાં રહી દુઃખ ખમવું જોઇશે. પછી તુંએ પાસાદાર થશે તો ત્હારા બહારના ગુણથી ઘરાકો લોભાશે. જગત્‌ની રીતિજ એવી છે, કે ભિતરના ગુણો તરફ ન જોતાં બહારનો ઝળકાટ ચળકાટ જોઇનેજ સૌ કોઈ પ્રસન્નતા બતાવે છે. તું નમ્ર થઇશ, અહંકાર ન કરતાં ઉસ્તાદનીજ ખૂબીઓ ગાઇશ, અને ઉસ્તાદનાજ હુકમને તાબે રહીશ, તો ત્હારી પણ કિમ્મત થશેજ !"

मात्सर्यं मृदुताहरं मदकरं मिथ्याभिमानोद्भितं ।
सत्यासत्यविवेक बुद्धिममलां व्याहन्ति यच्चेर्ष्यया ॥
दोषं दर्शयते गुणेषु गुणिनां दोषे निजे वा गुणं ।
बुद्ध्या तद्विनिव-र्तनीयमनिशं क-र्तव्यशं शुध्धये ॥

જ્યાં સૂધી તાબેદારીની અવસ્થા હોય ત્યાં સૂધી કાંઇ પણ કામ સારી રીતે પાર પાડવું હોય તો, "આ કામ તો મેંજ બજાવ્યું !"—"આ તો મ્હારાથીજ થઈ શક્યું !"—"હું મ્હારીજ ખૂબીથી દીપાયમાન થયું !" આવું ઉછાંછલાપણું, ઉધ્ધતાઇ, ને શેખી કે તકોબરી કરવાનો મનમાં ત્હારે વિચારજ રાખવો મિથ્યા છે.

આવો અહંકાર દિલમાં જો જન્મથીજ પેઠો હોય તો ગમે એમ કરીને તે તેંહંકરાઇ મનમાંથી કાઢી નાંખ્યે તોજ બધે શોભ્યે, તોજ બધે પોષાઇએ, તોજ બધે સમાઇએ. એવાં હુંપણાથી દિલની લાવણ્યતા ને હૃદયની કોમળતા નાશ પામી અભિમાનના દરવાજા ઉઘડી જાય છે. મિથ્યાભિમાન વધવાથી અદેખાઈ અને ઈર્ષા વધી પડે છે. સત્ય અસત્યનો ભેદ રહેતો નથી. ગુણવાન માણસોના ગુણ શિખી લેવાને બદલે ગુરૂનાં શિક્ષણમાં ખામી કાઢવાની મગરૂરી આવે છે; અને પોતાની ભૂલો ઢાંકી રાખી શિક્ષકનીજ ખામીઓ આગળ આણવાની કટેવ પડે છે; ત્યારે પેલા ઝાંખા હીરાની માફક તેહેંકરાઈખોર વહુના

કોઈ ભાવે પૂછતું નથી. તુંકમાં, જે વહુને શિક્ષક-સાસુથી કેળવાવાની ઈચ્છા હોય, તેણે તો સાસુના કંટાળા અને દુઃખો વેઠીને પણ સાસુપણાનું શિક્ષણ લેતાં રહેવું. કેમકે તે વહુ જ્યારે સાસુનો દરજ્જો પામે છે ત્યારે તે ગુણવંતી સાસુ થઈ પડે છે. પરંતુ સાસુની ઉપરવાળી થઈ જે વહુ શિષ્ય ભાવે વર્તતી નથી, અને સાસુને તોબા પોકરાવે છે, તે ઉ-તમ સાસુ ન નિવડતાં કનિષ્ઠ સાસુ થઈ શકે છે. એક વહુ પોતે પોતાનાં વહુ દીકરાંને ત્રાંબાં પિ-તળના વાસણોમાં ખવડાવતી, અને પોતાની વૃદ્ધ સાસુને ભાંગાં તૂટાં કાદવનાં થીબલાંમાં, એક અંધારી ઓરડીમાં બેસાડી ખવાડતી. ઘરડી સાસુ ફફડતી જાય, ખાતી જાય, ને દહાડા કાઢતી જાય. તેણી ખાઈ રહીને બડબડતી જાય કે:

માંદી બિલાડી ન જાય, અપશુકનમાંથીએ;
પામો હાય લાચારની, એની વહુ થતી નાઠીએ!

રોજ રોજ પોતાની સાસુ ઉપર આવાં દુઃખ ને હડસેલા પાડતી જ્યારે તે વહુની વહુથી પણ દેખી શકાયું નહીં, ત્યારે તે ન્હાની વહુ દરરોજ પેલાં એઠાં થીબલાં એક ખૂણામાં એકઠાં કરવા લાગી. ઘણે દહાડે ખૂણામાં પડેલાં કાદવનાં ચપ્પણો જોઈને તે મોટી વહુએ પોતાની ન્હાની વહુને પૂછયું કે:-"પેલી ઘરડી ઘરડીનાં આ અજીઠાં એઠાં થીબલાં અહિં કેમ ભેગાં કર્યાં છે?" ત્યારે ન્હાની વહુ બોલી:-એ તો બાઇજીનાં થીબલાં બાઇજીને સારૂ રાખ્યાં છે! જૂઓને સાસુજી! તમે પણ જ્યારે વૃદ્ધ થશો, ને હું તમારૂં ભોજન લાવીશ ત્યારે એજ થીબલાં મ્હને પણ કામ લાગશે! એ તો હું તમારૂં શિક્ષણ લઉં છું સાસુજી!

પ્રિય સાસુરે! તમ સાસુમાં તન્મય થાઓ; એ ફરજ જ તમની માનો!
લઈ શિક્ષણ રે! સાસ સહ રહીને નિત્યે; સદ્‌ગુણ સૌ હૃદયે ધરીએ!

દીકરી ગાયમાય! જે કામ કરવાથી તને દુઃખ થાય તેવું તું ત્હારી વહુને પણ ના સોંપીશ. જે વહુ સાસુનાં દુઃખને હસી કહાડશે તે વહુ અંતે ભીખજ માંગશે. નિર્દોષ વહુએ પોતાની સાસુની સતામણી કરતાં ખૂબ ચેતેલાં ચોંકેલાં રહેવું; કેમકે થોડાજ વખતમાં તેને પણ આવી સતામણીના ભોગ થવું પડશેજ. ખરી બહાદુર વહુ તો તેજ છે કે, સાસુ કહે તે કામ કરવા તૈયાર થશે, પણ સાસુને દુઃખ દેવામાં તે હિચકારી બનશે. જે સાસુ પોતાની વહુને સુખી દેખીને બળે છે, તે સર્વદા દુઃખીજ રહેવાની; અને જે સાસુ પોતાની વહુની વહિવાતી જોઈ તથા ભલું બોલાતું સાંભળી, એવી રીતે મગ્ન રહે કે: "એ તો મ્હારી કેળવેલી છે!" તે સાસુ સર્વદા સંતોષ અને સુખમાંજ રહેવાની. સાસુથી રંગાયેલી વહુ તો આમજ કરવાની કે;

કસી કુ ન બીનદ હમી રંજે મન;
ચેરા બર ગુમારદ હમી રંજે મન ?

જેણી મ્હારી ખુશાલી અને ચઢતીમાં આનંદે ભાગ ના લેતી હોય, તે મ્હારી પડતીના વખતમાં ને હાદેસાને પ્રસંગે પણ શા સારૂ કદર બાનારી થવી જોઇએ?

---

## ચાબખો ૩૦મો.

### ગધેડી ગંગામાં ન્હાય, તોય ગાય ન થાય.

"Man looks to new relationships, and fancies they will be a beautiful garden, on which the sun will shine and the dews descend, but he will find a grave there. He looks to new departments of business as a garden, but he will find a grave there. Their is some cloud on every landscape, a mildew on every flower."—Dr. Thomas.

દીકરી વ્હાલી!

સાસુનો ત્રીજો પ્રકાર પોષક–સાસુનો છે. સાસુ જ્યારે પોષક મટીને સોસક બને છે ત્યારે કુદ્રત તેની આડે આવે છે; અને જે સાસુ વહુને પોષનારી બને છે તેને જગત્ માન આપે છે. ફાર્મોસામાં દેખાદેખીથી એવો જ ચાલ પડયો હતો કે, જુના રિવાજને તરછોડીને જ્યારે સાસુ વહુ જૂદાં જૂદા ચૂલા માંડવા લાગી, ત્યારે અકેકની રાંધણીમાં ઝેર નંખાવા લાગ્યાં હતાં. જ્યારે ત્યાંનો મોરીગસીમા નામનો ટાપુ આખો ને આખો દરિયામાં ગર્ક થઇ ગયો, ત્યારે ફાર્મોસાના લોકો ખુલ્લું બોલવા લાગ્યાં હતાં કે, સાસુ વહુનાં ઘોર પાપોને લીધે ધરતી પણ એવાં પાપીઓનો ભાર ઝીલવાને કમકમે છે. કેળવણી અને જ્ઞાન, જે સ્ત્રીઓમાં નથી તે સ્ત્રીઓ લગામ વગરના ઘોડા જેવું વર્તન કરે છે, પરંતુ જ્ઞાન જેમનો સારથિ છે, અને મનની લગામ જેમના વશમાં રહે છે, તેવી સ્ત્રી સંસાર સાગરને પેલે પાર નિકળી જાય છે. અંગ્રેજોમાં તો એરીસ્ટોક્રાટ વર્ગમાં પરણ્યા પછી જૂદાંજ ઘર મંડાય છે, પરન્તુ તેથી કરીને સંસારી ખર્ચો વધી પડી જ્યારે મધ્યમ વર્ગ પણ તણાવા લાગ્યો, ત્યારે લેડી બર્ડલીએ નવો શિરસ્તો અજમાવી જોવાનું કર્યું. તેણી સાસુ વહુના કજિયા પતાવવા નિસરી પડતી. જૂદાં ઘર માંડવા છતાં વહુને આગળ પડતો ભાગ સોસાયટીમાં લેતી જ્યારે તેની સાસુ દેખી શકતી નહીં, ત્યારે મોટે ઘરની લેડીઓ પણ પક્ષાપક્ષીમાં વહેંચાઇ જઇ અનર્થો કરવા લાગી. લેડી બર્ડલીએ ઘણી ઘણી યુક્તિઓ શોધી

કીધી. રાણી મેરીએ ખુશીથી તેણીને પહેલવહેલી "જસ્તીસ ઑફ ધી પીસ" બનાવી, મેજીસ્ટ્રેટનો હોદ્દો પણ આપ્યો; પરંતુ જૂદા સંસાર માંડી બેઠેલી લેડી-વહુઓ, લેડી-સાસુઓ સાથે એવા દ્વેષ ને એવી અદેખાઇ રાખી પારટીઓ પાડી બેઠી હતી, કે તે સુધરેલાં કહેવાતાં લોકો રાણી મેરીના આ ઠરાવથી મુગાઇને છછણી પડયાં હતાં; અને એક કુટુંબમાં જ્યાં એક ગાડીથી ચાલતું હતું ત્યાં સાસુ વહુની ચરસા ચરસીમાં બેવડી ચોવડી ગાડીઓના ખરચો વધી પડયાથી ઘણાં કુટુંબોની પાયમાલી થઈ પડી.

શાયમાયઃ—"બાવાજી! સુધરેલાં પારસી લોકોમાં સાસુ વહુને સાથે રહેવાના પ્રસંગ હવે બહુ થોડા આવે છે. ઇંગ્રેજોની પેઠે આપણા પારસીઓમાં પણ હવે તો પરણ્યા પછી જૂદાં ઘર મંડાય છે; ત્યારે હવે સાસુ વહુને શિખામણ દેવાનું રહ્યું જ ક્યાં? હશે; વહુઓની મોટાઈ દેખી નહીં શકનારી સાસુઓ પણ હશે."

બેટી! ૨૦ કરોડ હિંદુઓમાં તો અવિભક્ત કુટુંબોનો ચાલ, જેવો ૧૯મી સદીમાં હતો તેવોજ ૨૦મી સદીમાં જેમ ને તેમ રહેલો છે. મુંબઇમાં ૬૦ હજાર પારસીઓમાં માત્ર શ્રીમંત એરીસ્ટોક્રેટ વર્ગમાંજ ગણુત્રિનાં કુટુંબોમાં પરણાવ્યા પછી જૂદાં રાખવાનો હમણા હમણા ચાલ પડયો છે, બાકી રૂપ્યાના ૧૨ આના મધ્યમ અને ગરીબ વર્ગમાં તો ૧૯મી સદીનોજ રિવાજ સ્થિર છે. મોટા લોકોએ પોતાની સાથે સાથે ઘસડાવાની આપણને ના કહી હોય, તો તે કામ તેમની સાથે રહીને કરવાની આપણે ઈચ્છા કરવીજ નહીં. દેવોએ પોતાની જોડે જોડે નહીં ઘસડાવાને કહ્યા છતાં રાહુએ તેમની સાથે અમૃત ચાખવા માંડતાંજ તેનું મસ્તક કપાયું હતું. મોટા મોટાની સુઝે ન્હાનાંએ પણ તણાવું જોઇતું નથી દીકરી. ઈંગ્લંડમાં મોટે ઘેરની મેરી વહુઓને બે ઘોડાની ગાડીમાં એકલી ફરતી દેખી ન શકાવાથી માર્ગરેટ સાસુઓમાં દ્વેષ ઉત્પન્ન થવાથી, લેડી માર્ગરેટે સાસુ વહુને એકત્ર રાખવા, સોસાયટીના સુધારાઓ વિષે મહેનત ઉઠાવી, અને જુના રિવાજોની તરફદારી કરી હતી, જેથી રાજા હેનરી ૭ માની માતાએ તેણીને "પ્રોફેસર ઓફ ડીવીનીટિ"નો હુદ્દો આપવાથી, સાસુથી છૂટી પડેલી વહુઓ પણ પોકાર કરી ઉઠી, અને વહુઓની મોટાઈથી રંજાયલી સાસુઓ પણ ફફડી ચટકી ઉઠી હતી. ટુંકમાં, સાસુ વહુ ગમે એવાં જૂદાં વસે તો પણ તેમનામાં કુદ્રતીજ વેરભાવ ને કીના કપટ તથા દ્વેષભાવ તો ધૂંધવાતોજ રહે છે. ખોટી મોટાઈ અને જુઠી ગરૂરી એ સ્રીનું નહીં મટે એવુંજ દર્દ છે. સાસુ વહુની અંતશ ઉપર શ્રાપ હોજો! અંગ્રેજોમાં ગૉરડન કુટુંબીઓએ મુદ્રા લેખ રાખ્યો છે કે; "ખુદા એટલે જીંદગી અને મન. આ જીંદગી અને મન સ્રીઓ અપવિત્ર કરે તો તે જીંદગીજ ન હોતી!" વળી ગૅારડન નામનું બીજુ

કુટુંબ કેવો લેખ બારશાખ ઉપર કોતરાવે છે કે; "સંપીલી, આમ, ભરેલી, કંકાશ વિનાની જીંદગી આ ઘરમાં હોય તો બેહતર, નહીં તો અમને મોત પરવડશે!" જે ગામમાં અગ્રેસરો પક્ષપાતી હોય, જે દેશનો રાજા અવિવેકી હોય, જે શહેરમાં દુરાચરણી વિદ્વાનો વસતા હોય, જે કસ્બામાં જુઠા સાક્ષીઓ ભાડે મળતા હોય, જે કુટુંબમાં દુર્જન વહુનું ચલણ હોય, જે ઘરમાં કપટી સાસુ રાંકડી વહુઓને ટકવા દેતી ન હોય, જે કુળમાં કાચા કાનનો દીકરો હોય, તે સંસારમાં માનની, ધાનની, ધન્યની કે વસવા કિંવા જીવવાની ઇચ્છા કોઇને થતીજ નથી. ઘરનો ઘા અને કુટુંબનો ઝગડો, કજાત અને હલકાં કુટુંબીઓ જેટલોજ સજાત અને સજ્જન ઘરાણાંમાં કારી અને ભારી લાગે છે.

દો આકેલરા ન બાશદ કીનો પેકાર;
ન દાનાઈ સતીઝદ બા સોબોક સાર.
અગર નાદાન બ વેહુશત સખ્ત ગુઈયદ;
ખેરદમંદશ બ નરમી દેલ બે જુઈયદ.

સાસુ વહુ બન્ને ડાહ્યાં હશે તો તેમના વચ્ચે કીનો કે ઝગડો નહીં થશે. એમાંથી એક પણ જો શાણી હશે તો બીજી હલકી સાથે ઝગડો કરવાના પણ અખાડાજ કરશે. નાદાન વહુ કદાપિ પોતાની મૂર્ખતાને લીધે બુઝર્ગ સાસુને નરસું પણ બોલશે, તોપણ દાનાવ સાસુ હશે તે તો વહુના હાથ પેટમાં ચાંપીને નરમાશથીજ તેણીને જવાબ દેશે. પરન્તુ સાસુ વહુ બન્નેજ અભણ હશે, અને વહુનો માટીડો બાયલો હશે તો જરૂર વિઘ્ન વધશે. કાળી ચૌદશનો કાળિયો, ને બૈરી કરતાં માટીડો ચાડિયો હોય છે, ત્યારે સાસુ ઓશિઆળા અવતારની રહેવા પામે છે; અને દુન્યામાં માતાના અંતઃકરણ કરતાં મુલાયમ કોઇ ચીજાજ નથી એવું સમજનારો મા-વખો દીકરો જ્યાં હોય છે, ત્યાં વહુનો ઓશિયાળીનો અવતાર થઈ પડે છે. સાસુ વહુ બેઉ જો એકદિલ હશે તો એક બેકના એક નિર્જીવ બાલની પણ ચોકસી રાખીને અકેકનો એક બાલ વધીંક વાંકો થવા દેશે નહીં, પરંતુ સાસુ જો કઠણ હૈયાંની હશે અને વહુ જો નમ્રતા વાળાં હૈડાંની હશે તો ગમે એવાં દુઃખો પડશે તોપણ સાસુનો એક બાલ પણ તૂટવા દેશે નહીં. વળી વહુ જાહેલ ને હલકું પાત્ર હશે, ને સાસુ જો ડાહી ને ભારી પાત્ર હશે તો વહુનોજ બચાવ તે સાસુ કર્યા કરશે; અને તેનુ પરિણામ સાસુ પોતાનાજ લાભમાં લાવી શકશે. મગર બેઉજ જયારે જાહેલ હશે ત્યારે તો તેમની વચમાં લોખંડની સાંકળ આવશે તેને પણ તેઓ તોડી નાખશે.

દો સાહેબદેલ નીગેહ દારંદ મૂઇ;
હમી દો સરકશો આઝરમ જૂઈ.
વગર આઝ હરદુ જાનેબ જાહેલાંનન્દ;
અગર જંજીર બાશદ બોગુસલાંનન્દ.

એક કજાત વહુ પોતાની સજાત સાસુને બહુજ સતાવતી હતી. જ્યારે પણ જમવાનો વખત થાય ત્યારે ભોણું લાવીને પોતાની સુશીલ અશક્ત સાસુને કહેતી હતી કે; "ઉઠો સાસુજી રીત કરો—છાપરે ઢાંકી સૂર્ય ને નાચવા થકી ઘાઘરો ઉંચો ધરો!" ઘરડી સાસુ નાક ચાંપીને, આંખ ઢાંકીને, ઘાઘરો ઉંચો કરીને લગાર નાચતી, ને પછી ખાતાં ખાતાં બોલતી કેઃ—
"સાંભળ ભિંત, વહુની રીત; સૌ તો મુંડે તીરથે, ને વહુ તો મુંડે મુહરતે!"
આ કાલ-કૌતકો પડોશણ દિવાળીબાઈ કામડાંની ભિંતમાંથી નિત ઉઠીને જોતી, અને નહીંજ ખમાયું ત્યારે પાર્વતીબાઈની કહાંની તેના દીકરાને કહેવા લાગી. દીકરાએ એ વાત પ્રથમ તો માનીજ નહીં. અંતે એક દિવસે દુકાને ન જતાં ગોકળભાઈ પોતેજ પડોશણના ઘરમાં સંતાયા, અને બપોરે જયારે વહુએ ભોણું લાવી રાબેતા પ્રમાણે સાસુને નઠારો ને નાગો નાચ નાચવા કહ્યું; એટલે પેલાનો પિ-તો ઉશકેરાયો. તે વેળાએ તો તેણે ગમ ખાઈને પાછળથી કાંઈ ઘાટ ઘડવાની યુક્તિ રચવા માંડી. પોતાની માયની આ ફજેતી તેનાથી તામોશ કરી શકાઈજ નહીં. બીજેજ દહાડે ગોકલે પોતાનાં સાસુ સસરા, જે પાસેનાજ ગામમાં રહેતાં હતાં, તેમને કાગળ લખ્યો કેઃ-"તમારી દીકરી મરણતોલ માંદી પડી છે. કોઈએ તેણીને મૂઠ મારીને કંઇ એવું તો કરી ગેલ્યું છે, કે અબોલીજ થઈ ગઈ છે. ધૂણનારો માશતાણ કહે છે, કે એણીના મા-બાપ જો મળવા આવે ને એને બોલાવં તો એ જીવવા પામે; પણ શું લખું! માશતાણ કહે છે કે, એના માબાપ નાગાં થઈને નાચતાં નાચતાં આવે, અને આગળ ઢોલ તાસા વજડાવતાં આવે, તો તો ઠીક; નહીં તો વસ્ત્ર સાથે મૂગાં મૂગાં આવે તો તેમની દ્રષ્ટિ પડતાંજ એ છોડી મરી જશે! આવું લજામણું કામ હું કેમ કરવા દઉં! પછી તો જેમ ઇચ્છા થાય તેમ આવો કે ન આવો; એ જીવશે તો મ્હારી, ને મરશે તો તમારી! દીકરીને જીવાડવી હોય તો આવું કૌતક કરતાં આવજો!"

આ પત્ર પહોંચતાંજ ગંગલી વહુનાં મા-બાપ તો બારવણેજ નાગાં નાચતાં ને ઢોલ તાસા વગડાવતાં ભર બજારમાંથી આવવાના હોહાકાર ગોકલે સાંભળ્યા. ગોકલે ગંગલીને કહ્યુંઃ-"બજારમાં મોટે ઘરનો વરઘોડો આવ્યો છે, તો તુંએ આજ દુકાનેજ આવ!" બન્ને જણ બજારમાં ગયાં. ત્યાં શું જૂએ! ગંગલીનાં નાગાં મા-બાપને દેખી લોકો તાળીઓ પાડે, મજાક કરે, થૂ થૂ કરે, એ સૌ ગંગલીએ નજરો નજર જોઈને જાર જાર રડી દીધું. એટલે ગોકલે દોહરો કીધો કેઃ—

કુભારજા! સાસુ તણી લાજ લુટી;
માબાપના દેખી ભુંડા સ્વાંગ કુટી!
મા મ્હારીનો એકલી જોતી જોકે;
હસીને તમાસો દીઠો લોક લોકે.

આંબખો ૩૧ મો.

## આરતી ઉતારૂં ને મંગળ ગાઉં, વહુને આપું ત્યારે હું શું ખાઉં ?

કોઇ માતાએ દીકરા સાથે ગમે એવું ભયંકર પાપ પણ કર્યું હશે, અથવા કોઇ દીકરે પોતાની માવતર જોડે ઘણુંએ પાપ કર્યું હશે, તોપણ તેમને એક ન્યાયાસન ઉપરથી તો મુકિત અને દરગુજરી મળશેજ. તે ન્યાયાસન તે દીકરાનું અંતઃકરણ; અથવા તો માતાનું દીકરા તરફનું પ્રેમાળ હૃદય. સાસુ વહુમાં માંહોમાંહે કજ્યા કંકાશ ઉભા થવાથી દરેક પોતાનુંજ ખરૂં નરૂં કરાવવાની હઠ લેતીજ જણાશે. દરેક વહુ પોતાનોજ કકકો ખરો મનાવવા માગે છે. વળી સાસુ પોતાની વહુને ખોટી ચિતારવા ચાહે છે; જેમાંથી જુઠાણું, નિંદા, તોહમ્રત, અતિશયોકિત, અને વેર ઉત્પન્ન થાય છે. માટે હે બેટી ! "હુંજ ખરી" એ ઇલતભર્યાં વાકયનો જરૂરજ ત્યાગ કરજે. ઘર કંકાશ મહા ભુંડો છે. તે શરૂ થવા કેડે ત્હારા ઘરમાં જવાન મોત થએલું જોવાને તું તૈયારજ રહેજે. તમે સાસુ વહુ બેઉ ભલાઈમાં વસો ને ભુંડાઇ થવા પહેલાં છુટાં પડજો. કરવો કજીયો તો સહેલ છે, પરંતુ તેનો કડવો અનુભવ લેવો બહુ કઠણ છે. જ્યારે સાસુ વહુના કજ્યા જાગે છે ત્યારે સૌ રાંધ્યાં ધાન પણ ખાતાં નથી, ને કુવાનાં પાણી પણ ખારાં થઇ જાય છે.

તવાં બ હલક ફેરૂ બુરદન ઉશ્તખાંને દુરૂસ્ત;
વલે શેકમ બે દરરદ ચું બેગીરદ અંદર નાફ.

કઠણ હાડકું ઘાંટીમાંથી ગળી શકાશે, મગર જ્યારે તે હાડકું ડુંટીમાં ઉતરશે ત્યારે તું યાદ રાખજે કે, તે ત્હારૂં પેટજ ફોડી નાખશે. જ્યાં સૂધી ચાલશે ત્યાં સૂધીજ ત્હારૂં પુંકે ફાટશે, પણ જયારે ઘડપણ આવશે ત્યારે વહુનેજ બસ પડી તેનેજ ત્હારે વશ રહેવું પડશે. જયારે ત્હારાં ઘરના રખવાળો, એટલે કે ત્હારાં શરીરના હાથો ધુજવા લાગશે, અને ત્હારાં ઘરના બળવાન પુરૂષો (યાને પગો) પોતાની મેળે નમી પડશે, અને લોટ દળનારાઓ (દાંતો) દળતાં દળતાં થાકી જશે, તથા અનાજ દળતાં દળતાં કમી થતા જશે અને જેઓ બારી વાટેથી ડોકયાં કરી કરીને સઘળો ચારોમારો જોયા કરનારીઓ (આંખો) છે, તેઓ જ્યારે કાળી થઇ પડી કાચી થઇ જશે, તથા બદામનું ઝાડ ફળદ્રુપ થવા માંડશે (બાલ ધોળા થશે), તથા તીડો પણ તે ઝાડને બોજા સમાન થઇ પડશે, (જૂ ને લીંખો પાકશે), અને ત્હારો સાદ સાંભળવાને ત્હારાં ઘરના કાન બહેરા થઇ જશે, જેથી કોઇ જવાબ પણ નહીં આપશે, અને રૂપેરી દોરડાં (વાંસાની કરોડ માંહેલી ચરબી) ઢીલાં પડશે, સોનેરી

કટોરો (બુધ્ધિ) ભાંગી જશે, તથા કુંડની પહેલાં ફરવરો ભાંગી જશે (એટલે કે હૃદયના ધબકારા અટકી પડશે), ત્યારે ત્હારા ઘરમાં તું થી રહી પણ શકાશે નહીં. ટુંકમાં, જઇફી આવે છે ત્યારે ઘરનાં બધાં પોતાની સગાઈ પણ તોડી નાખે છે, વહુ દીકરાં અળગાં થવાં લાગે છે, તે વેળાએ વહુ દીકરાં સાથે ચલાવેલી ભુંડી વર્તણુક યાદ આવીને મહા દુઃખ કરે છે. માટે ત્હારાં ચાલતાં ચલણમાં વહુઓ સાથે સલાહ સંપ જરૂરજ રાખજે. ઇરાની પાદશાહ અર્દશીરની સ્ત્રી સ્તેતીરા એક પાકજાદ અને ધણીને સંપૂર્ણ વફાદાર સ્ત્રી હતી. અર્દશીરને આ સદ્‌ગુણી મોહોરદાર ઉપર બહુજ વહાલ રાખતો દેખીને તેની માતા પરીજાદ ઘણી બળ્યા કરતી હોવાથી, પોતાના ધણી પાદશાહની આદીએ, પોતાના પ્યારા ન્હાના બેટા કુરૂશને તખ્ત અપાવવાના ફાવાદાવા કરવા જતાં, કુરૂશ બાપડો વગર મોતે માર્યો ગયો હતો. આથી કહેરે ભરાઇને તેણીએ પોતાની નિર્દોષ વહુનું કાટલું કાઢવાની યુકિત રચી. વહુ ઘણી ભલી હતી, જેથી સાસુને પાપી ક્રામો કરતાં ઘણીએ વાળતી, પણ નાપાક વિચારની પરીજાદ તો ઉલટી વધારે ને વધારે કીનો પકડવા લાગી હતી. પછી તેણે એવો ફરેબ કીધો, કે વહુની સાથે એખલાસ અને મોહબ્બતથી જોડાઇ. સ્તેતીરા વહુ ભોળી હોવાથી આ દગાબાજ સાસુનાં ફેલ કાંઇ સમજી શકી નહીં. સલાહ સંપનો દેખાવ કરીને એક દિવસે એ પીરેજા પરીજાદે પોતાના દીકરા અને વહુને પોતાના મહેલમાં ખાણું આપ્યું. મેજ ઉપર વચ્ચમાં પોતે બેઠી, જમણા હાથ ઉપર અર્દશીર બેટાને બેસાડયો, અને ડાબા હાથ ઉપર વહુ સ્તેતીરાને બેસાડી. પછી એક મરઘીની વાની આવી, તેને એ ખુની સાસુએ છરી વતી કાપી, અને જમણી ગમનું ફાડચું પોતાની રકાબીમાં અને દીકરાની થાળમાં મૂકી, ડાબી બાજુનો ટુકડો સ્તેતીરાના ખુમચામાં મૂકયો; કાંકે, છરીનાં ડાબાં પાસાં ઉપર તેણે કાતીલ ઝેર ચોપડયું હતું. ઝેરથી ભરેલો કડકો સ્તેતીરાના ખાધામાં આવ્યાથી તેણી થોડા વારમાંજ મરણ પામી. પરન્તુ બીજેજ દિવસથી પોતાના પાપી કરપીણ કામની દેહસતથી તેનું હૈડું થરથરવા લાગ્યું; તે જ્યાં દેખે ત્યાં જમડાનું હાડ પિંજર દેખાવા લાગ્યું; પછી તે માંદી પડી, અને પેટમાં નહિ સમજ પડે એવો ચૂંથાડો ને દુઃખાવો એટલો તો થવા લાગ્યો, કે ખાટલે પડી પડી તેણી ભયાનક ચિચિયારીઓ પાડીને પોકારો કરવા લાગી; પરંતુ કોઇએ પણ તેની લગારે કદર ન બાંધી, અને અંન્તે આ દુષ્ટ સાસુએ પોતાના પાપના પસ્તાવામાં આપઘાત કરીને પોતાનો પાપી પ્રાણ પરવરદેગારને પાછો સોંપ્યો.

ઇથા-ઈ હઇથ્યા નરો અથા જેનયો,
ઙ્‌હ્‌વો હચા રાથેમો યેમે સ્પષુથા ક્રાઈદીમ્,

જો આયેસે હોઇથા તન્વો પશ,
વયૂ-બેરેદુબ્યો દુશ્-ખરેથેમ નાંસત ખાથ્રેમ્,
દ્રેગ્વોદેબ્યો દેજીત્—અરેતએઇબ્યો
અનાઇશ આ મનહીમ અહૂમ્ મેરેન્ગેદુયે.

આપણા અશો જરથોસ્ત સાહેબે આપણને વહિસ્તોઇસ્ત ગાથાવાણીમાં, એટલા માટેજ બોધ દીધો છે કેઃ—ઓ બ્હેનો ને બાઈઓ તથા ભાઈઓ! ફરજ એટલે કે જુઠાઇના ને દગાબાજીનાં પાખંડોની રાહનો તમે જરૂરજ ત્યાગ કરજો; તે માર્ગમાં આગળ વધીને અનર્થ ના કરશો. કાનાસેરી, કસરેવણી, કીનાખોરી, અને કપટબાજીના દૈત્યની તમે પુજા કરશો મા. નામોસી અને અપકીર્તિભર્યાં સુખ મેળવવાની મોટાઇમાં તમો તમારૂં કાળાં ખોરેહવાળું કલ્યાણ ઈચ્છશો તો તે તમને નાશના ઉંડા ખોહમાંજ નાખશે. સત્યનો નાશ કરનારાં ભુંડાં કર્મોથી, હે બ્હેન બાઈઓ! તમે તમારી ભવિષ્યની મીનોઇ જીંદગીને નુકશાન પહોંચાડશો; માટે દુષ્ટ કામોથી ફરો પાછાં! બિન અનુભવી સ્ત્રી જ્યારે ન્હાની ઉમ્મરમાં સાસુપદ મેળવવાને ભાગ્યશાળી થાય, ત્યારે તેણી પોતાની કાચી બુધ્ધિથી આઠ ગમ દુઃખ પામે છે. ૧—વગર જરૂરનો ગુસ્સો કરવામાં. ૨—અઘટિત વખતે અને અણઘટતી જગોએ બક્ષીશો કરવામાં. ૩—નઠારા સંસારી બનાવો વખ્તે પોતાનું દુઃખ બેવડું કરી મેલવામાં. ૪—સાચું સંગી અને માઠું અંગી પિછાની લેવાની કોતાઇમાં. ૫—વહુ જેવાં નવાંસવાં અજાણ્યા પક્ષી આગળ પોતાનો ભેદ ખોલી દેવામાં. ૬—બરાબર અજમાયશ લીધા વિના વહુ વિષે સારૂં નરસું મત એકદમ બાંધી દેવામાં. ૭—મૂર્ખ ભમાવનારાંઓની વાતો ઉપર ઓચિંતો વિશ્વાસ મૂકવામાં. અને ૮—જ્યારે કાંઈજ લાભ નથી ત્યારેજ ઘણું ઘણું બોલવા બકવામાં. વહુઓની લાયકાત પ્રમાણેજ સાસુએ મોટી કે ન્હાની, ખાનગી કે જાહેર વાતો કરવામાં, બોધ દેવામાં અને શિખામણ આપવામાં પડદો રાખીનેજ કામ લેવું જોઈએ. મહાગુરૂ પિથાગોરસ જ્યારે પોતાના ચેલાઓને વાયજીઓ કે વ્યાખ્યાનો આપીને બોધ દેતો હતો ત્યારે સામે એક પડદો મૂકાવતો. જે ચેલાઓ સમજુ થયા હોય, તેવા ખાસા મંડળીના શિષ્યોને પડદાની અંદર પોતાની પાસે બેસાડીને શિખામણ દેતો. કાચા ચેલાઓને પડદામાં રહીનેજ બોધ દેતો. તેજ પ્રમાણે એરીસ્ટોટલ પણ શિક્ષાનાં સંભાષણો કરતાં જો કે પડદો રાખતો નો'તો, તો પણ સમજુ અને ખાસ મંડળીને તે સવારે ઉપદેશ આપતો, ને આમ મંડળીને તો જેની તેની લાયકાત પ્રમાણે સાંજે ઉપદેશ કરતો. તેમજ વહુઓને તેમની લાયકાત પ્રમાણે તું પણ બોધ આપજે બેટી.

ગાયમાય:—"બાવાજી ! હું કાંઈ વહુની દુશમન નથી, પણ જે કાંઈ સારી શિખામણ આપું છું તેને એ તો હસી નાખીને તરકડી થાય છે, અને જ્યારે મોઢે આવી જાય છે ત્યારેજ મ્હારા પેટમાં ઘણું ચુંથાઇ આવે છે."

દીકરી! બડબડ-બોલી વહુ માટે તું નબળો અભિપ્રાય એકદમ નહીં બાંધીશ; તેમજ સીપલી, વાંકી ઘુસની, થોડું-બોલી, અને પીસેલે મોઢની હૈયામેલી વહુથી એકદમ ઠગાતી પણ ના. કોઈ તો ચોખાએ ચંપાઈ જાય, ને કોઇ તો દાળે દબાઇ જાય એવીજ હોય છે. નવી વહુ પણ જુની થશે ત્યારે સમજની થશેજ. ઘણાં ઓસડો જેમ જેમ જુનાં થતાં જાય છે, તેમ તેમ તેમના ગુણોમાં ઉત્તમતા આવતી જાય છે. તેવીજ રીતે દહાડે વારે નવી વહુઓ જુની થતી જશે એટલે તેઓનાં લક્ષણ ઉત્તમતાને પહોંચશેજ. જેરેમી ટેલર કહે તેમ, જુનું સ્નેહિ જુના દારૂ જેવું થઈ પડે છે; અને જે પ્રમાણે જે શખ્સે જુના દારૂનો સ્વાદ અને રસ ચાખ્યો હોય છે, તેને નવો દારૂ પીવા ગમતોજ નથી, તેવીજ રીતે જુની થઈ ચુકેલી સગાઈનો અનુભવ લીધા બાદ નવી સગાઈ ઉપર એકદમ પ્રેમ થતોજ નથી. દીકરી! દુન્યાનો શીરસ્તો છે, કે લોકો નિર્દોષ અને રાંક વહુનીજ કદર ખાય છે; અને ક્રૂર સાસુ તરફ તો તિરસ્કારજ બતાવે છે. જ્યારે રામચંદ્રજીને વનવાસ જવું પડયું, ત્યારે પોતાના પત્નિ સીતાબાઈ અને ભાઈ લક્ષમણને લઈને જ્યારે પિતાશ્રી દશરથની રજા લેવાને ગયા ત્યારે પિતાજીને પગે લાગતાં ત્યાં બેઠેલા વશિષ્ટજી જેવા શાંત ગુરૂને પણ ત્રણે જણ પગે પડયાં. આ વખતે વહુ ઉપર વેર રાખીને સીતાજીની સાસુ કૈકેયીએ વહુને જંગલમાં પહેરવા જોગાં પણ વસ્ત્રો ન આપતાં જાનવરોનાં ચામડાં તથા ઝાડોની છાલનાં બનાવેલાં વલ્કલ પહેરવાને આપ્યાં ! સાસુની અદેખાઈને લીધે બાપડીને વનવાસ જવું પડયું તો પડયું, પણ વન જંગલમાં પૂરૂં પાધરૂ અંગ ઢાંકવાનું પણ જ્યારે કૈકેયી કમજાતે, સજાત વહુ સીતાજીને ન જ આપ્યું, ત્યારે સસરાજી દશરથ પણ ઉશકેરાઈ ઉઠયા, અને ગુરૂ વશિષ્ટજી પણ છેડાઇ પડયા હતા. દશરથ રાજાએ પોતાની એ રાણીને તપી જઈને કહ્યું:—"હે ચંડાળણિ ! વહુ ઉપર તું આ શું જુલમ ગુજારવા માંગે છે? દીકરા રામને તો ત્હારાંજ પાપે વનવાસ ભોગવવો પડવાનો, પણ ત્હારી વહુએ ત્હારો શું અપરાધ કર્યો, કે તે અશરાફ-જાદીને પણ તું હિણે છે? હે કુભારજા! ત્હારા જેવી દ્વેષી અને અદેખી સાસુઓ જેટલી પણ આ પૃથ્વી ઉપર હો એટલી નર્કમાંજ પડજો! હું હવે પછી થનારી બધીજ જુલમી સાસુઓને પણ એજ શ્રાપ આપી મૂકું છું !" ભલા દશરથ રાજાને કોપેલા જોઈ વશિષ્ટજીએ પણ કૈકેયીને ડામ દીધો કે; "હે પાપીણિ ! ત્હારા જુલમ અને દુરાચરણને લીધે ત્હારા ધણીના રાજ્યમાં

તો કોઈ ટકશે નહીંજ, પણુ આ મહેલમાં ત્હારા પેટનો દીકરો ભરત સુખમાં રહેવા ઇચ્છશે નહીં. ત્યારે ઉજડ પડેલાં ઘરમાં ને વસ્તી વગરનાં આ રાજ્યમાં તું એકલી આળોટાજે ને પંથરાજે! સતી પાર્વતીજીએ જેમ પોતાના પતિ શંકરના હિત ખાતર વલ્કલ પહેરી ફરવામાં આનંદ માન્યો હતો, તેમ સીતાજી પણ રામ જેવા પતિનાં દુઃખમાં ભાગિયેણુ થવા સારૂ વલ્કલ પહેરવામાં તો મોજ ગાનશે, પરન્તુ ત્હારો તો ઠાર ઘોર નર્કમાં થશે તેનો કંઇ તેં વિચાર કીધો ?"

જો રાજા ધૃતરાષ્ટ, કુંવર દુર્યોધન જૈસો;
જો સબહુ કહિ રહે, તોઉ પાંડવ સો તેસો.
આપ બીરસો કટે, પાંચ પાંડવ ઘર લીની;
જગ બિચ પરી હસાંઇ, નિજ અપકિરત કીની.
ભયો નાશ કુલ આપકો, જસુરામ કુ તરંગકી;
રાજેંદ્ર કુંવર કોઉ મતિ કરો, ઐસી યા ખતરંગકી.

## ચાબખો ૩૨મો.

### કછાડી વહુ છે છઠ્ઠી આંગળી-રહે ઍબ, ને કાપે દુઃખ.

"To serve man's necessity is Charitable; to serve his conveniency is warrantable; to serve his iniquity is blameable; but to serve his purity is honourable."—W. SECKER.

ગાયમાય!

સાસુનો છેલ્લો પ્રકાર સેવક-સાસુનો હોય છે. જેમ મા-બાપ પોતાનાં ન્હાનાં બાળકોની બાલ્યાવસ્થામાં તેમનાં સેવક બની રહે છે, અને વૃદ્ધાવસ્થામાં તેજ મા-બાપ, બાળકો જ્યારે મોટાં થાય ત્યારે તેમની પાસે સેવા કરાવવાના અધિકારી બને છે, તેમજ ન્હાની વહુઓની પ્રથમ અવસ્થામાં જે સાસુઓ સેવકરૂપ બને છે તેજ સાસુઓ પોતાના વૃદ્ધાપકાળે વહુઓ પાસે ચાકરી કરાવવાને અધિકારી થાય છે. પરંતુ જે સાસુઓ જાચાઇ કરીને, સવળાટ બતાવીને, કાબાટ ચિબાટ કરી કરીને પોતાની વહુનું ધાન ભાંજવા, તેના વરથી વિખુટી પાડવા જેવી પ્રપંચી સેવા બજાવે છે, તે સાસુઓ મરતે દહાડે દોજખનીજ અધિકારી થાય છે. ખેતુદથનું જોડું તોડવાનું જે ઘોર પાપ પારકાંને નડે છે, તે મહા પાતક પાપીણિ સાસુને તો કેટલું બધું નડતું હશે, તેનો વિચાર કરીનેજ દરેક સાસુએ બેહસ્તના માર્ગનાં કામો વહુ પ્રત્યે આદરવાં જોઇએ.

બદમાસ સાસુઓ વહુના કેવી રીતે ખીલા ઉપાડ કરીને અંતે પોતે નર્કવાસી કેવી રીતે થાય છે, તેનું ઇતિહાસિક દ્રષ્ટાંત કહું તે સાંભળ દીકરી.

જ્યારે લંકાનો રાજા રાવણ, રામ રાજાની સતી સીતાનું હરણ કરી ગયો હતો, અને સીતાજીને પોતાના મહેલમાં રાખી ઘણી ઘણી ફુસલાવણી કીધી, પરંતુ સીતા મૈયા પોતાનું પતિવ્રત જાળવી રહ્યાં હતાં, અને શિયળ સાચવવા સારૂ તેમણે નીચેથી કદી ઉચું જોયુંજ ન હતું. તેમની સામે રાવણ આવી ઉભો રહી ગમે એવી નીચ માંગણી કરતો, તોએ સીતાજીએ છેવટ સુધી રાવણનું મ્હોં ગોરૂં છે કે કાળું છે, તે પણ કદી નહીં દીઠું હતું, માત્ર તેના પગ જોયા કીધા હતા. જ્યારે રામચંદ્રજી સીતાજીને છોડવી લઇને પોતાની અયોધ્યા નગરી તરફ ચાલ્યા ત્યારે રસ્તામાંજ સીતાજીનું પતિવૃત અને શિયળ બરાબર સચવાયાની ખાતર જમે તેમણે કરી લીધી હતી. પરંતુ જ્યારે તેઓને પોતાના રાજ્યમાં પાછા આવ્યાથી, અને સીતા વહુની રૈયતમાં ભારે વાખવાખી થવાથી, કૈકેયી જેવી અદેખી સાસુથી જ્યારે નહીંજ ખમાયું ત્યારે, કોઇ રસ્તે દીકરા રામચંદ્રજીનો મન ઉતારો સીતાબાઈ વહુ ઉપરથી કરાવવાની તદબીર તેણીએ રચવા માંડી. એક દિવસે રાજ્યમાં એવા સમાચારથી આનંદ આનંદ છવાઈ રહ્યો, કે સીતાજી ગર્ભવંતાં થયાં છે. આ શુભ વધાઈ કૈકેયીથી સહન થઈ શકીજ નહીં. એવામાં જોષીને જોઇતુ મુહૂર્ત મળ્યું. એક ધોબી રાજ મહેલ આગળથી પસાર થતાં પોતાની સ્ત્રી સાથે વઢવાઢ કરતાં કરતાં મહેણું મારવા લાગ્યો કે; "તું પરાયા ઘરમાં રાત વાસો રહી આવી છે તો પછી હું કદી પણ તને મ્હારા ઘરમાં નહીં ઘાલીશ. એ પણ કાંઈ રામ રાજા જેવો ભોળ્યો માટી દીઠો કે શું! જેણે પોતાની સીતા વર્ષો ગણત્રિ રાવણને ઘેર રહી આવી છતાં પોતાના ઘરમાં ઘાલી!" આ મ્હેણું સાસુએ દીકરાને કાનેકાન સંભળાવ્યાથી રામચંદ્રજીને બહુ ગોઝારૂં લાગવા માંડયું. એટલામાં વળી એ દ્વેષી સાસુએ બીજો ફરેબ રચ્યો. પોતે અને પોતાની દાસીઓને સાથે બેસાડીને, વહુજીને ફોસલાવીને લંકા નગરીની બધી વાતો સાંભળવા બેઠી. સાસુજી વહુજીને પૂછવા લાગ્યાં:-"વહુજી, વહુજી! રાવણનું રૂપ કેવું હતું? તમે તો ચિત્રકળામાં ઘણાં કુશળ છો; ચિત્રી બતાવો!" ભોળી વહુમાં કાંઇ પણ કપટભાવ ન હોવાથી બોલી:-"માતા! રાવણ કેવો છે, ધોળો કે કાળો, તે મેં તો કદીએ દીઠું નથી. તેનું આખું શરીર જૂએ કોણ, કે તેનું સ્વરૂપ નિહાળે. હું તો તેને આવવાંનો સનસારો સંભળાય, કે તુર્ત નીચેથી ઉંચે પણ જોતી નો'તી. મેં તો માત્ર તેના પગનો અંગુઠોજ એકવાર દીઠો છે. તે અંગુઠાના અનુમાન ઉપરથી હું તેનો આખો ચહેરો કલ્પી શકું છું; જેથી તે કાળે મોઢનાનું ચિત્ર ચિતરી બતાઉં માજી!"

આમ કહી રાવણની આબાદ તશવીર ઉતારી બતાવી. સાસુએ આ નવો મુદ્દો મળવાથી, જ્યાં દિવાનખાનામાં રામચંદ્રજી વિગેરે બેઠાં હતાં ત્યાં જઈ, ચિત્ર બતાવી કહ્યું:-વહુજીને તો રાવણનું મ્હોં દીઠા વગર એક ઘડીએ ચાલતું નથી. તેનું ચિત્ર પાસે રાખે છે, અને તે મૂખડો દીઠા શિવાય તો વહુજી અન્ન પાણી પણ મ્હોંમાં મૂકતાં નથી!" રામચંદ્રને સો દેખત હવે બીજી વાર બેજાલત લાગવાથી, જો કે પોતે જાણતા હતા કે, સીતાને ડાઘ જરાએ લાગ્યો નથી, જો કે પોતે જાણતા હતા કે, સીતા પવિત્ર રહેલાં છે, જો કે તેઓ જાણતા હતા કે, નઠારી શોક-માતા રાણી વહુની દ્વેષી છે, તો પણ લોકલાજને ખાતર, લોક વાયકા અને લોકનિંદાથી બચવા સારૂ ગર્ભવંતી સીતાને જંગલમાં મૂકી આવવા પોતાના ભાઈ લક્ષ્મણને રામચંદ્રજીએ ફરમાવ્યું! તેમના ભાઈ ભરત જે કૈકેયીને પેટનોજ દીકરો હતો, તેણે પણ પોતાની માતાની આવી કાનાસોરીને ધિક્કારી કાઢી રામચંદ્રને આ કામથી હાથ ઉઠાવવા ઘણુએ સમજાવ્યા, વળી પોતાના ભાઈ શત્રુઘ્ને પણ ઘણુએ વાર્યા, લક્ષ્મણે ઘણુએ પતાવ્યા, પરંતુ રામચંદ્રજી એકના બે થયા નહીં. સીતાબાઇએ તો વનમાં પણ ચંદ્ર સૂર્ય જેવા બે પુત્રો લવ અને કુશને જન્મ આપ્યો, અને છેવટે કંકાશણી સાસુ ઉંધી પડવાથી કાવત્રું પકડાઈ આવ્યાથી અંતે રામચંદ્રજીએ ક્ષમા માંગી; જાતે પોતે વનમાં જઈ સીતાજીને આદર માનથી પોતાને ત્યાં બોલાવી લાવ્યા, અને કૈકેયી સાસુને એટલે વેર દુઃખો ખમવાં પડયાં, કે પેટના દીકરાઓ પણ તેમનું મ્હોં જોવા માગતા નહીં; અને આખી પ્રજા થૂ-થૂ કરતી રહી. કૈકેયી સાસુનો લોભ એજ હતો, કે પોતાનેજ પેટના દીકરા ભરતને રાજગાદી મળે, અને કૌશલ્યા શોકને પેટના રામચંદ્રજી હિણાય. આ લોભ ઘણી ખરી સાસુઓમાં એવાજ કુદ્રતી દુષ્ટ વિચારોથી જન્મ પામ્યો હોય છે કે, પારકે પરાયે ઘરની છોકરી પોતાના ઘરમાં વહુ તરીકે આવીને બાપીકી મીલકતનો વૈભવ તો તે પરાઇ સ્ત્રી ભોગવશે; એ કેમ ખમાય? એવી લોભી ને અદેખી સાસુઓને એવાજ કુદ્રતી ધખારા ને દ્વેષ હોય છે કે; પોતાના ધણીની માલ મીલકતની માલિક તો અજાણી છોડી (વહુ) થવાની ને પોતાની દીકરીને તો કાંઈજ મળવાનું નહીં; તેથી જો ભાઈ સાથે બ્હેનને પણ પરણાવાતી હોય તો તેમ કરવા તેઓ તૈયાર થઈ જાય! એવી રીતે તેમનાથી વહુનું સારૂં તો દેખી શકાતુંજ નથી. પછી જે વહુ સાસુથી હારેલી હોય છે, અથવા જે સાસુ વહુથી હાર પામી હોય છે, તે એકમેકથી ભડકતીજ રહે છે. સિંહનું અડકેલું પાણી હોય તેને હાથીઓ અડકતાએ નથી, જે પાણી સિંહરાજના મનથી અમૃત હોય છે, તે પાણી ગજરાજના મનથી તો ઝેર સમાન થઇ લાગે છે; કેમકે એકમેકમાં કુદ્રતીજ અપ્રીતિ હોય છે. ત્યારે ચાલો દીકરી.

બે આશીમ બા થઠ દીગર શાદમાન;
શવીમ ઇમન અઝ દુશમને બદ ગુમાન.

"આપણે આપણા કુટુંબ કબીલામાંજ એક બીજા સાથે આનંદથી હળીમળીને રહીએ, અને ભુંડાં વિચારના દુશમનથી નચિંત થઇએ. સર્વ સુખનો ભંડાર આપણાં સંપીલાં કુટુંબમાં અને આપણી ઝુંપડીમાંજ ભરેલો છે, કાંકે કુટુંબમાં કુસંપ અગર બે-બનાવથી તો દુઃખોજ આવી પડે છે. ચાલો ત્યારે આપણ સર્વ ખરૂં સમજતાં થઈ જઈએ. અફસોસ છે કે, સંસારમાં જે ચીજ ના રવા અને તકલીદી છે તેનેજ અભણ બાઈઓ તો પકડી રહે છે, અને જે નાશવંત નથી એવું દુઃખને દઝાડનારૂં અમુલ્ય રત્ન–"**સંપીલો સંસાર**"–તેનેજ કાં સો તરછોડી દે છે વારૂં? શ્રી કૃષ્ણના બ્હેનજી સુભદ્રા પાંડવપુત્ર અર્જુન જોડે પરણ્યાં હતાં. અને જો કે દ્રૈપદી તો પાંચે પાંડવોને વરી હતી, તોપણ સુભદ્રા અને દ્રૈપદીએ શોક ઉપર આવેલી શોક લેખે વર્તન ન રાખતાં, બ્હેન બ્હેનો હોય તેવો સંપીલો સંબંધ જોડી રાખ્યો હતો; તેમનાં મન કોઈ પણ દિવસ એક બીજાથી વિમૂખ નો'તાં થયાં; તે વહુઓએ પોતાનાં કુન્તાજી સાસુજીને કોઇ દિવસ પણ કડવું વચન નો'તું કહ્યું; અને બન્ને વહુઓ સાસુજીને માન આપી તેમની આજ્ઞામાં રહેતાં; એનું કારણ શું હતું? વળી સુભદ્રા પણ પોતાની ઉ-તરા કુંવરી ઉપર દીકરીના જેવું હેત રાખતાં શિખ્યાં હતાં, તેનો સબબ શું હતો? એક દિવસે સનકાદિ નામના મહા રૂષિજી પતિવ્રતા સ્ત્રીઓનું સત પારખતા પારખતા સુભદ્રાનું સત્ પારખવા આવતાંજ, સુભદ્રા નમીને વાંકી વળી પાયે પડતાંજ, તેણીના કપાળ ઉપરનો ચાંડલો કપાળેથી નિકળી પડીને રૂષિજીના અંચલને ચોંટ્યાથી સર્વ ઉભેલી સ્ત્રીઓએ સુભદ્રાના સત ને વ્રત ઉપર શંકા લાવી નીચ આળ મક્યું! આ વખતે સાસુ કુન્તાજીએ પોતાની વહુની તરફદારી કરી, વહુનોજ પક્ષ પકડીને વહુનું સત્ સિદ્ધ કરી આપ્યાથી, "**કુન્તાજી જેવી સદ્‌ગુણી સાસુ જગત્‌માં થઈ નથી ને થશે પણ નહીં!**" એવાં વચનો સૌને મોઢેથી નિકળ્યાં. સુભદ્રાના પુત્ર અભિમન્યુ જ્યારે મહાભારતની લડાઈમાં માર્યા ગયા ત્યારે પોતાની વિધવા વહુની રક્ષા કરવામાં એ સાસુએ કાંઈએ બાકી ન રાખતાં, તેણીને દીકરી તરીકેજ ગણીને રાખી; જેથી લોકોએ કહ્યું:- "**ભૂતકાળે ન હતી ને ભવિષ્યમાં ન થાય. એવી સદ્‌ગુણી સાસુ વહુ તો કુન્તાજી ને સુભદ્રાજ!**" આવી સલુકની સાસુની થૂંક વહુએ હાથમાં નહીં ઝીલે તો શું કરે? હૅાગ ખાનદાનમાં સર્વ કુટુંબીઓને મોઢેથી એવાંજ વચન નિકળતાં તમે સાંભળશો કે; "કુટુંબની સ્ત્રીઓનું સારૂં નામ એજ સારૂં જોર, સારી હાલત, અને ઉચ્ચ કુલ ઉત્પન્ન કરે છે." ગાથમાયઃ–"આવાજી!

એ બધું તમે સમજાવો છો તે ખરૂં છે; પરંતુ સાસુ વહુ પરસ્પર માય દીકરી જેવું વર્તન રાખે એવા ઉપાય કાંઈ તમે સમજાવો છો બાવા ?"

હા દીકરી, એનો ઉપાય એટલોજ છે, કે દરેક સાસુ આમ વિચારતી થાય, કે જેવું તેણી પોતાની વહુને આપશે તેવું તેને પણ "કોઇ એક છે" તે જરૂર આપશે; અને દરેક વહુ એવું માનતી થાય, કે જે માપથી તેણી સાસુને માપી આપશે તેજ માપથી તેને પણ બીજાં લોકો તથા તેની પણ વહુઓ માપી આપશે. મોઢે મિઠી અને પેટમાં પાળી એવી સાસુ ખોટી. હજી ખુલ્લી રીતે દુશમની રાખનાર શૂરો-શત્રુ-વહુ મળે તે સારૂં, જેની જોડે બહાદુરીથી સાસુથી લડી શકાય, અને તેવી વહુની ઉગામેલી તલવારનો ઘા પણ ચૂકાવી શકાય. પ્રભુ જો પોતાના ક્રોધને લઈને સાસુ કે વહુ ઉપર આફતો ગુજારે તો તે ભલું, પરંતુ કપટી દિલની વહુ સાસુની નાફરમાની અને નાકદરી ઈશ્વર ન આપે તોજ સારૂં. રોમનોમાં ધારો હતો, કે જે કોઈ પોતાના પિતાને માન આપે તેને "પાક-પવિત્ર" કહેવો; જે કોઈ પોતાની વહુઓને છાવરે તેણીને "પાક-દેવી" કહેવી, જે વહુ વૃધ્ધ સાસુનું પોષણ કરે તેણીને "પવિત્ર-શરીર" કહેવી; આ ઉપરથી એન્ટોનીનસને "પવિત્ર" નો ખેતાબ રોમનોએ એટલા થકીજ આપ્યો હતો, કે તેણે પોતાના ધર્મ-પિતા હેડ્રીઅન માટે પ્રભુને એવી પ્રાર્થના કરી હતી કે; "મ્હારા એ પિતાનો દરજ્જો દેવતાઓમાં થાવ !" એની સ્રીને "પવિત્ર દેવી" કહેવામાં આવી, કેમકે તેણી પુત્રવધુઓને દીકરી દુમાલે ગણતી. રોમનોએ ઈન્યસને "પાક પવિત્ર ઇન્યસ"નો ખેતાબ એટલા થકીજ આપ્યો હતો કે, જ્યારે ટ્રોય શહેર આગમાં સપડાયું હતું ત્યારે તેણે પોતાની સ્રી સાથે મળીને, પોતાનાં મા-બાપને બચાવીને બહાર લાવવા શિવાય બીજું કાંઇપણ બચાવવાની લાલચ નો'તી કરી. વહુએ સાસુને આગમાંથી ખભે ઉંચકીને બચાવવી, એ જેવું તેવું પુણ્ય નો'તું; જેથી માસીસ ઇન્યસને "પવિત્ર શરીર" કહેવામાં આવી હતી. દીકરી! સારા વિચારનાં તત્વો તો હવામાં પણ પ્રસરી રહે છે. એક સદ્‌ગુણી સાસુનાં સેંકડો સારાં વમાસણને તેણીની શ્રધ્ધાને લીધે દુનિયાંમાં ચોમેર ફેલાયેલા ગુપ્ત નાદથી ટેકો મળે છે. સાસુનું નરસ નહીં વાંચતાં ગુપ્તપણે પણ જે વહુ સાસુનું સારૂંજ માંગે છે, તે વહુનો અવાજ દેવતાઓ પણ સાંભળે છે. કાઉન્ટ ઝીનઝેન્ડોર્ફ જ્યારે ન્હાનો છોકરો હતો ત્યારે ક્રાઈસ્ટ-"સેવીયર"-ઉપર ન્હાની ન્હાની ચીઠ્ઠીઓ લખીને બારીવાટે હવામાં ઉડાડતો હતો; એવી શ્રધ્ધાથી કે, મ્હારાં વ્હાલાંઓ માટે માંગેલી બધી ભલી દુવાઓ તે પ્રભુ વાંચશે, અને તે પ્રભુ મ્હારાં અંગી સંગીઓ ઉપર પોતાના આશિર્વાદો ઉતારશે ! પ્રભુવિષેની તેની ગુપ્ત શ્રધ્ધા અને પોતાનાં વ્હાલાં કુટુંબીઓ તરફની લાગણીનું સારૂં ફળ તેના ઘરમાં ભરપૂર જણાયું હતું.

આબખો ૩૩મો.

## સાસરે તો દહાડી, ને મહિરે તો વાડી.

દીકરી ! વહુને પોતાને સાસરે રહેવાનું તો દરરોજનું હોય છે, અને મહિરૂં તો કોઇ સર અવસરે વાડી વન્તરે જવા જેવુંજ હોય છે.

દીકરી ! આપણા પારસીઓમાં બધા સદ્‌ગુણોથી સજાયેલી એકજ સાસુનો નમુનો ત્હારી આગળ ધરૂં છું, જેના જેવી સદ્‌ગુણી સાસુઓ તમામ પારસી કુટુંબોમાં થવા પામે તો આપણો ટોળો ભાગ્યશાળી થયા વિના ન રહે. તા૦ ૧૪ મે ઈ. સ. ૧૮૪૭માં બેહેસ્તનશીન થએલાં સજાત સાસુ શુનાબાઇ જે શેઠ હીરજી જીવણજી રેડીમનીનાં બેટી થતાં હતાં, તેમના સદ્‌ગુણો માટે "મુંબઈનાં ચાબુકે" છાપેલી નોંધજ બસ થશે. "જાહેરમાં બખીલ હતી પણ બાતેનમેં સખી હતી. શુનાબાઈની છુપી સખાવતથી થોડાંજ લોકો જાણીતાં હશે. ધાંણી વેહેંચીને ધાંધલ અને ધાભરી વેંહચીને ધુમધામ કરતીતી નહીં. લખલુટ નહીં હતી પણ નીતીવાંન અને કશર કરનારી હતી. કાંજે, નાંધલાં મોટાં પણ એક આખાં કુટુંબનાં પોણોસો ખુમચાનાં ભોણા દીવસમાં ત્રણવાર પોતાને હાથે અને જાતે આબરૂ ઇજત ભરચારથી કરતી હતી. એ ભારે મોટાં કુટુંબની પરવશી કરવા છતાં અરધાં શેહરની પંચાતી અને જંજાલી અને વાંધા વશતારના કીડચા પંચાયતના અકાબરોના કરતાં વધારે ખુબીથી અને વધારે તજવીજ તથા ઇનસાફથી કરતીતી. ખોદા શાહેદ છે કે શુનાંબાઈ ઘણીજ પનોતી અને પવીતર અને પાકદાંમાંન તથા પહરેજગાર ઓરત હતી. દુખીઆરાંની દાઈ-સુખીઆરાંની શક્તી-પઇએરની પનોતી અને શાશરાંની શોભતી—સોની સાસુ-શહુશતરની માએ—હજારોની જેઠાંણી, અને લાખોની શેઠાણી તે શુનાબાઇ હતી. શુનાબાઈના ગુજરવાથી ચરંદાંનો ચારો ચુંઠાઈ અને ચલીઆંનો મારો મરડાઇ ગીઓ."

દીકરી, આપણામાં પણ આવી આવી ઘણી ઘણી પુણ્યવંતી સાસુઓ થવા પામી છે; અને સદાચરણથી ચાલીને બેહેસ્ત મુકામી થવા પામી અમર કીર્તિ પોતાની પાછળ મૂકી ગઇઓ છે. આગલા વખતમાં કાંઈ દીકરા પરણ્યા એટલે જૂદાં ઘર માંડવાનું કોઈ જાણતુંજ ન હોવાથી ૫૦-૭૫ માણસોથી વસાએલું સંપીલું એકત્ર કુટુંબ એકજ ઘરમાં વસી શકવાથી ઘરની મોંઘવારી ન હતી; પરંતુ આજે તો ૪ દીકરાને પરણ્યા પછી જૂદાં ઘર માંડતાં ૪ નોંખાં ઘર જોઇએ છે, અને તેથીજ ઘર મેળવવાની હાડમારી પડે છે દીકરી.

पुण्यं कुर्व्वन् पुण्य कीर्तिः पुण्यस्थानं स्मगच्छति।
पुण्यं प्रणान धारयति पुण्यं प्राणदमुच्यते॥

સુનાબાઈની પેઠે હરેક બાઈઓ પુણ્યનાં કામ કર્યાથી પવિત્ર ને અમર કીર્તિ મેળવે છે. એવાં પુન્યવાન લોકો "પુણ્ય લોક" નામનાં બેહેસ્તમાંજ જાય છે, અને ત્યાં પણ પુણ્યવાન જન્મ ધારણ કરી પુનર્વંતો પ્રાણ પ્રાપ્ત કરે છે, અને છેવટે "પુણ્યદાતા" કહેવાય છે. જે વહુ જુવાનીના પોતાના સારા વખતમાં પોતાની વૃદ્ધ સાસુની ખબર લેતી નથી, તેણીને તેની જુવાની ચાલી ગયા પછી વહુ કે દીકરાં કોઈ પણ મદદ લાગતું નથી. "ઘરડી સાસુની ઠઠ્ઠા મશકરી ઉડાવનાર જવાન વહુની કમ્મર વાંકી વળે છે." આ કહેતીમાં ઉંડો ભેદ સમાયો છે. હે જવાન વહુઓ! તમે સારી પેઠે સમજજો કે જે વડનું ઝાડ પોતાની ડાળીઓ ફેલાવીને આકાશ સાથે આજે શીર લગાડી રહ્યું છે, તે એક વેળાએ જમીનનાં ઉંડાણમાં એક ન્હાનો પીલો હતો. તમે આજે જવાન છો, તે થોડા સમયમાં ઘરડાં થનાર છો, તેનો વિચાર રાખીનેજ વૃધ્ધ સાસુઓની ઠઠ્ઠા ઉડાવજો! એક ઠઠ્ઠેબાજ જુવાન્યો એક દિવસે એક વૃદ્ધ સેખને રસ્તે જતાં મળ્યો, જે સેખ કમ્મરેથી તીર કમાનની માફક વાંકો વળી ગયેલો હોવાથી, લાકડી ઉપર ઢળી પડીને રાહ કાપતો જતો હતો. પેલે ટીખલી જવાને આ ડોસાની મજાક કરતાં પૂછ્યું:—"ઓ સેખ સાહેબ! આ તીર મારવાની કમાન તમે કેટલી કિંમત આપીને ખરીદી? મહેરબાની કરી મ્હને જણાવશો તો હું પણ એવી કમાન હમણાજ ખરીદ કરીશ!" ત્યારે પેલા ઘરડા સેખે ઉત્તર આપ્યો કે:—"બેટા! ધીરજ ધર, ઉતાવળ કરવાનું કામ નથી. જો તું લાંબો વખત જીવવા પામશે તો એક પાઈ પણ ખરચ કીધા વિના જરૂરજ મ્હારા જેવી કમાન તને આપો આપજ મળશે!"

હમે હમ્માલે અએબે ખીશતનીદ;
તાંને બર અએબે દીગરાં મ ઝનીદ.
હરકે ઉ અએબે ખીશતન બીનદ;
તાંને બર અએબે દીગરાં ન કુનીદ.

હે જવાંનો! તમો સઘળાંઓ તમારી પોતાનીજ એબો ને દુર્ગણોનો બોજો ઉંચકનારા ભાઇઓ છો, માટે તમારાં ચાલતાં ચલણમાં બીજાંની એબ ઉપર ટોણાં મ્હેણાં ના મારશો. જે જવાન પોતાની એબનો બોજો અનુભવે છે અને જૂએ છે, તે બીજાંઓની એબની ઠઠ્ઠા મશકરી નહીંજ કરશે. દીકરી, સાસુનું તો અઠવાડિયું, ને વહુનું તો પખવાડિયુંજ. જો સાસુ માત્ર એક અઠવાડિયું સાચવશે, તો વહુનું આખું પખવાડિયું સચવાશે.

ગાયમાય:—"બાવાજી! ત્યારે સાસુપદ ચલાવવા સારૂ એક અઠવાડિયામાં મ્હારે કેવું વર્તન રાખવું? અને મ્હારી વહુએ કેવી ચાલ ચલાવવાથી

અમે સંપથી સંસાર ચલાવ્યે તેનું ટુંકમાંજ કાંઇ કહો તો સારૂં." ઠીક દીકરી! હું હવે તને ટુંકમાંજ કહું છું:—

### સાસુનું અઠવાડિયું.

**સોમવાર:**—સાસુપદ ધરાવવામાં તને માનપાન, ઈજ્જત આબરૂ અને દરજ્જાની મોટાઇ જોઇતી હોય; વહુ પાસે તાબેદારી ઉઠાવવાને તું તરસી થઇ હોય; ત્હારા જીવને સત્તાની ભૂખ હોય; ત્હારા કાનને સ્તુતિનો સાદ સાંભળવા ગમતો હોય; તો ત્હારી ઇર્ષાખોરી મતિના ખડડામાંથી ત્હારો પગ જરૂરજ બહાર કાઢ, અને તારીફ થાય એવાં કામો કરવા પાછળ ખચિત્તજ દોડતી રહેજે! સતી સત્યરૂપાએ વહુની નિંદા કરનારીઓને હડસેલી મૂકીને, ઘરમાં કલેશ કરાવનારીઓ આવે ત્યારે બારણાં બંધ કરી દઇને, જેમ સાસુ તરીકે પોતે વખણાઇ ગઈ, તેમ તું પણ વખણાશે. સોમવારે ઇર્ષા ત્યાગનોજ વિચાર કરજે બેટી.

**મંગળવાર:**—મનુ મહારાજની કન્યા, અને શ્રી વશિષ્ટ રૂષિના દીકરા શકિતની બાયડી સુશીલ સાસુ ઇલાએ પોતાની વહુ મત્સ્યગંધાને પોતાની પેટની દીકરી માફક રાખી હતી, અને વહુને દરરોજ એવો બોધ આપતી હતી કે, "પતિની સેવા ઉઠાવજે પોરી! ઘરકામમાંજ ચિત્ત રાખજે છોડી! ધર્મ નીતિ સાચવજે છોકરી!" આ બેઉ સાસુ વહુ તો જાણે માય દીકરીજ છે, એમ સૌ લોક માનતાં હતાં. બેઉમાં અકેક ઉપર ચઢિયાતો પ્રેમ ને સ્નેહ બંધાયો હતો. વહુને માઠું લાગે એવું સાસુ બોલતી નહીં; ને સાસુનું અપમાન થાય એવું વહુ કદીએ કરતી નહીં. સાસુની મર્યાદા રાખતાં, તેની સાસુ કદીએ નહીં બોલવાના સોગંદ વહુએ લીધા હતા, જેથી ઇલા સાસુ પુજાઇ ગઈ, ને સદ્‌ગુણી સાસુઓમાં પહેલી પંકિતએ નામ કાઢયું હતું, તેમ તું પણ ઉચ્ચ સાસુમાં ત્હારૂં નામ કાઢવાનું મંગળવારે યાદ રાખીને વહુસે વર્તન રાખજે બેટી.

**બુધવાર:**—કીનો એ ક્રૂર શબ્દ છે, જેને શેતાંને બનાવેલો છે; જેને કેટલીક બાઇઓ Manhood એટલે મર્દાનગી અથવા હિમ્મત કહે છે, પરન્તુ ખરેખર તો કીનાનો અર્થ Doghood યાને કુત્તામતિ છે. દેવીદના જેવું મર્દાનગીવાળું માણસ હોય તે તો ઘણુંજ માયાળુ અને ઘણાજ નરમ સ્વભાવનું હોય. જુલિયસ સિઝરે કીનાનો અર્થ મર્દાનગી સમજીને પોતાના હરીફ પોમ્પેનું મસ્તક છુંદાવી પોતાની પાસે મંગાવ્યું, ત્યારે દુશમનનું કાપેલું માથું જોઇને તો તેનાથી રડાઇજ પડાયું હતું; અને બોલાઇજ પડાયું હતું કે; "**મ્હને કીનો જોઈતો ન હતો, પણ જીત જોઈતી હતી!**" માટે બુધવારે તું કીનાની ખરાબી ઉપર વિચાર કરજે દીકરી.

**ગુરૂવારઃ**—હભાઇજી સાસુના જેવો ઘરમાં સંપ રાખવો, અને વહેંચીને ખાવું. હોરમજજી દોરાબજી લશકરીની વિધવા હભાઇજીનું નામ સદ્‌ગુણી સજાત અને સલુકની સાસુ તરીકે પ્રખ્યાત થવાનું કારણ, સંપને પોતાનો મુદ્રાલેખ બનાવવાનુંજ હતું. ઇ. સ. ૧૮૪૬માં તે સલુકનાં સાસુ ગુજર્યાં ત્યારે "મુંબઇના ચાબુકે" કરેલાં તેમનાં વખાણનો માત્ર આટલોજ ફકરો તું દર બ્રેસ્પતવારે ગોખ્યા કરજે:—"પઇએર અને શાશરી તરફનાં બોહલાં કુટંમબની અન વશતર અને નગદીથી પોશન કરતીતી. પોતાનાં ભોજનમાંથી પાંચને પીરીશીઆ વીનાં કોલીઓ ખાતીતી નહીં. હજારો નાવારેસોની આઇ બાઇ--અને સેંહકડો દુખીઆરાંવોની માએ મમાઇ તે હભાઇજી હતાં. શુખીઆરાંવોનો શોભાગ તે હભાઇજીનું તંન બદન અને દુખીઆરાંવોની દવાઇ તે હભાઇજીની નેક તદબીર હતી. હભાઇજીએ પોતાની વએમો શેંહકડો બલકે હજારો તુતેલાં જોડાંવોને પોતાના શાવધાંન મનશુબા અને મોતેબર તદબીરેથી શાંધેઆં હતાં." આવી સાસુ તું પણ થા દીકરી. ગુરૂવારે તું હભાઇજી જેવી પ્રખ્યાત સાસુ થવાનોજ લોભ રાખજે બેટી.

**શુક્રવારઃ**—વહુ દીકરાં પોતાના વશમાં રહે તેવા ઉપાયો સાસુએ યોજવા. હારી ન ખાતાં ઉપાય કરવાથી સાપ, હાથી, સિંહ કે વાઘ પણ વશ થાય છે. ઉપાય કરવાથી પૃથ્વી ઉપર વસતાં પાપી જનો પણ સ્વર્ગમાં જાય છે. માટે સાસુએ પોતાની વહુ દીકરીઓ ઉપર તેમની યોગ્યતા અને લાયકી પ્રમાણે જૂદી જૂદી યુકિતથી સામ, દામ, ભેદ, અને દંડનો ઉપયોગ કરીને સૌ વહુઓને વશ કરવી. **સામ** એટલે મનાવી લઇ સુલેહ સમજુતીથી સમજાવીને પ્રથમ કામ લેવું. નહીંજ સમજે તો પૈસો ટકો કે કાંઇ વસ્તુનું દાન આપીને **દામ**થી કામ લેવું. તેથી પણ નહીં વળે તો **ભેદ**નો ઉપાય કરી જોવો; અને તેથી પણ નહીંજ સમજે તો **દંડ** કહેતાં શિક્ષા કરીને પણ વહુ દીકરાંને વશમાં કેમ રાખવાં, તેનો દર શુક્રવારે વિચાર કરજે દીકરી.

**શનીવારઃ**--કેટલીક સાસુઓ **મોટી** ગણાય છે, કેમકે તેમની મિત્ર થઇ પડેલી વહુઓ **ન્હાની** હોય છે. નિંદાદેવી તો ઉતાવળે દોડનારાં પૈડાં ઉપર બેસીને સ્વારી કરે છે. એ પૈડાંની ઝડપ એક સરખી રાખવાને ઘરનાં દરેક જણ અંદર હોંસે હોંસે તેલ નાંખે છે. એ ચિકણાટને ધોઇ નાખવાને ત્હારો હસતો મુખડો, ત્હારો ખુશમીજાજ, અને ત્હારાં અંતઃકરણના કટોરામાંનું નિર્મળ પાણી બસ છે, એમ ચિકણા **શનીવારે** તું ગોખતી બેસજે મ્હારી વ્હાલી નૂરચશ્મી.

**રવીવારઃ**—કુથલા કુથલી કરનારી સખીઓની સંગતમાં **રવીવારે** બેસવા કરતાં, એકલીજ બેસશે તે ભલું. એકલી બેસીને મુઝાયા કર્યા કરતાં શાણુ

સહૃદયવાળી બાઈઓ સાથે બેસશે તે ભલું. મૂગી મંત્ર બેસીને ખોટાં વિમાસણો કરવા કરતા, ડહાપણની વાતો સાંભળવાને તલબગાર વહુઓ સાથે જ્ઞાનની વાતોમાં રવીવારનો વખત કાઢવો ભલો; પરંતુ કુસંપ, કલેશ, ગાળાગાળી, નિંદા, તોહમત, કાનાસોરી ને કશરેવજીના શખુન ઉચ્ચારવા કરતાં તો મૂગાં ને એકલાં બેસવું ત્હારે માટે લાખ દરજ્જે ભલું છે બેટી. રવીવારે તું આ મ્હારા બોધને ભણ્યા કરજે. આવું ત્હારૂં એક અઠવાડિયુંજ ત્હારો સંસાર સુખી કરશે. દર અઠવાડિયાંનું આ પ્રોગ્રામ ત્હારા હૃદયમાં લખી રાખજે. આ કાર્યક્રમનો આયનો બનાવી ત્હારી ખડકીમાં ટાંગી રાખજે દીકરી.

---

## ચાબખો ૩૪ મો.

### સાસરાં, સુખવાસરાં; થોડા દહાડા પાંસરાં; ને પછી ખાય ખાસરાં!

"What's the use to argue you and me,
Can't we live our difference let it be
Put away the qurrel just once more
Love is sure to conquer as before."—Dorothy.

ગાય માય !

કારણ સબળ ન હોય છતાં કંકાસ કરવો, ખાઉં કરડું જેવો નિર્દય સ્વભાવ રાખવો, વહુનું હોય તે પોતાનું કરવાનો લોભ રાખવો, જે મોઢે આવ્યુ તે તડ ને ફડ કહી દેવું, જુબાન ઉપર લગામ નહીં રાખવી, સંબંધીઓ સાથે નસંબંધાં રહેવું, અને અવશ્ય કરીને ચાડિયેણુ-કાનાસોરી કરનારી-નિંદક-તથા વિઘ્ન સંતોષી પડોશણની ઈલત મારનારી કહેવતોને વધાવી લેવી, એટલા દુર્ગુણો વાળી સાસુ દુર્ગુણી, દુરાચરણી અને દુષ્ટ સાસુ કહેવાય છે. દુર્જન સાસુનું અંગી સંગી સાચા દિલનું તો કોઈ હોતુંજ નથી. જેમ આતશના પુજારીને, અથવા આહુતિ આપનારાને અગ્નિ, એકવાર પણ અડકવા જાય છે તો તેને બાળીજ નાખે છે, તેમ વેરસી અને અદેખી સાસુ, દહાડાની દશ વાર પુજા કરનારી પોતાની ભલી વહુને દાવ આવે બળત્રાજ ઉઠાડે છે; અને છેવટે ભંભેરણી કરનારાંને પણ ઘણું સોસવુંજ પડે છે. અમેરિકાના તેલ્યા રાજા કહેવાતા ક્રોડપતિ મી૦ રોકફેલરે પોતાની દીકરીને પરણતી વખતે, એકાએક પ્રેમના આવેશમાં આવી જઈ ઓચિંતો ૩૦ લાખ રૂપિયાનો ચેક ફાડી આપ્યો, ત્યારે મંડાણમાંજ સાસુના પેટમાં કૂતરાં ભરાયાં, અને સહીમિ-તીઓએ નેહેશ મારવાથી રંગ પછી ભંગ જાગ્યો હતો. માટે Be not disturbed at trifles, or at accident common or unavoidable. વહુ ડાહી હતી; એટલે સાસુ અને તેણીની સખીઓને

સંતોષવા સારૂ ઝવેરાતથી ભરેલી કિમતી નેકલેસો ભેટ આપી જ્યારે ભયદાન દીધું, ત્યારેજ શાંતિમાં નભી ગઈ. દીકરી ! શુભ કાર્યમાં વિઘ્ન નાખનારાંને, દ્વેષિ સાસુને, અદેખી નણંદોને, વિઘ્ન સંતોષી દેરાણી જેઠાણીઓને, બળવાનને, અને રાજાને દાઢાં મિઠાં રાખીને પોતાનું કામ પાર પાડી લેવા સારૂ, અથવા તો પાપથી બિહને, જે કાંઇ બક્ષીશ આપવામાં આવે, તેને "ભયદાન" કહે છે. ઘણા લોકો જેનાથી ડરતાં હોય તેણે તો ઉલટું ઘણાંઓથી બિહવું જોઈએ. પાડોશી સાથે વેર પડે અને બળવાન કે મોટાં સાથે શત્રુવટ બંધાય તો દેશાંતરે પણ નડયા વગર રહે નહીં.

બીલ્ગી નામે ગામમાં એક કુણબી અને એક મિયાંભાઈનું ઘર પાસે પાસે હોવાથી, પટલાણીને મિયાંભાઇની બીબી સાથે ઘણું સહિયારૂં હતું. બીબીનો દીકરો જોડુ પરણી આવ્યા પછી સૈયદ કોમની મુસલમીન જાતના રિવાજ પ્રમાણે મિયાંભાઇ કૂવેથી પાણી ભરી લાવે, બજાર હાટ વસાવી લાવે, ને બહારની બધી વેઠ માટીડો કર્યો જાય, અને ઘણી ગરીબી છતાં, નવી બીબી તો ખાઇ પીને પાન ચાવ્યા કરે. વાસિદું પણ ઘરડી સાસુડી વાળે. કૌતક દેખી ન શકાયાથી પટલેણ દરરોજ બીબી ડોસીને તેની વહુ વિષે ભંભેરવાં લાગી. બન્ને ડોસીઓએ સાજેશ કરીને મિયાંભાઇને બહારગામ નોકરીએ મોકલવાની યુક્તિઓ રચવા માંડી. અસે મસે પટલેણ મ્હેંણું મારવા લાગીઃ—" હાથ પગ તો પાણી પાણી, ને અન્ન તો ભાત ભાવે; કામપર તો જીવ નહીં લાગે, ને બેઠે પાન ચાવે ! ગરજ ને ગરીબી ઘરબાર છોડાવે રે ભાઈ! ઘરબાર છોડાવે !" રોજનાં ટોણાં મ્હેંણાં સાંભળતાં સાંભળતાં મિયાંભાઈનું પાકી આવ્યું હતું; એવામાં કુણબીએ તેને શીખામણ દીધી કે; ખાતાં તો ખેતરાં સુકાય, ને પીતાં તો રાવણના કુવા પણ ખાલી થાય. મિયાંજી! ઉંઘતી કોહલી મુરઘી પકડ શકતી નહીં હે! જે ધણી બીજાઓની સલાહ લઈ નોકરી ધંધા માટે દેશાવર ખેડે તેની ઓરત સુખે રોટલો ખાય.

"જીવન અપાર જાકી જાતકો ન આવે થાહ;
કિયે કૌશ ભાંતિ ભાંતિ રતનોંકી ઢેરી હય;
સંપત્તિ કે સાગર જગતમેં કલ્યાન કહેઃ
ઔરનકોં દિજીયૈ બડાઇ સબ તેરી હય !
અંગ અંગ પૂરન તરંગનતૈ છાય રહ્યો;
સુરચંદ તાત એક બાત ઘટ ઘેરી હય;
બાટકે બટાઉ પ્યાસે પૂછે તીર કુંભ કહાં ?
અહો ક્ષિર સાગર બડાઈ ધિક્ક તેરી હય !"

મિયાંભાઈને ચટકો લાગવાથી કોઈ રાજવાડામાં સિપાંઈગીરી કરી રોજી મેળવવા સારૂ દેશાંત્તરે નિકળી ગયા. હવે ઘરમાં ન્હાનો ભાઈ કાસમ, સાસુ,ને વહુ એકલાં પડયાં. પછી તો કુણબણુ અને બડી બૂ બન્ને મળીને નવી બીબીને બહુ સતાવવા લાગ્યાં. સહવારમાં વાસિદું વાળતાં ચોકમાં ઉભી રહીને કણબણુ દરરોજ, જુવાનીના બહારમાં જુવાનીને બાળી નાખનારી નવી વહુને અસે મસે સંભળાવે કેઃ—"સબસે બડા કુસન, કે ખેતી કરે ને ઘર રહે!" એટલે પોતાનો ખેડુત ધણી કૃષ્ણુ હજી ભલો, કે ખેતીનો ધંધો ને ધંધો કરે, ને બાયડી છોકરાં સાથે ઘરમાંજ રહીને સુખ ભોગવે ને સુખ આપે. કેટલેક દિવસે મિયાંભાઈનો ખુશીનો કાગળ આવ્યો, કે મોટા પગારે રાજવાડામાં જમાદારની પદવી મળી છે. નાની બીબીએ સાસુને હરખાઈ હરખાઇને શુભ સમાચાર કહ્યાઃ— "બડી બી! બડી બી! અપને મિયાં જમાદાર હુવે!" ત્યારે સાસુએ છણકો કરીને કહ્યુંઃ—"જમાદાર લાતે લાતે મરેંગે, ઔર તું પીસતી પીસતી મર જાઈંગી!" આ રીતે દુર્જન છે તે બહારથી ચળક ભળકવાળું દેખાય ખરૂં, પણ સમાગમમાં આવતાંજ પોતાના દુર્ગુણની અસર બતાવ્યા વગર રહેતુંજ નથી. એટલા માટે દુરિજનથી તો અળગાંજ રહેવું સારૂં. રાંડી સાસુને પગે પડી, તો કેહ, હું તેવી તું! બડી બૂ થી આખરે કંટાળીને નવી બીબીએ વિચાર કીધો કે, ફાવેલી કોહલી વાધણુ પકડે, માટે દુશ્મન થઈ લાગેલી સાસુને ફાવવા તો દેવી નહી; પંડલે સપારેજ હવે કાન વિંધું. સજ્જન સાસુ હોય તે ગરવી ક્ષમાવાન વહુનેજ બળવાન લેખે છે. અને દુર્જન સાસુ હોય તે ગરવી ને ખમ્યા કરનારી વહુને દુર્બળ ગણે છે. માટે સદગુણી સાસુનાં કડવાં વેણ સહન કરવાં, પરંતુ દુર્ગુણી સાસુનાં તો મિઠાં વચન ઉપર પણ વિશ્વાસ ન મૂકવો. નવી વહુએ પોતાની એક ડાહી સખીની સલાહ લીધી, કે સાસુની રોજની સતામણીથી હવે રંજીદા થઈ છું, માટે સાસરૂં ત્યજીને પિયરે ચાલી જઉં તો કેમ? ડાહી સખી કહેવા લાગીઃ "બ્હેન! પોતાનું ઘર સાચવીને પગ ગોપીને રહેતી વેળાએ જેઓ મિત્ર થાય છે, તેઓ ઘર તજી દેવાથી શત્રુ પણ થઈ જાય છે. જયારે પદ્મ પાણીમાંજ રહે છે ત્યારે તેના ઉપર સૂર્યનો પ્રેમ જોવામાં આવે છે, મગર કમળ ઉખેડાયાથી તે પાણીની બહાર જ્યારે જાય છે ત્યારે સૂર્ય તો સામો તે પદ્મને સૂકવી નાખે છે. પોતાની જગા ઉપર રહેલા પદવી-ધરને તેની જગોએજ માન મળે છે; ગાદીએથી ઉતર્યો કે રકુન કોડીનો. વાળ, દાંત, નખ, ને મનખ પોતાનાં સ્થાન તજે છે ત્યારે તેમનું સન્માન થતું નથી, પણ ઉકરડે ઉકરડે રઝળે છે. મગરમચ્છ પોતાના સ્થાન ઉપર રહીને હાથીને પણ ઝાલે છે, મગર તેજ મગર બહાર પડયો તો કૂતરાં પણ તેને ચીંખી પિંખી નાખે છે. પોતાના કિલ્લામાં રહેલો એક માણસ દશ શત્રુને પણ ભારી

પડે છે. માટે સાસરૂં છોડવુંજ નહીં; સાસરૂં ત્યજવાથી ત્હારો ખાવીંદ પણ ત્હારા ઉપર ગુસ્સે થશે. તું કહે છે કે, બીજી સખીઓ સાસુને ત્યજી જવાની સલાહ આપે છે, પરન્તુ તેણીઓ મૂર્ખ છે; તેમના કહ્યા પર ચાલતી ના.

'સિંહનકે બનમેં બસિયે, જલમેં ઘુસિયે કરમેં બિછુ લીજે;
કાન ખજૂરેકું કાનમેં ડારકે, સાંપન કે મુખ આંગુરિ દીજે;
ભૂત પિસાચનમેં બસિયે ઔર, ઝેરકું ઘોલ હલાહલ પીજે;
જો જગ ચાંહ જીવ્યો રઘુનંદન, મૂરખ મિત્રી કબૂ ના કીજે.'

બ્હેન! બધું બધુંએ કર્યે, મગર મૂર્ખ સખીઓની સલાહથી જે સંકટો આવી પડે છે તેમાંથી બચવું કઠિન છે. સો શ્યાણા ને અકકલ એક. એક અકકલવાળી વહુ તો વખતને અનુસરીનેજ ચાલે; જેમ પાણી છે તે જેવું વાસણ તેવોજ આકાર પકડીને વાસણના પેટમાં ભરાય છે. જે વહુના મ્હોંમાંથી અમૃત જેવા મિઠા બોલ નિકળે, જે વહુ સાસરિયાંમાં હસવાનું કરવાનું માંડી વાળી બિભત્સ શબ્દો ના ઓચરે, જે વહુ સાસુ સસરા અને પોતાના પતિની સેવામાં સર્વ અવયવો અર્પણ કરે, જેના અંતઃકરણમાંથી સઘળા વિચારો શુધ્ધ થઈને બહાર નિકળે, તે વહુ નમસ્કાર કરવાને લાયક થાય છે. માટે તું ત્હારો સાસરાં રૂપી કિલ્લો છોડી જવાની તો વાતજ કરીશ ના."

## ચાબખો ૩૫મો.

श्वशुरगृहं परम सुखं त्रिरात्राच्छुनक समानः

**સાસરા--દો દીનકા આશરા; તીસરા દીનસે ખાય ખાસરા.**

પોતાની સખીની સલાહ માન્ય રાખી શકીનાબૂ પગ ગોપીને સાસરાંમાં રહી. થોડા દહાડા ગયા કેડે જુવાન છોડીઓની કટેવ પ્રમાણે હસવાનું કરવાનો ચસ્કો થઈ આવ્યાથી, આંગણાંમાં ઉસેલી એક ગધેડીને બતાવી શકીનાએ પોતાના દિયર કાસમને કહ્યું:—"કાસમ ગદધીકા, કયા કિમ્મત હોગી?" એટલે કે, હે કાસમ! આ ગધેડીનું મૂલ શું હશે? (પરન્તુ "ગદધીકા" શબ્દ કાસમની સાથે જોડીને બોલવાથી એવો અર્થ થયો કે; ગધેડીના જણેલા કાસમ! ત્હારી કિમ્મત કેટલી?) ત્યારે કાસમે જવાબ દીધો:—"માતેરી હોગી તબ દો ચાર રૂપૈ જાદે મીલે!" એટલે કે, જો એ ગધેડી **માતેરી** એટલે **માતેલી** હોત તો બે ચાર રૂપિયા જાદે ઉપજત. (પરન્તુ કહેવાનો ભેદ તો એ હતો કે, "મા+તેરી" એટલે ત્હારી માય જો ગધેડી હોય તો બે ચાર ગણું વધારે દામ ઉપજે.) ત્યારે શકીનાબૂ બોલી:—"અચ્છુ. ઠીક! અભી મેંને જાના, કે **માતેરી** ગદ્ધીકા મૂલ જાદા હોતા હય! એટલે કે, હું હવેજ સમજી, કે માતેરી

(માતેલી) ગધેડીનું મૂલ જાદે આવે છે. (અર્થાત, કાસમની ગધેડી માતાનું એટલે શકીનાની સાસુનું મૂલ વધારે છે.) આ બિભત્સ ભેદ સમજીને રસોડાં-માંથી દોડતી આવીને ગરમ ગરમ ચિપિયાથી વહુને હાથે પગે ડામ દઈ સાસુએ બૂમ બરાડા પાડી મોહલ્લા ગજાવી મૂકયા. કુણબણ અને કુણબી બન્ને બહાર નિકળીને બડો બૂ તરફથી શકીનાબુને જટ ને વટ કહેવા લાગ્યાં. આ રીતે હસ્યાનું ખસ્યું થઇ ગયું. વહુના મનમાં આવ્યું, કે હવે તો પિયરે નાસીજ જઉં; પરન્તુ પાછી પેલી ડાહ્ય સખી આવીને સમજાવવા બેઠી; "બ્હેન! મ્હારી મા તે ત્હારી મા, ને ત્હારી મા ત્યારે તો હેં હેં! એ કેમ ચાલે? તું કદાપિ ટોચીને નહીં પણ બોલી હોય, પણ છિંકતાં દંડે એવાં સાસરિયાંમાં તો એક બોલ પણ બોલ્યે તો તે તોલી તોલીનેજ બોલ્યે બેન!

ચકીરા કે આદત બુઅદ રાસ્તી;
ખતાઈ કુનદ દર ગુઝારી રવાસ્ત.
વગર નામવર શુદ બ કોલે દરૂગ;
અગર રાસ્ત ગુઈયદ તુ ગુઈ ખતાસ્ત.

કોઇ માણસની સાચુંજ બોલવાની આદત હોય, તે માણસથી અગર જો કાંઈ મ્હોં ચૂકીને તેવું બોલાઇ પણ જાય, કે ભૂલમાં જુઠું પણ કહેવાઈ જાય, તો તેને તું ક્ષમા આપે તેજ વાજબી છે. જો કોઇ મનીખ જુઠું બોલ-વામાં નામીચું થયું હોય, તે અગર જો સાચું પણ કાં નહીં બોલે, તોય તું કહેશે કે, એ તો જુઠુંજ બોલનારૂં છે.

પેલો કણબી અને કણબણ નિત ઉઠીને મ્હેણાં મારવાં લાગ્યાં કે; "ત્હારો ધણી તો હવે મોટો ફોજદાર થયો હશે તે સોના મોહોરો કમાઇને મોકલશેજ, પણ ત્હારો જોબનનો બહાર તો વ્યર્થ જાય છે, માટે સાસુને પરમેશ્વર સમજીને હવે તેનેજ બસ પડ!" બાપડી વહુ તો બહુ મુઝાય, પણ કરે શું? પેલી તરફ ૭-૮ વર્ષ વહી ગયાથી, અને મિયાંભાઇએ જમાદારીમાં ઘણું દ્રવ્ય અને માલ સામાન ભેગો કરેલો હોવાથી, દરબાર કને રજા માંગી પોતાને વતન આવવા ઉપડયા. પોતાની હકુમતના જોરે વેઠિયાઓને પકડી મંગાવી બધો માલ સામાન ઉંચકાવી પોતે નવાબના જેવા ઠઠારાથી હાથમાં ચાંદીનો હુકકો, ઢાલ તલવાર લઇ એક ટટ્ટુ ઉપર બેસીને બીલ્ગી ગામ તરફ મિયાંજી આવી પહોંચ્યા. ગામ અધગાઉ જેટલું છેટે હતું તેટલામાં નદી આવી. મિયાંભાઇએ બીબીને બતાવવા સારૂ નવાં સેલાં પાઘડી કાઢી, નદી કિનારે મોં હાથ પગ ધોઇ, નવો વાગો બદલી, થોડીક નિમાજ પઢી લેવા સારૂ સજ્જાદો પાથરી બેઠા; એટલામાં રાજવાડાના વેઠિયાઓ પોબારા ગણી ગયા. નિમાજથી પરવારી આવી જૂએ છે તો ઠીપલાંમાં સર સામાન પડેલો, ને વેઠિયા તો અગિયારા માપી ગએલા જણાયા. હવે ઘરને બારણે જે

કજીઆ ને ગોટાઈ મારવાનાં હતાં તે ખડાઈ મારવાનું જતું રહેવાથી, ખેતરમાં એક ખેડુતને દીઠો; તેને સર સામાન ઉંચકી ઘરે લાવવા કહેતાં, ખેડુત તો તેરી મેરી પર આવી ગયો; એટલે મિયાંભાઈએ ઘોડાનો ચાબુક કાઢી વાંસા ઉપર અને ગુદા ઉપર ખૂબ ચાબકા લગાવ્યા. ખેડુતે રોઈ દીધું. રસ્તે ચાલતાં થપ્પડ થબડાક લગાવ્યાથી પોતિયાંમાંજ ચરકાઈ ગયું. મિયાંભાઈને ઘરે સામાન ઉતારી કુણબી તો પાસેનાં પોતાનાં ઘર આગળ જઈ, પટલેણને બહાર ઉભો ઉભોજ હાંક મારવા લાગ્યો:–"અરે પાણીનો લોટો લાવને! પડોશનો ધગડો રાજવાડેથી જમાદાર થઈને આવ્યો છે! એણે પટેલ પાસે વેઠ કરાવીને ચાબકાના સોળ વાંસામાં પાડયા છે. થબડાક થપ્પર કીધાથી લગાર પોતિયું બગડયું છે!"

એ સાંભળી મિયાંભાઈ દોડી આવી દિલગીરી જણાવવા લાગ્યા:–"હે કરશન પટેલ! ઘણે વરસે મેં તમને ઓળખ્યા નહીં, માફ કરજો; મેં તમને કોઈ ખેડુત જાણ્યા!" કરશનિયો કહે, "જાવ જાફરભાઈ! અમે તમારૂં ઘર સંભાળ્યું તેનો તમે એવોજ ગુણ જાણ્યો કે?" ગડબડ સાંભળી પટલેણ તો મિયાંભાઈને ગાળો દેતી કે હાથમાં લાલચોળ ટાટેલો ચિપિયો લઈ મિયાંને ડામ દેવા બહાર ધસી આવી. મિયાંજીએ તેજ ચિપિયો ઝુંટવી લઇ કણબણને મોઢે ડામ દીધા. એવામાં બડી બી કણબણ સખીને છોડાવવાને દોડી આવી; એટલે અફડા તફડીમાં બે ડામ ગડબડ સડબડમાં મીયાંભાઈની માયને પણ દેવાઈ ગયા. પડોશીઓને વેર પડયાં, પણ સાસુને ભંભેરનારાં કણબા કણબણના અલ્લા મિયાંએ આપોઆપ ઘાટ ઘડેલા જોઈ, શકીના તો ખુશ ખુશ થઈ જઈ જમાદારની સેવા ચાકરી કરી, આખી રાત સાસુ અને પાડોશીઓની સાત સાત વરસની વિપત્તિઓની વંશાવળી સંભળાવી રહી. સવાર પડતાંજ કણબણ તો રાબેતા પ્રમાણે વાસિદું વાળતાં મ્હેણું મારતી બોલી:—"સબસે બડા કીશન, ખેતી કરે ને ઘર રહે; સબસે બૂરા ધગડ-જોબન જલે ને બહાર રહે!" આ મ્હેણું સાંભળી શકીના પણ આંગણાંમાં આવી કચરો વાળતાં બોલી:—

"સબસે બડા સીપાઈ, જીન દેખે ધડ કિલ્લો થર થરે;
ચાબક મારે દો ચાર, કીશન કાછડી અધ અધ ભરે!"

ગાયમાય:–"બાવાજી! ખુદાનો શું ખેલ છે! જે વહુનું ત્રણ જણા મળી નરસ વિચારતાં હતાં તેઓને અનાયાસેજ ખુદાએ સજા કીધી. ડામના બદલામાં ડામજ દીધા. ખચિત, ગરવી વહુના ઉપર જુલમ જાસ્તી પાડનારી સાસુના અને કાન ભંભેરણી કરનારી તુમડાં અથડાવનારી કોલાઈ કાકીઓના એવાજ હાલ થતા હશે!"

દીકરી! એટલાજ માટે હું તને કહું છું કે, મનને ગમતી માય જેવી સાસુએ પોતે કરેલાં સારાં સલુકથી હરખાવું જોઇએ, અને નેક ખસલત વહુએ,

પોતાને થએલાં સારાં કામથી ખુશી રહેવું જોઈએ. Make no expense but to do good to your daughter-in-law or yourself. રાજા રીચર્ડ બીજાનો રણઘોડો રાજાની આજ્ઞા પ્રમાણે પીઠ આપવાથી તેનો માનીતો થઈ પડીને ખુદ રાજાના હાથમાનું પણ ખાતો હતો; તેમ સાસુના કહેણુસરની માનીતી વહુ સાસુના મોંમાં ઘાલેલું પણ ખાવાને ભાગ્યશાળી થાય છે. સાસુ વહુના ઝગડાની વચમાં જ્યારે પણ તને જવું પડે ત્યારે તું એવી રીતે વર્તજે, કે જ્યારે સાસુ વહુ એક થઇ જાય ત્યારે તને શરમાવું ન પડે દીકરી.

મીયાંને દુ કસ ચું આતશસ્ત;
સુખન ચીને બદ બખ્ત હીઝમ કશસ્ત.
કુનન્દ ઈં એ આં ખુશ દીગરબારે દેલ;
વે અંદર ગીઆં કૂર બખ્તો ખજેલ.
મીઆંને દુ તન આતશ અફરૂખ્તન;
ન અકલસ્ત ખુદ દરમીઆં શુખતન.

બે સાસુ વહુ વચ્ચેનો ઝગડો તે જાણે અગ્નિ જેવો છે; અને તે બને વચ્ચે બદબખ્ત કાનાસોરી કરનારી તો જાણે કે તે અગ્નિ સળગાવી આપનારાં ઈંધણ રૂપ છે. જ્યારે પેલી સાસુ અને તેની વહુ બીજીજ પળે એકત્ર થઈ જઇ દોસ્તી કરી નાંખે, ત્યારે પેલું વચમાંવાળું લુતરૂં મનીખ આંધળાં નસીબનું થઇને શરમીંદુંજ થઇને રહે છે. બે સાસુ-વહુ વચ્ચે આતશ સળગાવીને તેની વચમાં પોતે બળી મરવું, એ અક્કલમંદનું કામ નથી. જે સાસુ, ભુંડી કાના-સોરી કરનારી પાડોશણની પાસે બેસે તે કદી પણ ભલાઈ નહીં જ જૂએ.

---

## ચાબખો ૩૬ મો.

### ન સાસ, ન નણંદ; આપસે આનંદ.

ભાયભાય!

સાસુ વહુમાં મૂર્ખાઇભર્યા વાદવિવાદ, છીલપીલની વંશાવળી કાઢી અસલ નસલની ધિંગ કાઢવી, અને વધતું ઓછું ખાધાપીધાની લડાઇ લડવી, એ સહેતા જીવને સંતાપ કરાવ્યા જેવી વગર જીવની લડાઇઓ છે; માટે તું ઘરમાં ગમે એ થાય પણ કંકાશ તો વેચાતો લેતીજ ના. સંજોગ પ્રમાણે વહુ સાથે થએલી બોલાચાલી ને ખટપટની પતાવટ થઇ શકશે, પણ તેં પોતે થઈને વહુસે ઉભી કરેલી શત્રુવટની પતાવટ કરતાં તને વિલંબ લાગશે. વહુના લોભ તૂસ કરીને તેના માઠા બોલ સાંભળશે તો તને નચિંતે ઉંઘ આવશે, અને

તેનાથી તને અપમાન મળશે તો ભલું, પણ વહુનો લોભ તૃપ્ત થવા દેશે તો ત્હારા જીવને કરાર થશે. વહુને માન આપી સન્માન કરીને તેણીનો લોભ તૃપ્ત કરવાથી તને નચિંતે ઉંઘ આવશે.

सुखं ह्यवमतः शेते सुखञ्च प्रतिबुध्यते।
सुखं चरति लोके ऽस्मिन्न वमन्ता विनश्यति॥

જે આદમીને સામા માણુસ તરફથી અપમાન થાય છે તે આદમી તો કરારે ઉંઘે છે, અને સુખરૂપ જાગે છે, અને કરારને જીવે લોકયાત્રા કરે છે; પરન્તુ જે માણુસ બીજાંને અપમાન પમાડે છે તેનો તો નાશજ થાય છે. બેહેસ્ત ભરાતું નથી અને દોઝખ ઉભરાઈ જાય છે, તેનું પણ કારણ એજ છે કે, લોભે લોભે વહુની આંખો ધરાતી નથી, દ્વેષ અને અદેખાઇથી સાસુની નજર ભરાતી નથી, અને સાસુ વહુની નિંદા સાંભળતાં સાંભળતાં કાનાસોરી કરનારાંના કાનો તૃપ્ત થતાજ નથી. એકવાર એક ભાયાત ઘોડેસ્વાર થઈને બની ઠનીને મેદાનમાંથી પોતાને ગામ જતો હતો. અર્ધ રસ્તે એક લોભી બ્રાહ્મણ મળ્યો; તેણે સાદ મારી ઘોડે સ્વારને ઉભો રાખી અર્જી કરી કે; "ઠાકુર સાહેબ! ગરીબ બ્રાહ્મણ છું, કાંઈ દક્ષિણા આપો! પ્રભુ તમારૂં કલ્યાણ કરશે!" ભાયાતે ઝટ ખિસામાંથી પચીસ રૂપિયા કાઢી આપી ચાલવા માંડયું. બ્રાહ્મણને રસ્તે ચાલતાં વિચાર થયો, કે ઠાકુર બહુજ ઉદાર જણાય છે, વધુ કાંઈ માગ્યું હોત તો જરૂર આલી દેત! આ લોભે કરીને ઠાકુરની પૂઠે દોડી બૂમો પાડી, એટલે ઠાકુરે ઘોડા ઉભો રાખ્યો. બ્રાહ્મણ કહે:-"ગરીબ પરવર! લગ્નમાં જવાનો છું, મ્હારી સોડે સારૂં લુગડું એકે નથી, માટે કૃપા કરીને આપનું જરી કસબનું આ શેલું નહીં આલો બાપજી! બ્રાહ્મણને દાન આપ્યાનું પુણ્ય બહુ લાગશે મહારાજ!" ભાયાતે તુરતજ શેલું ઉતારી આપ્યું, અને ચાલવા માંડયું. રસ્તે જતાં બ્રાહ્મણને વળી લોભ લાગ્યો કે, આ તો કોઇ બળી અને કર્ણ જેવો દાન દેનારો છે, જેટલુંએ માગું એટલું આલશે. પૂઠે દોડીને પોકાર કરવા લાગ્યો; એટલે ભાયાતે ઘોડો પાછો થોભાવી પૂછતાં બ્રાહ્મણ કહે; "હે! દાનેશ્વરિ! લગ્નમાં પહેરી જવા માટે આ આપનું જરી કસબનું ડગલું નહીં આપો ખુદાવીંદ!" ભાયાતે ઝટ ડગલો ઉતારી આપી ચાલવા માંડયું. આટલું આટલું મળવા છતાં બ્રાહ્મણને પાછો લોભ લાગવાથી દોડતો જઈને ઘોડો અટકાવી બોલ્યો:- "હે ભોજ અને વિક્રમ જેવા દાતાર! આપનો મુકામ તો હવે છેક નજીક આવી રહ્યો છે, અને મ્હારે તો હજી પાંચ કોશ પગે ચાલીને જવું છે. મ્હારા પગમાં જોડા નથી અને રસ્તામાં ચાલતાં ઉઘાડા પગ દાઝી જાય છે, માટે કૃપા કરીને આપના આ કસબી જોડા આલો તો કેવું સારૂં! આપને તો ઉઘાડે પગે હવેલીમાં ભરાઈ જતાં કાંઈ શરમે લાગવાની નથી!" ભાયાતે હવે ગુસ્સે થઇ

જઈને ઘોડાના ચાબુક વતી ૩-૪ ચાબખા આ લોભી બ્રાહ્મણને ચોઢી કાઢયા. શરીર ઉપર સળ ઉઠવા છતાં બ્રાહ્મણ હસતો હસતો પોતાના મુકામ તરફ ચાલવા લાગ્યો; એટલે બ્રાહ્મણ રડવાને બદલે હસ્યો કાં હશે, તે વીશે ભાયાતને વિચાર પડવાથી ઘોડો પાછો ફેરવીને પૂછવા લાગ્યોઃ—"હે બહમ્મન્! ચાબખા ખાધા તોય હસતો હસતો તું કેમ ચાલ્યો? હસવાનું કારણ કહેતો જા!" બ્રાહ્મણ કહેઃ—"લોભ્યાની આંખો ધરાતીજ નથી. જો તમે મ્હને ચાબુકે ફટકાવ્યો ના હોત તો હું ઘરે ગયા પછી આ ને આ વિચારે આખી રાત ઉંઘ્યો પણ ના હોત, કે અરે! ઠાકુર પાસે વિંટી નહીં મંગાઈ! ઠાકુર પાસે ઘોડો નહીં મંગાયો! એ તો બધુંએ આલતે! પણ ચાબખા ખાધાથી હું હવે ધરાયો છું, અને આખી રાત હું સુખે ઉંઘીશ! જાવ સપાઇ, જાવ! હવે તમે તમારે રસ્તે પડો!

નાસેહા! દીલમેં તું ઈતના તો સમજ અપને કે હમ; લાખ નાદાં હુયે, કયા તુજસે ભી નાદાં હોંગે?

હે ચાનદના આપનાર! ત્હારાં દિલથી તું લગાર એટલો તો વિચાર કર, કે લાખ દરજજે અગર હું નાદાન છું તો પણ કાંઇ ત્હારાથી પણ શું હું નાદાની કરીશ વારૂં! બધાંજ દરમાંથી ઘોઈ ન નિકળે, કોઇમાંથી સાંપે નિકળી આવે!" ચીનના એક શહેનશાહે એવો હુકમ કાઢયો હતો કે; "જે ઘરમાં સાસુ પોતાની વહુને ચિમટો અમળાવે તેને આગ વખતે બળવા દેવી. જે ઘરમાં સાસુ ઉપર વહુ હાથ ઉગામે તેને ડામ દેવા જે ઘરમાં દીકરો મા કે બાપને મારે તેને શૂળી આપવી!" આમ થવાથી ચીનમાં દરરોજ ગુન્હેગારોની શિક્ષા વધી પડી. પરન્તુ થૅા વંશના ૩ જા થૅા કંગવાન્ગે પોતાના અમલમાં એવો કાયદો કાઢયો કે; "જે ઘરમાં સંપ જોવામાં આવે તે ઘરને પવિત્ર ગણવું. જેના ઘરમાં સાસુના ચોટલા વહુ હોળતી જણાય, અને દીકરો બાપના જોડા લુંછતો માલુમ પડે, તેને કરમાંથી મુકિત આપવી." આ સિધા સરળ હુકમથી તેની આખી કારકિર્દીમાં એક પણ ઇસમને ના તો ફાંસીએ દેવામાં આવ્યો હતો, કે ના તો કોઈ માણસ કેદમાં પૂરાયો હતો. એઝોની ખુબસુરત ઓરત ખારિસીના, પોતાના સાવકા દીકરા હયુગો ઉપર પ્યારમાં પડવાથી વહુને ગામ બહાર નસાડી મૂકવાને પણ તે ચૂકી નહીં હતી. શંક વહુને કાઢી મેલવાનો સબબ જેવો એઝોને જણાયો, તેવોજ તેણે તે બન્ને મા દીકરાનો શીરચ્છેદ કરાવી ત્યાં પાટિયું લટકાવ્યું કેઃ—"પાપી પેશો કરનારાને પસ્તાવો હોતો નથી. પાપી સ્ત્રી પોતાના સંસારને આગ લગાડે છે. પાપી ડોસી જુવાન ઘરને વ્હેલું ઘરડું કરી મેલે છે. બિલાડી આંધળી હોય તોયે ઉંદરની પાછળ પડે, ને સાસુ ઘરડી થાય તોય વહુનેજ નડે!"

---

ચાબખો ૩૭ મો.

પોષ મહિનાની રાત, સમી સાંજનુ સુણું;
સાસુના જુલમાત, તેને કયાં સુધી રોવું ?

"Affection is a coal that must be cool'd,
Else, suffer'd, it will set the heart on fire:
The sea hath bounds, but deep desire hath none."—SHAKPSEARE.

ગાયમાય!

સાસુના ગાલ અને કપાળ ઉપર વળેલી કરચલીઓ ઉપરથી નવી વહુઓએ ધડો લેવો જોઇએ, કે ઘણા ઘણા ધકેલા ને હડસેલા ખાઇ દુન્યાદારીમાં પાકટ થયાની, અને સંસારના રગડામાં ઘડાઇ ટિપાઇને અનુભવ લીધાની એ તો નિશાણીઓ છે. મુખ ઉપર સાસુને વળેલા વાટા, વળ અને સળ ઉપરથી સમજી શકાય છે કે, વૃદ્ધ સાસુ પોતાની જુવાંનીના દહાડામાં કેવીક હશે! સાસુ–પદનું તાજ તો જેમણે પહેર્યું હોય તેઓજ તેની કદર જાણે. વહુઓએ ઝોહાક સાસુનું તાજ મેળવતાં ઝર્કસીસ પાદશાહના તાજની વાત ધ્યાનમાં રાખવી. બાદશાહ ઝર્કસીસ એટલો બધો ક્રૂર અને ચલિત ચિત્તવાળો હતો, કે તે પોતાના જે સિપાઇને માથે એક સહવારે પોતાનું તાજ પહેરાવતો, તેજ દહાડે સાંજે તો તેનું ડોકું ઉડાડી દેવાડતો! દુનિયામાં રાજા પાદશાહોના પણ ઘણી વાર એજ અવતાર થયા છે, કે સહવારે તાજ મૂકીને રાત્રે તો એક ગુલામ કરતાં બદબખ્ત હાલત તેમને ભોગવવી પડી છે. ટુંકમાં, સાસરે સિધારતી નવી વહુઓ સાસુને માથેનું તાજ છિનવી લેવા માંગે છે ખરી, પરન્તુ તેમને થોડીજ ખબર હોય છે, કે તે તાજ કાંટા કાંટાવાળુંજ હોય છે. O crown! more noble than happy! દરેક વહુએ એટલું તો સમજવુંજ જોઇએ કે, જે પ્યારા પતિનું સુખ તેણી ભોગવે છે, તે પતિને જન્મ આપી ઉછેરનાર અને તેનું સુંદર ગુલાબી ચારિત્ર ઘડનાર તો પતિની માતા, એટલે વહુની સાસુજ છે. વહુ અને તેના ધણી નાદાન ઉમ્મરનાં હતાં ત્યારે તે બન્નેને મન ગમતાં માતાજી લેખે સંસારમાં ઉધારનારી તે વહુની સાસુજ હતી. એનો વિચાર કરીને પણ વહુએ સાસુને માન આપી તેમની આજ્ઞા પ્રમાણે ચાલવું જોઇએ; અને સાસુએ આગળ રહીને, તેના ધણીનું સુખ અપાવવામાં તે વહુને દીકરી તોલે ગણવી જોઇએ. ઉત્તમ વહુ થવું હોય તો સાવિત્રી જેવી વહુ થવું; અને ઉતમ સાસુ થવું હોય તો શૈબ્યા સાસુ જેવાં થવું. મદ્ર દેશના રાજા અશ્વપતિની એ સાવિત્રી દીકરી થતી હતી. કોઇ તપોવનમાં સાધુના દર્શન કરવાને એકવાર સાવિત્રી ગઇ હતી, જ્યાં પદભ્રષ્ટ થઇને નાસી આવેલા અવંતી નગરના દમન-સેન રાજા પોતાની આંધળી રાણી શૈબ્યા તથા જુવાન બેટા સત્યવાન સાથે એક ઝુંપડીમાં દુઃખે દહાડા કાઢતો જણાયો. દમનસેન પણ આંખે અપંગ થઇ

પડયો હતો. સાવિત્રીએ સત્યવાન સાથે મન-લગ્ન કર્યાં, અને મનમાંજ તેની સાથે અહરાઈ ને મનમાંજ પરણી. પછી તેણી પોતાનાં અંધ સાસુ સસરાની સેવા ચાકરી કરવા લાગી. સાસુ જ્યારે વિલાપ કરતી ત્યારે વહુ તેણીને અનેક પ્રકારે દિલાસો આપતી. સત્યવાન દરરોજ જંગલમાં ફલપુલ અને લાકડાં કાપી લાવી મા-બાપ અને ઓનું પોષણુ કરતો. એક સાંજે ખાવાનું કાંઈ ન હોવાથી, જંગલમાં લાકડાં કાપવા સત્યવાન ગયો; તો જો કે મા-બાપે ઘણોએ વાર્યો, કે હજી હમે ભૂખ્યાં રહીશું, પણુ તું રાત્રે જંગલમાં નહીં જા! સત્યવાને માન્યું નહીં, એટલે તેની પૂઠે પૂઠે પતિવૃતા પત્નિ પણુ ગઈ. પતિએ તેણીને બહુએ ના કહ્યું, પણુ સતીએ માન્યું કે, જંગલમાં આજે મ્હારા ધણીને મોત જ લઈ જાય છે, તેથી આગ્રહ કરીને પૂઠે જ ગઈ. લાકડાં કાપતાં કાંપતાં એકાએક તે સત્યવાન ઝાડ ઉપરથી નીચે ઉતર્યો, તેને તમ્મર આવી ગઇ, જેથી ભમરી ખાઇ નીચે પડયો. સાવિત્રી સમજી ગઇ કે, કાળ આવ્યો ખરો! પોતાનું લુગડું ઉતારી ઝટ સુવાડી દઈ ખોળામાં ધણીનું માથું મૂકયું. બહુ સારવાર કરવા છતાં તેનું મૃત્યુ આવ્યું. યમરાજાના દૂતો તેને લઈ જવાને આવ્યા ખરા, પરંતુ અબજો જણુના પ્રાણુ લેનારા દૂતો પણુ આ પહેલીજ વારે ધ્રૂજી ઉઠયા, અને ખુદ યમરાજા પાસે જઈ આ પ્રાણુ તો બચાવવોજ, એવી કાકલુદી કરવા લાગ્યા. ત્યારે યમરાજા પોતે આવીને મુડદાંને લઈ જવા લાગ્યા, એટલે સાવિત્રી તેમની પૂઠે પડી; અને યમને કહ્યું:—"મહારાજ! મ્હારા ધણીને બદલે મ્હને લઈ જાવ; કેમકે મ્હારી ભલી સાસુ અને અંધ સસરાનું પોષણુ કોણુ કરશે, તેનીજ મ્હને ફિકર થઈ છે, બાકી તો હું સમજું છું કે, આ સંસાર માયાવી છે, ને જગત પણુ માત્ર એક સ્વપ્નુંજ છે." યમ કહેઃ—"હે પતિવૃતા! પોતાના સાસુ સસરા પ્રત્યે આટલી બધી કાળજી કરનારી વહુ તો હું આજે પહેલીજ જોઉં છું; પરન્તુ મોત કાંઈ અટકાવી શકાય નહીં, બીજું કાંઈ વરદાન માંગ!" સાવિત્રી કહેઃ—"ઠીક. ત્યારે તો મ્હારા પિતાજીનો વંશ નાબુદ ન થાય એટલા માટે તેમને પેટે એક પુત્ર આલો!" યમરાજે તેણીના માગ્યા પ્રમાણે વર આપી હવે ઘરે જાવા કહ્યું. સાવિત્રીઃ—"મહારાજ! હું તો તમારીજ સંગાથે સતસંગમાં જોડાઉં છું!" યમરાજઃ—"હે સતી! એ શિવાય કાંઈ બીજું વરદાન માગશો તો આપીશ!" સાવિત્રિઃ— "ત્યારે તો મ્હારાં પ્રિય સાસુ સસરાનો અંધાપો દૂર કરો!" યમરાજે તે વરદાન પણુ પાર પાડયું; અને હવે તો બસ ઘરેજ જવા કહ્યું. સાવિત્રી કહેઃ— "જગત માયાવાળી છે. મનુષ્ય માત્ર માયામાં લપટાઈને છતી આંખે આંધળાં થયાં છે. આ દુઃખરૂપ સંસારમાં મગ્ન થઈને તેમાં સૌ કોઇ ડૂબી રહ્યાં છે. સંસારનો સર્વથી પ્રિય પતિજ જ્યારે રહ્યો નહીં, ત્યારે આ સંસારમાં વિધવાએ જીવવું વ્યર્થ છે. એટલા સારૂ મેં તો હવે સંસાર તજી દીધો છે; માટે હું તો હવે તમારીજ સાથે આવવાની!" યમરાજ કહેઃ—"ત્હારા પતિને પાછો જીવતો કરવાના વરદાન શિવાય તું બીજું જે કાંઈ પણુ વરદાન માગીશ,

તે હું સફળ કરવાને બંધાઉં છું, માટે તેટલો વર લઇને હવે બસ ત્હારે અહિંથી ચાલ્યાંજ જવું!" થોડી વાર આંસુ પાડતી તેણી મૂગીજ ઉભી રહી. યમરાજાને હવે બહુજ દયા છુટી અને ફરીથી કહ્યું કે; બીજો કાંઇ વર માંગ સાવિત્રી બોલીઃ—"મહારાજ! સત્યવાનથી મ્હારે પેટે છોકરાં થાય એટલુંજ વરદાન આપો, હું મ્હારે ઘરે ચાલી જઈશ!" યમરાજા હવે ગુંચવાયા; કેમકે સતીએ પોતાના પતિને જીવતો કરવાનું તો નહીંજ માગ્યું, પણ આડકતરી રીતે એક વરદાનમાં બે વરદાન માગ્યાં. વળી વચન આપેલું પણ મિથ્યા તો ન થાય. થોડીવાર વિચાર વિમાસણમાં ચૂપ રહ્યા પછી યમ બોલ્યાઃ—"તથાસ્તુ!" એટલે "માગણી મંજુર." હે સતી! આજ સુધી ત્હારા જેવી પતિ ભક્તિવાળી, સાસુ સસરાની સેવા ચાકરી કરનારી આજ પર્યંત મ્હને કોઈ પણ સ્ત્રી મળી નથી. આજે ચૌદસની રાત્રિ છે, માટે દર ચૌદસે વૃત કરજે! જે કોઇ સ્ત્રી ચૌદસની રાત્રિનું વૃત પાળશે, તે સ્ત્રી ત્હારી પેઠે ઉત્તમ વહુ અને ઉત્તમ પત્નિ થઈ શકશે" હવે સત્યવાનના મડદાંની આગળ જેવી સાવિત્રી આવીને બેઠી, કે મડદાંએ કોર મરડી, જાણે ઉંઘમાંથી રતિ જાગ્યા હોય નહીં શું, તેમ સત્યવાન ઉઠી ઉભા થયા, અને જંગલમાંજ ઝાડ ઉપર ચઢી બેસીને બન્નેવે રાતવાસો કર્યો. પેલી તરફ ડોસો રડે, કે મ્હારા દીકરાનું શું ને શું થયું હશે! ને સાસુ ડોસી કલ્પાંત કરે કે, મ્હારી નવી વહુએ સંસારનું સુખ હજી ભોગવ્યું નથી, તેણીનું શું ને શુંજ થયું હશે! બીજી સવારે બંને જણા ઝાડ ઉપરથી ઉતરી આવીને ડોસા ડોસીને ભેટયાં, અને દહાડે વારે સાવિત્રીના પિતાજીને પેટે રાજપુત્ર જન્મ્યો. દમનસેન અને શૈબ્યાના અંધાપા દૂર થયા, અને સાવિત્રીને પેટે સકળ ગુણ સમ્પન્ન પુત્રો પેદા પડયા. તે પુત્રોની મદદથી દમનસેનનું ગએલું રાજ સત્યવાને પછું મેળવ્યું, સાવિત્રી જેવી સાસુ સસરાની ખાતરદારી કરનારી વહુ હવે રાણી થવા પામી, અને તેણી યમરાજની આજ્ઞા પ્રમાણે જેઠ શુદ ૧૪ ને દહાડે દર સાલ ચતુર્દશી તિથિનું વૃત પાળવા લાગી.

 બુઝાહી દો અગર સૂરજ કો, હો તારોંકા ડર કયસા?
જહન્નમહી જો ઠંડા હો, તો ફીર ઐ કે મૌત કયસા?

દીકરી! સૌ સ્ત્રીઓ શૈબ્યા જેવી સદગુણી સાસુ થાવ; અને સૌ સ્ત્રીઓ સાવિત્રી જેવી ગુણિયેલ વહુ થાવ! આપણા પવિત્ર સ્પેન્તોમદ ગાથામાં આપણે પણ એજ માંગે છિયે કેઃ—"કદા મઝદા અષા મત આર્મઈતીશ? જિમત ક્ષથ્રા હુષેઈતિશ વાસ્ત્રવઈતિ? કોઇ દ્રેગ્વોદેબીશ ખ્રરઈશ રામામ દાઓન્તે? કેંગ આ વંઘેહેઉષ જિમત મનંઘહો ચિસ્તિશ?" મ્હારાં સંસારી દુઃખોના ટાળનારા હે ખુદા! સત્યવાળી સંપૂર્ણ નેક મનસ્ની અને સભ્યતાવાળો વિવેક અમને કયારે

પ્રાપ્ત થશે? ક્યારે મળશે અમને સંપત્તિ સાથનું આબાદીથી ભરપૂર ખુશનુમા ઘર? અમારાં મકાનમાં જેવારે દુષ્ટ અને જુલમગારોથી અમને કષ્ટ પડે ત્યારે અમોને બચાવી લઈને અમને સુખ શાન્તિ કોણુ આપશે? કોના દિલમાં દયા અને ભલાં મનના ડહાપણની તું બક્ષેશો રેડી દેશે? દીકરી! જે માટી બૈયરનું જોડું પોતાને ત્યાં આવેલા અજાણુ પ્રાણીઓ (વહુઓ) ને નમ્રતાથી ક્ષમા આપશે, દહાડા ને દહાડા નવાં આવેલાં માણુસો સાથે કંટાળ્યા વગર પજોટાઈ જશે, જરા લગાર બોલાચાલી પણુ થાય તોય પરસ્પર દરગુજરની નજરથી જોઇ વહુ દીકરાંને લઈ ચલાવશે, તેમના ઘરમાં દુઃખનો મેળ સુખની સાથે મળવાનોજ નથી. "મ્હારા વડેજ વહુઓ નભે છે," એવું અભિમાન સાસુ ન રાખતી હશે, અને "હું નહીં આવી હોત તો આ સાસરાં ઘરનું શું ને શું જ થઇ જાત!" એવી તેંહેંકરાઈ વહુ પણુ ન રાખતી હશે, તેજ સંસાર સુખી થશે. દહાડાઓ અને મહિનાઓની જંજાળોથી થાકેલી કંટાળેલી વહુને સાસુએ પોતે થઈને થોડા દિવસ તેને પિયર મોકલવાથી તે સાસરાંની સેવા સારી બજાવી શકશે. પિયરજ તેણીનું શાન્તિનું સ્થળ થઈ પડે છે. રોમન યોધ્ધાઓ ફેબ્રિસ્યસ સીન્સીનેટસ-ડેન્ટેટસ-અને બુટ્ટો કેટો પણુ દેશની સેવા કરતાં થાકેલા પાકેલા જ્યારે પોતાને વતન થાક ઉતારવા જતા, ત્યારે પાછા તાજા ટટાર થઈ આવીને વધારે સારી દેશ સેવા બજાવતા હતા.

---

ચાબખો ૩૮ મો.

## સાસરો વાસરો વહુનો થાય; ને વચમાં ડોસો ડફરાઈ જાય!

ગાયમાયઃ—"બાવાજી! આપણું ઘરાંણાનો મુલાયજો ન રાખતાં, સુધરેલે ઘરની વહુ આવી છે તો સાસુ સસરા દેખત પારકા મરદો મળવા આવે છે તેમને ઝટ શેકહેન્ડ કરવાનું જરાએ લજવાતી નથી! ગરીબ ઘરમાં જે કોઇ ભેટવા આવે છે તેને માટે બ્હેલી બ્હેલી ચાહ કાફી કરી લાવી ચાહ સાકરના પણુ ઘાણુ કાઢે છે; ને કરકસર કરવા કહું છું ત્યારે સામું બોલે છે કે; 'જીવસે તમે ખાતાંબી કેમ હશો?' શેકહેન્ડ મરદોને નહીં કરવા કહું છું ત્યારે ચિચવાઈને બોલેછ કે; 'એવાં જુના જમાનાનાં વેહમ છોડી દો!' સાસુની અવજ્ઞા કરનારી આવી વહુને કેમ લઈ ચલાઉં?"

દીકરી! મ્હારો પણુ એજ વિચાર છે, કે પુરૂષોને સ્ત્રીઓએ શેકહેન્ડ કરવાથી ઘણા ઘણા ગુપ્ત અનર્થો થાય છે. અમારા વખતમાં તો પારકા પુરૂષો મળવા ભેટવા આવતા ત્યારે વહુઓથી તેમના દેખત હાજરી પણુ અપાતી ન

હતી, તો શેકહેન્ડની તો શી વાત! સ્ત્રીએ પારકા પુરૂષના શરીરનો સ્પર્શ કેવો કરવાનો હોય? મલાજો ને વિવેક જુનો હતો ત્યારેજ આપણામાં નીતિ હતી; શેકહેન્ડ કરવાનાં કૌતકોથી, અને વહુઓએ પુરૂષ મિત્રોમાં હદ બહાર ભેળાઇને બેહદ છુટાપણું લીધાથી જ સંસારમાં અનીતિ પેઠી છે. સ્ત્રીએ પુરૂષને શેકહેન્ડ કરવાની રૂઢી આપણામાંથી કયારે નાબુદ થશે! જમાનાને ગમ્યું એ ખરૂં. એ પણ લઇ ચલાવ, અને ખાધા પીધાનું નાખ છાણુ ને નુકશાન થાય તે પણ મૂગે મોઢે ગળ્યા કર. એક દહાડે ખલીફાની સાથે એક રણવાસી આરબ સુફરા ઉપર ખાવા બેઠો હતો, એટલામાં જે નવાળો આરબ ખાવા કરતો હતો તે નવાળા ઉપર એક બાલ પડેલો ખલીફે જ્યારે દીઠો, ત્યારે કહેવા લાગ્યો; "હે આરબ! આ કોળિયો નહીં ખા, કાઢી નાખ; એના ઉપર એક બાલ વળગેલો છે!" આરબે જવાબ દીધો:-"જે સુફરા ઉપર એક યજમાન પોતાના મેહમાનના દરેક કોળિયા ઉપર નજર ધરાવતો હોય, તેના સુફરા ઉપર ખાવું હરામ છે. એક બાલ જેવા બારીક પદાર્થ ઉપર જ્યારે ત્હારી નીચી નજર ભોંકાય છે, ત્યારે એવાં ખાણા ઉપર એક તરણું પણ મોં પર મૂકવું, એ એક ઇસ્માયલનાં બચ્ચાંને લાજમ નથી!" આમ કહી ચાલ્યો ગયો હતો. સાસુ પદ સાચવવા સારૂ નભાવી લેવાનો, ચલાવી લેવાનો, અને જમાનાને બરનાં થવાનો ગુણ ઉત્તમ હોવાથી, દીકરી! ત્હારે સારૂ સોનેરી શિખામણો મ્હારી એટલીજ છે કે:—

૧–યાદ રાખજે કે, બહારથી એકસંપીનું ડોળ બતાવનારી વહુઓ હિત-શત્રુઓ હોય છે; જેઓ કપટી શત્રુની જ ગરજ સારે છે. છતી પડેલી, ઉઘાડી શત્રુ-વહુ તેમના જેટલી ભયંકર હોતી નથી.

૨–મજબુત પૂરાવા વગર જ કોઇ વહુ વિષે મનમાં વહેમ લાવીને, બનતાં સૂધી સુગ્યા કરતી ના; ખોટો મત બાંધી બેસતી ના; વહુએ કાંઇ સારા હેતુ થકી જ કામ કર્યું હશે; આવું ત્હારૂં અનુમાન ત્યારે જ ખાત્રીનું રૂપ લેશે.

૩–વહુની સાથે ભલાઈ કરે તો તે ઘડી ઘડી દહી બતાવીશ મા. તેમજ તેની સાથે ભલાઇ કરે તે પણ રીતસરનીજ કરજે; અને અનુભવથી ટીચાયેલી સાસુઓથી સંસારના પાઠો સાંભળી લેજે.

હમાન તીઞ નેકી બ અંદાઝેહ કુન;
કે મર્દે જેહાં દીદેહ બેશનવ સખુન.

૪–સંસારના જે સારા કાયદાઓ છે, તે તો નીતિની લડતમાં વાપરવા માટે છે; પરંતુ કપટી વહુઓ સાથે કપટની લડાઇમાં તે કાયદાઓ નકામા છે. બળવાન થઈ પડેલી કપટી-વહુ-શત્રુઓને ઠેકાણે લાવવા સારૂ તો કપટ-

યુદ્ધ જેવો જેવો બીજો ઉપાય રહેતો જ નથી. પ્રાચીન કાળમાં ઈંદ્ર, કૃષ્ણ અને રામચંદ્રજી જેવાઓએ પણ કપટી શત્રુ સાથે કપટ કર્યું હતું. ઈંદ્રે કપટ બાજી રચીને નમુચિને ઠેકાણે લાવ્યો હતો. કપટ રમતથી કાળયવનને કૃષ્ણે હરાવ્યો હતો. અને કપટ યુદ્ધથી જ રામે વાળીને પછાડયો હતો. ફટ કરીને કહે તે ઘર બહાર જઇને રહે; ને નફ્ટ કરીને કહે તે ઘરમાં આવી રહે. વહુના ખમ્યાજા બહુ તો ના જ ખમાય. એક ઘડીકી નફ્ટાઇ, ઔર સારા દીનકી બાદશાહી.

૫--મધુર શબ્દો ઉચ્ચારનારી સાસુ, વહુથી કડવા શબ્દો સાંભળી શકતી નથી; વાસ્તે તું સર્વદા મિઠા શબ્દો બોલજે. As wine and oil to an angry wound, so are good words to an irritated temper.

૬—વહુઓને જરા જરા વાંકમાં ઠપકો આપવા નિકળતી ના. ઘડી ઘડી કજીયો ઉભો કરનારી સાસુનાં લટિયાં પિંખાય છે. સાસુ વહુ વચ્ચે સત્તા અને મોટાઇ નહીં, પણ પ્રેમ અને પ્યારજ રાજ્ય ચલાવી શકે છે. હકુમત તો બચ્ચાં કે નોકરો ઉપર જ ચલાવી શકાય; મોટી ઉમ્મરની વહુઓ ઉપર સત્તા ચલાવવી તે પણ ભલી ભલાઇથીજ. લક્ષ્મીબાઇ નામની એક સાસુ પોતાની પુત્રવધુ યશોદા ઉપર નહીં તેવી જોહાકી સત્તા ચલાવ્યા કરે. પરન્તુ યશોદા ઉપર તેનો પતિ ગોવીંદરાવ હદ બહાર પ્રેમ રાખી યશોદાનું અડધું કામ પોતે ઉપાડી લેતો. યશોદા રંગે સ્યામ વર્ણ હતી, અને વળી કાંવળી કરૂપી હોવા છતાં ગોવીંદરાવને તેણી ઉપર હરણફાડ પ્યાર રાખતો દેખી ન શકાયાથી, સાસુ થતી દરરોજ નીચલો છપ્પો ગાતીઃ—

"હોય ભલી રંગીન, કહે તેને 'નારંગી;'
કાળી પણ 'રૂશનાઇ,' વદે એ વાણુ કઢંગી.
જોતાં હોય મલિન, કહે સૌ તેને 'ચોખા;'
હોય ભરેલા પૂરણ, કહે વળી તેને 'ખોખા'
મિઠી ચીજને 'બુરૂ' કહે, ખાર ચીજને કહે 'મીઠું;'
ઈબ્રાહીમ એ રીતે, અવનીમાં અવળું દીઠું."

"હે યશોદા! મ્હારા ગોવીંદરાવ જેવા સુંદર દીકરે ત્હારામાં એવી તે શી લાયકાત દીઠી છે, કે ત્હારા ઉપર તે પતંગિયાંની પેઠે બધો જીવ આપી દે છે?" ત્યારે યશોદા બોલીઃ—"સાસુજી, સાસુજી! મ્હારા સસરાજીએ તમારા જેવાં કપટી ડોસાંમાં એવું તે શું સારૂં દીઠું, કે ઘરની તમામ સત્તાની લગામ તમારાજ હાથમાં આપી? ચુંટી ચમટી દીધે કાંઇ વેર વળે વારૂં?"

૭—જો ત્હારી શત્રુ—વહુ ત્હારી સામા માથું ઉંચકે તો તેણી સાથે લડવા આગમચ સો વાર વિચાર કરજે, ધીરજ રાખજે, ઉતાવળે વીરમાં પડતી ના; જબાન ઉપર કાબુ રાખજે.

Put a bridle on thy tongue,
Set a guard before thy lips;
A word without wisdom,
Never to Heaven leaps.

૮--વહુ દીકરાંને સરખો ન્યાય આપી ભલાં કામની તું હઠ પકડજે. એ આગ્રહ સારો કહેવાશે; પણ અન્યાય આપી ભુંડુંજ કરવાની તું હઠ પકડશે તે દુરાગ્રહ કહેવાશે. સાસુનું તો પ્રેમી હૃદય અને મધુર વાણી એ સંસારના સુખોને વધારી આપનારાં છે. સિદ્ધરાજ જેસંગની માતા **મીનળદેવી** જયાં સૂધી સાસુ પદ પામી ન હતી ત્યાં સૂધી તો તેણી **"માનલ્લી"**નાં તુચ્છ નામથી ઓળખાતી હતી; પરંતુ પોતાની વહુ આવી ત્યારે પોતાના દીકરાના વિચારથી પણ વિરૂદ્ધ જઈને વહુને ઈનસાફ અપાવવા સારૂ ભારે બદનામી પણ લેવા લાગી હતી. વહુ જો કે રાણી પદ પામી હતી, તો પણ આવી ભલી સાસુને સવારમાં પગે પડી સાસુને **દેવી** સ્વરૂપ લેખવા લાગી. તે ઉપરથી તેને સૌ કોઈ **મીનળદેવી**નાં પુજય નામથી ઓળખવા લાગ્યાં. સિદ્ધરાજે ધોળકામાં એક તળાવ ખોદાવવા માંડયું. તળાવની પૂર્વ દિશાએ એક વિધવાનું ઘર હતું, તે ઘર લીધા શિવાય તળાવ બરાબર સમચોરસ નો'તું થતું હોવાથી, ભારે કિમ્મત આપી તે ઘર વેચાતું લેવા માડતાં, તે વિધવા બાઈએ એવા વિચારથી ના પાડી, કે આ તળાવથી જેમ સિદ્ધરાજનું નામ અમર રહેશે, તેમ મ્હારી આ હઠથી, તળાવ વાકું ચુંકું રહેવાથી, મ્હારૂં પણ નામ પ્રખ્યાત થશે! સિધ્ધરાજ પોતાની રાજસત્તાની રૂએ તે ઘર લેવાનો ઈરાદો કરે છે, એવી **મીનળદેવી**ને ખબર થતાંજ, તેણીએ દીકરાને વાર્યો અને કહ્યું:--"આપણે આપણાં વહુ દીકરાંને જેવો ચોકખો ન્યાય આપીએ તેવોજ ચોખ્ખો ન્યાય પ્રજાજનોને પણ આપવો જોઇએ, કેમકે એ પણ આપણાં વહુ દીકરાંજ છે!" આ તળાવ આજે પણ "**મીનળ-તળાવ**"ના નામે પ્રખ્યાત છે, જેની પૂર્વ બાજુએ ખાંચો દીઠામાં આવે છે, અને ત્યાં જતા મુસાફરોને કહેતી કહેવામાં આવે છે કે; **ન્યાય અને ધર્મ જોવાની ઇચ્છા હોય તો મીનળ-દેવીનું તળાવ જૂઓ!**

૯--એક અનુભવી ડાહી અસલી વિચારની સાસુએ પોતાની વહુને નસિયત કરી કે; નીચલી વાતો નિષેધ, અવર, અને નેહેસ્ત કહી છે, તેટલી ચીજો તું જો નહીં કરીશ તો આપણું ઘર આબાદ રહેશે:--૧-રાતે કચરો વાળતી ના ૨-અન્નને અને કાગળિયાંને કચરાવાળી નઠારી જગોએ ફેંકીશ ના. ૩-હલકા નીચ પાજી લોક સાથે ઠઠ્ઠા કરીશ ના. ૪-દાંતે નખ કરડીશ ના. ૫-રૂવાન મૂકવાની જગોએ વારંવાર જઇ બેસતી ના. ૬-ત્હારાં શરીર પર

પહેરેલાં વસ્ત્રને પહેરેલેજ કપડે સાંધતી ના. ૭-ભાંગેલી કાંસકી વડે બાળ હોળતી ના. ૮-બન્ને હાથે માથું ઘવડતી ના. ૯-ઉભે ઉભે પીશાબ કરતી ના. ૧૦-ઉંબર ઉપર ઉભી કે બેસી રહેતી ના. ૧૧-આંગળાંના કડકા ફોડિયા કરતી ના. ૧૨-જે ખુમચીમાં ખાય તેમાં થુંકતી ના. ૧૩-જે વાસણમાં જમે તેમાં હાથ ધોતી ના. ૧૪-વગર અવસરે ગીતો ગાતી ફરતી ના. ૧૫-અંગ પર પહેરેલાં કપડાં વતી હાથ મોઢું લુંછતી ના. ૧૬-હાંડામાંનું બધુંજ પાણી દિલ ઉપર ઓતતી ના. ૧૭-કળસિયામાંનું બધુંજ પાણી પી જતી ના. ૧૮-રકાબી-માંનું તરણે તરણું ખાઇ જતી ના. ૧૯-વખત ક-વખત હાય હાય કરતી ના. અને ૨૦-ઝટ ઝટ બોલવા કે આંસુ પાડવા મંડી જતી ના.



ચાબખો ૩૯ મો.

**સાસરે તેરે સાગ, માથે તેરે ભાગ, બાપકે તેરે રાજ,**
**તું બૈઠી બૈઠી ઝાંક !**

ગાયમાયઃ--"બાવાજી એ તો બધી ૧૬મી સદીની માન્યતાઓ કહેવાય. એક વહુએ તો પોતાની પાક દામાન અને પવિત્રાઇથીજ સાસ-રાંની કીર્તિ વધારવી સજાવાર છે. પિયરને કે સાસરિયાંને નામોશી લગાડવા જેવું વર્તન વહુએ ચલાવવું નજ જોઇએ; એટલુંજ બસ છે. કજાત વહુ હશે તે તો વેચાતો કજીયો પણ લેશેજ."

દીકરી! વહુ સાથે કજીયો થાય ત્યારે ત્હારૂં દિલ પોખાર રાખશે તો તેણી સુલેહ માંગતીજ આવશે. એરીસ્ટિપસ અને એષિનસ બેઉ વચ્ચે જ્યારે કંકાસ થનો ત્યારે એરીસ્ટિપસ પોતાના વિરોધીની આગળ આવીને કહેવા લાગ્યો હતોઃ--"હે એષિનસ ! શું આપણે એક થઇ જઇને દોસ્તી દાવે શાંતિથી રહી નહીં શકીએ?" એષિનસે કહ્યુંઃ--"હા, મ્હારા જાનો જીગરથી હું પણ કજીઓ ભાંગી નાખવા તત્પર છું." "પરંતુ યાદ રાખજે કે;" એરીસ્ટિપસ બોલ્યો; "હું ત્હારા કરતાં ઉમ્મરે વડો છું, માટે ત્હારેજ પ્રથમ મ્હને નમતા આવવું જોઇશે." એષિનસ કહે; "હાજ તો! હું એટલા માટેજ ઠરાવ ઉપર આવ્યો છું, કે તુંજ સૌથી વધારે લાયકાતવાળો વૃધ્ધ પુરૂષ છે; કેમકે **કજીઓ શોધતો તો હું આવ્યો, ને સુલેહ માંગતો તો તું આવ્યો!"** દીકરી, હું જે જે તને ગુલાબી સલાહ આપું છું તે તે બધી એવી છે, કે સદગુણી સાસુ થવાની મુખ્ય ચાવીઓજ છે.

૧-તું તડ ને ફડ બોલવાનો ફાંકો રાખીશ મા. ૨-વહુની નિંદા કરીશ મા. ૩-વહુ સાથે કુસંપ કરીશ મા. ૪-વકતાપણું બતાવવા સારૂ જે મોઢે

આવ્યું તે તુરત બોલીશ મા. ૫–વિઘ્ન સંતોષી, દ્વેષિ અને અદેખી થઈશ મા. ૬–નજીવી વાતનું લડીશ મા. ૭–નવી દુશમન ઉભી કરીશ મા. ૮–કસુરને સારૂ માફી માગતાં લજવાઇશ મા. ૯–વહુને દરગુજર કરતાં શરમાઈશ મા. ૧૦–વેર, કીના, કપટ, અને ગુસ્સાને જમવા બેસવાની ટેબલ ઉપર તેડીશ મા. ૧૧–ઈર્ષા, લોભ, મદ, ભય, સ્વાર્થ, તરકટ, અને અધિરાઇ એ સાતને બિછાને તેડી પથારીમાં લઈને પોઢીશ મા. એટલા નુકતા જરૂર અજમાવજે દીકરી,

એક કલાંટ સાસુ લોક જાણું કરવા સારૂ વહુનાં સુખ દુઃખની હમેશાં ભાગિયેણ હોવાનો દેખાવ કર્યા કરતી હતી; પરન્તુ ભિત્તરમાં કાતર ચલાવતી હતી. વહુને બે તરફનો માર પડતો હતો. એક દિવસે બંદગી કરી રડીને ખુદાતાલા આગળ દુવા ગુજારતાં વહુએ માગ્યું કે; "હે ખુદા! હ્યાં તો તેં દુઃખ આપ્યું; પણ મુવા પછી ત્હારે ત્યાં તો મ્હને બહેસ્તજ આપજે!" પછવાડે ઉભેલી સાસુ, વહુની પ્રાર્થના સાંભળીને ખુદાને વિનવવા લાગી:--"હે કિરતાર! મ્હારી વહુએ જે દુવા માગી, તે દુવામાં મ્હને પણ ભાગદાર કરજે!" આ સાંભળીને વહુ પાછી બોલીઃ "હે ખાવીંદ! હું જલદી મોત માગું છું, માટે આતશમાં બાળીને, અથવા દરિયામાં ડુબાડીને, અથવા ફાંસીને લાકડે ચઢાવીને, મ્હને અને મ્હારી સુખ દુઃખની ભાગિયેણને તું વહેલુંજ હવે મોત આપ, કે સંસારનાં પાપોમાંથી હમે બેઉ વહેલાં છુટયે!" પાછળ ઉભેલી સાસુ ગભરાઇને બોલી ઉઠી:--"નહીં રે ખુદાયજી! જે માગણી વહુ કરે છે તે માગણી મ્હારી નથી; હું છેલ્લી બંદગીમાં સામેલ નથી સાહેબ!" વહુએ સાસુની સામુ જોઇને કહ્યું--"સાસુજી! તમારી ભાગદારી તો વિચિત્ર છે; દુઃખમાં અળગાં, ટોટામાં અળગાં, અને સુખમાં ભાગદાર થવા માગો તે તમારી સહી મિત્રીઓ કબુલ રાખે, પણ ખુદાતાલા કંઇ એ ભાગદારી કબુલ નહીં રાખે!"

પ્રકૃતિ મીલે મન મીલત હય, અન મીલતે ન મિલાય;
દૂધ દહીંસે જમત હય, કાંજીસે ફટ જાય.

સદ્ગુણી સાસુ વડે ઘરની શોભા વધે છે, કાંઇ ઘરની શોભાથી સાસુની શોભા વધતી નથી. સુંદર મંદિરમાં રહેતા પુજારી કાંઈ સુંદર હોતા નથી, પણ ધર્મિષ્ઠ અને સદ્ગુણી મુજાવરથીજ દેવની પ્રતિષ્ઠામાં વધારો થાય છે. તડ ને ફડ કહી દેવામાં કાંઇ વડાઈ નથી. મોઢાં ઉપર જે કાંઇ આવ્યું તે બકી દેવામાં મોટાઇ નથી. વહુએ ચણાની બે ફાડ કરી દેવાને ઝિંપલાવવું એમાં કાંઈ શ્રેષ્ઠાઇ નથી. સાસુએ અરધાનો ખુરદો ને અરધો બાધો ચુકવી આપવામાં કાંઇ ભલી વાર નથી. એ તો કજીયો વધારવાનાંજ સાધનો છે. જે સાસુને આવ બલા પકડ ગલા ફરવાનો શોખ હોય તેણેજ એ કહેવતોને સદ્ગુણી ગણવી. એક ફિરંગીની

સાસુ ગંગુલી વહુને કહે કે; "અમારો ધરમ તો જે હોય તે મોઢાં પર તડ ને ફડ કહેવાનો છે." ત્યારે ગંગુલી વહુ કહે; "સાસુજી તમારાં ધરમમાં તડ ને ફડ કહેવાને બ્હાંને ઇલત મારવા કહ્યું હશે; પણ અમારા ધરમમાં તો તડ ને ફડ કહેનારાંને માંહેથી તુંબડાં લડાઉ કહ્યાં છે." દીકરી! જે કારણને વિષે મ્હોં પર તુર્ત તડ ને ફડ કહી નહીં દીધાથી અંતે નુકશાન થઇ છેવટે તો ભૂંડાશજ કરવી પડશે, એવું પાકું તું જાણે ત્યારેજ, રોકડો પકડાવ્યાથી થતી થોડી ભૂંડાશથી આવતાં દુઃખને ડામવું એમાંજ કાંઇ પણ સાર સમજજે. એક વખતની નફટાઇ ને સો વખતની નચિંતાઈ. તુર્ત મોઢે કડવું તો ના કહેવું ને મનમાં મેલ રાખી કપટની કાતર ચલવવી એ તો સાસુ વહુ બેએને હાનિ કર્તા જ છે.

તનક બુરાઈ તુરત ભલ, જામે આંત પરિનામ;<br>કંઠ કોટ કટુ ના કહે, સો ન શ્યાંનો કામ.

એક વહુ ડાહ્યી હતી; જેને એવી ટેવ હતી કે, જૂઠું તો કહેવું નહિ ને સાસુને વળી માઠું પણ લગાડવું નહિ. પિયરમાં ગઈ ત્યારે માયે પૂછયું; "બોલ બેટી, માતા વડી કે સાસુ?" દીકરી કહે:-"માયજી! તમે તો જાણે કે, જાણે કે, પૂનેમનો ચાંદ; અને સાસુ મ્હારી તો જાણે કે, જાણે કે; ચાંદરાતનો ચાંદ!" પાછી જ્યારે સાસરે આવી ત્યારે સાસુને આ વાતની ખબર થવાથી વહુને પૂછયું; "બોલ વહુમાય, ખરૂં બોલ, તેં મ્હને ત્હારાં માય આગળ બીજના ચાંદ જેવી હલકી ચિતારી ખરી કે?" વહુ બોલી; "ખરી વાત સાસુજી, એમાં મેં ખોટું શું કહ્યું? ચાંદરાતનો ચાંદ તો દહાડે દહાડે પોતાના તેજ અને પ્રકાશમાં વધતોજ રહે છે; અને પૂનેમનો ચાંદ તો દહાડે દહાડે ઉતરતોજ જાય છે; ને તે તો દિવસે દિવસે તવાતો જઈ પાતળો થઇ જાય છે. સાસુજી! પૂનેમના ચાંદની તો કોઇ ઝાઝી કનવાર પણ કરતું નથી, ને ચાંદરાતનો ચાંદ જોવાની તો સૌ કોઇ કાગને ડોળે રાહ જૂએ છે, ને સૌ કોઈ તેનેજ નમે છે. જે વહુને મનને ગમતાં તમારાં જેવાં સદગુણી સાસુજી મળ્યાં હોય તે વહુ તો સાસુને જેટલી ચાહે છે, નમે છે, અને પગ ધોઈને પાણી પીએ છે, તેટલું કાંઈ પોતાની માયને પણ કરતી નથી." આનું નામ તે સમય સૂચકતાનું ડહાપણ જ કહેવાય.

દીકરી ગાય! ગોળે મરે તેને ઝેરે શા સારૂ મારવું? વહુ ઉપર કહેર રાખવાથી તો રોજનું શેર લોહી ત્હારૂંજ સુકાય છે. સાસુનું હૃદય વહુ તત્કાળ ઓળખે છે. ત્હારી સત્તા ચાલે ત્યારે તું વહુને પોતાની કરી રાખજે, ને વહુનો દોર ચાલે ત્યારે વહુની થઇને રહેજે. હઝરત ડેનિયલ કહેતા કે, "કેટલાંક વર્ષ સૂધી હું એમ કરતો, કે પાદશાહ જ્યારે ઘોડેસ્વાર થાય ત્યારે હું તેમનું

પેંચડું પકડી રાખતો; તે એટલાજ માટે, કે રાજાને પંપાળવાને લીધે મ્હારા હાથથી કોઈનું પણ ભલું થાય. પણ જ્યારે રાજા ઉપર શત્રુ ચઢી આવતા ત્યારે રાજા પોતે આવીને હું પેગમ્બરના પગ પર માથું મૂકીને મ્હારા આશિષો મેળવતો!"

शान्तः शम्परः शश्वत् परि क्लेशं न विद्यति।
नच तप्यति शान्तात्मा दृष्टा परगतां श्रियं॥

જેણે પોતાની ઈંદ્રિયોને તથા મન અને વાચાને કાબુમાં રાખ્યાં છે, તેને ઘડી ઘડી કજીયા કંકાશનાં દુઃખ સહન કરવાં પડતાંજ નથી. જેણી ઠરેલે જીવની ને શાંત મનથી રસ્તો લેતી હશે તે બીજાંનાં સુખ દેખીને દુઃખિત થતી ન હશે. જીનકે ગાંઉમેં બાસયે, ઉનકુ હાંજી હાંજી કિજીએ; બિલ્લી ઉંઠ લે કર ચલી, તોભી હાંજી હાંજી કિજીએ. દીકરી! ત્હારે હાથે કરીને એવું ઝાડ શા માટે ઉધારવું, કે જેનાં ફળ પાછલે દહાડે ઝેર જેવાં નિવડે, અને જેનાં પાંદડાં ઈંદ્રવણા જેવાં કડવાં નિવડી ઘડપણે તને સોસારા કરવાનો વખત લાવે?

---

## ચાબખો ૪૦ મો.

### સાસુનો વા, વહુની વાહ; એ માટીડાને ઘરના ઘા.

"Deep malice makes too deep incision;
Forget, forgive, conclude and be agreed.
SHAKESPEARE.

**દીકરી ગાયમાય!**

સાસુ વહુ બેએને અંતરા હોય ને મરાય ખુંદાય તેમાં ત્હારો દીકરોજ ખુંદાય, એ વાત ત્હારાં ધ્યાન બહાર ન જોઈએ. વચ્ચમાં મરો તો ત્હારા દીકરાનોજ થશે. પેલી બીબી ને બૂની વાત તો સૌ કોઈ જાણે છે કે; એક બૂનો ખાવીંદ લગાર બુખખ હતો. તેણીની સાસુ એકવાર ચિચવાઈને બોલીઃ–"મુરખા સાથે નેકા પઢીને નહીં છલકાઈ જા!" ત્યારે બૂ બોલીઃ—"એમ તો તમે ભડવા સાથે નેકા કીધા છે તોપણ કેટલો તબકડો કરો છો!" બોલાચાલી વધી પડી ત્યારે બડા મિયાંજી અને છોટા મિયાંજી આગળ બન્ને જણીઓ બોલેલા બોલનું ફરી ગઈ, ને કસમ પર કસમ ખાવા લાગી. સાસુ બીબી બોલીઃ—"મૈં જો એસા બોલી હુંઉં તો મેરા લડકા મર જાવે!" ત્યારે વહુ બૂ બોલીઃ—"મેં જો વેસા બોલ બોલી હુંઉં તો મેરા ખસમ મર જાવે!" ત્યારે દીકરો ઝટ બોલી ઉઠયોઃ—"જબી તો દોનો તરફસેં મેંઇંજ મરતા હુંઉં!" સાસુ વહુના કજીયા એવાજ હોય દીકરી.

દર શોખુન બા દોસ્તાં આહેસ્તે બાશ તા ન દારદ દુશ્મને ખુન્ખાર ગુશ.
પીશે દીવાર આંચે ગૂઈ હુશદાર; તા ન બાશદ દર પશે દીવાર ગુશ.

દીલદારો આગળ બોલ બોલે તે આસ્તેથી ધીમા સાદે બોલજે દીકરી; જેથી ત્હારી લોહીની તરસી થએલી શત્રુ તે સાંભળી પણ ના શકે. દિવાલની આગળ પણ તુ જો કાંઇ બોલે તો તું હુશિયાર રહેજે; કેમકે તે દિવાલની પછવાડે પણ કોઇના કાન લાગેલા રખેને હોય! રૂપની રડે ને કરૂપની ખાય એ સિધ્ધ વાત છે. સાસરિયાંમાં કુસંપ ઘણી; માથે છે અણગમતો ધણી; પિયર વહુનું વેગળે; એ કારણ વહુ નિત રડે. રૂપવાળી હોય પરન્તુ જેને ઉપરના જેવા સંતાપો સાસરામાં હોય તેનાં દુઃખ કહેલાં કહેવાતાં નથી. પણ સાસરિયાંમાં સંપ જ ઘણી; માથે મન ગમતો ધણી; પિયર જેનું પાસે વસે; તે કારણ વહુ ખાય ને હસે. આવી વહુજ પેટ ભરીને ખાય છે.

દીકરી! સાસુ વહુ વચ્ચે ઘણે ભાગે જન્મથીજ વેર વસેલાં હોય છે. કેલીગ્યુલાની હાકમી જ્યારે શરૂ થઇ ત્યારે તેણે સર્વથી મધ્યમપણું, ઇનશાફ અને પરોપકાર વૃત્તિથી પોતાની કારકિર્દી ચાલુ કરી, પરંતુ થોડાજ વખતમાં પાપી લાલચો, પર નિંદા, અને જુઠી મોટાઇએ તેને ત્યાં જ્યારે રાજ્ય ચલાવવા માડયું, ત્યારેજ તેના નામની બદબો નિકળવા લાગી હતી. માટે જ્યાં સૂધી તું એબ વગરની નહીં બને ત્યાં સૂધી વહુઓની એબો કાઢીશ મા! સૂરજ કાંઇ છાપરે ઢાંકયો ઢંકાવાનો નથી. નવી આવેલી વહુને ત્હારાં ઘરના વિવેક મલાજા શિખતાં, ત્હારી દીકરીઓ કરતાં દશ ગણો વખત લાગશે. ગાર્ગેન્ચુઆ જેવા નવા સવા ચેલાને હોલોફર્નીસ જેવો ઉસ્તાદ પાંચ વરસ ને ત્રણ મહિને ઉંધી એ. બી. સી. બોલતાં શિખવી શકયો હતો; જ્યારે પોતાને ત્યાંનાં ૩ વર્ષનાં બાળકોને તેણેજ સીધી એ. બી. સી. બોલતાં અડધા કલાકમાં શિખવ્યું હતું. ધીરજ રાખનારી સાસુને ખુદા ત્હાઇને સહાય થાય છે. દીકરી, આ સંસારના વહેવારો ચળકતી છેતરપિંડીથી ભરેલા હોવાથી ત્હારી જાત વડેજ ખુદા તને કસોટી ઉપર ચઢાવશે. કોર્ટની કુટુંબની સ્રીઓ કહેતી કે; "આપણે જે કાંઈ આપી દીધું તેજ આપણને મળ્યું. જે કાંઇ ખરચ્યું, તે કાંઈ આપણુ નહીં હતું. અને જે આપણી સોડે હતું તેજ ગુમાઇ ગયું. અર્થાત, નીતિ અને ચઢતી સ્થિતિનો વ્યાપ્ય વ્યાપક ભાવ છે; ચાહો ઉદય સંસારનો, તો સેવો નીતિ આ દાવ છે. કદાચ ત્હારી પૂઠ પાછળ ત્હારી વહુ નિંદા ને બદગોઇ કરતી ફરે તોપણ તું તેના જેવી ના થઇશ. તું તો સામી તેની વખાણ અને તારીફ કરી તેની સાથે સલાહ તથા મુહારત કરજે. અકકલમંદ સાસુનું મગજ ગમે એવા ગુસ્સાથી ઉકળતું નથી; અને ક્રોધ ચઢે એવું વહુનું બોલવું પણ આંખ મિચામણા કરી જાણે સાંભળ્યુંજ નહીં હોય તેમ જો તું પણ કરીશ,

તો તુંજ સૌનું વ્હાલ જીતી શકીશ. મધુર વાણીથી સૌ કોઇની પ્રીતિ સંપાદન થાય; પરંતુ કઠોર વાણીથી સૌનાં અકારાં ને અપ્રીય જ થઈ પડાય છે. કોયલ કોઇને કાંઇ આપી દેતી નથી; પણ મીઠા શબ્દોથીજ માણસોનો પ્રેમ ખેંચે છે. કાગડો કાંઈ કોઈનું લઈ લેતો નથી, તો પણ કઠોરતાથી બધે બધ અપ્રીયજ થઈ પડે છે. Words and eggs must be handled with care આપણા સબ્દોને અને ઇંડાંને આપણે સંભાળથી સાચવવાંજ જોઇએ. ઉચ્ચરાઇ ગયેલા શબ્દો પાછા ખેંચી શકાતા નથી; અને છટકીને ભાંગી પડેલું બેડું પાછું સાંધી શકાતુંજ નથી.

मूकः परापवादे परदार निरीक्षणेऽप्यन्धः।
पङ्गु परधन हरणे सजयति लोक त्रये पुरुषः॥

જે કોઇ માણુસ બીજાંની નિન્દા કરવાને વખ્તે મૂગું હોય છે, જે કોઇ માણુસ પારકી સ્ત્રીને બદનજરથી જોવામાં આંધળું હોય છે, અને પારકી જીનસ લઈ લેવામાં જે માણુસ પાંગળું હોય છે, તે માણુસ ત્રણે જગતમાં ફતેહજ મેળવે છે. બસ, મીઠું બોલ ને નમ્રતા રાખ. મૃદંગના મોં પર પણ આટો સૂકયે તો તે પણ મધુર અવાજ કાઢે. એક ને એક વાતના ઠપકા કે શબ્દો ઘડી ઘડી વહુને કહ્યા કરવા નહીં. શેહબાને વાચેલ નામનું ભલું મનીખ આમ કહી ગયું છે કે; આખાં વરસ દરમ્યાન દરરોજ તે પોતે પોતાનાં ડહાપણ અને નસિયતની વાતો કર્યા કરતું, પરંતુ એક પણ વાત, કે કોઈ પણ ઠપકાની દલીલ તે ને તે પાછી કદીએ નો'તું કરતું. દીકરી! ત્હારૂં બોલવું કદાપી જીવને આનંદ ને રાહત આપે એવું મધુર હોય, અને વળી સત્ય હોઈ લોકોમાં વખાણુ વખાણુ થાય એવું પણ કાં ન હોય, તોયે જે શખુન તેં ત્હારી વહુને એકવાર કહીને ટોંણો માર્યો હોય, તેજ શખુન ફરી ફરીને તેણીને કહ્યા કરતી ના; કેમકે હલવો તો એકવાર ખાધો એટલેજ મોંઢામાં મીઠાસજ મીઠાસ ફેલાઈ જાય છે. બસ કર, વધારે હલવો ઉપરા ઉપરી ખાધાથી મીઠાસ આપતો નથી.

સુખન ગરચે દેલ બદુ શીરીન બુઅદ; સઝાવારે તસ્દીકો તેહુશીન બુઅદ.
ચું યકબાર ગુફ્તી મગુ બાઝ પસ; કે હલવા ચું યકબાર ખુરદંદો બસ.

ચંપાપૂરીથી આવેલા એક બ્રાહ્મણે પાટલીપુત્ર નામના શહેરના બિન્દુસાર (જે ચંદ્રગુપ્તનો પુત્ર થતો હતો) નામના રાજાના મહેલમાં જઇ, પોતાની સકળ ગુણ સંપન્ન સુભદ્રાંગી નામની રૂપાળી દીકરીને અર્પણ કીધી; કેમજે, કોઇ જોશીએ તે બ્રાહ્મણને કહ્યું હતું કે; ત્હારી પુત્રી ઉચ્ચ લક્ષણોવાળી છે; એ કોઈ દહાડો રાણીપદ પ્રાપ્ત કરશે, અને એને પેટનો પુત્ર આખી પૃથ્વીનો મહારાજા થશે! રાજાએ તેણીને સ્વીકારી પોતાના અંતપૂરમાં રાખી. તેણીની ખુબસુરતી જોઇને અને આ નવી રાજવધુ ઉપર રાજાનો વિશેષ પ્રેમ

લઈને, ઘરખટલાની ન્હાનીથી મોટી સૂધી સર્વ સ્ત્રીઓમાં દ્વેષ ઉત્પન્ન થયો. રાજમાતા પણ નવી આવેલી વહુ વિષે કપટભાવ અને અંતશ કરવા લાગી; અને એ બાપડી પાસે એક સાધારણ દાસી લેખે કામ કરાવવા માડયું. સુભદ્રાંગી સુશીલ હોવાથી પોતાનું મન મનાવતી કે; "સાકરે મરે તેને અફીણથી મારવાની જરૂર નથી. ગાળ આપનારી, નિંદા કરનારી, અને ઠઠ્ઠા ઉડાવનારી શોકયોને પાછી ગાળ આપવી, વળતી નિંદા કરવી, અને સામી મશ્કેરી કરવી, એ વાતોને ભલે બીજાંઓ સાચો ન્યાય માનતાં હોય, પરંતુ શાંતિ પકડીને સાસરિયાંમાં પોતાનો માર્ગ કાઢનાર વહુ એક ન્યાયાધીશ કરતાંએ અપરાધીઓને મૂગો દંડ ઉત્તમ રીતે કરી શકે છે." આ રીતે પોતાનું મન મનાવી દાસીપણું પણ મૂગે મોઢે સાસરિયાંની શોકયોને રાજી રાખી જ્યારે તેણીએ ચલાવવા માડયું, ત્યારે સાસરિયાંએ તેણીને હજામત કરવાનો હુન્નર શીખવા કહી એમ સમજાવ્યું કે, "તું જો ઉત્તમ પ્રકારે હજામત કરી જાણશે તો બિંદુસાર ત્હારા ઉપર બહુજ પ્રેમ રાખશે!" સાસરિયાંને રાજી રાખવા થકી સુભદ્રાંગીએ ઉત્તમ પ્રકારે હજામત કરવાનો હુન્નર પણ ઝટ શિખી લીધો. એક દહાડાને સમયે બધી શોકયોએ તાગડો ઘડી તેણીને કહ્યું; "રાજાજીનો હજામ માંદો પડયો છે, માટે જા! તું આજે રાજાજીની હજામત કરી આવ!" ભોળી ભાળી સુભદ્રાંગીએ આ વાત ખરીજ માનીને પોતે જઈને એવા તો ફિસબ અને એવી તો કારીગિરીથી રાજાજીની હજામત કીધી, કે રાજાજીએ ખુશ મસ્તીમાં આવી જઇ તેણીને કહ્યું; "માગ માગ; જે ત્હારી ઈચ્છા હોય તે ઇનામ માગ!" તેણીએ ધીમાશથી વિનંતિ કીધી; "હે રાજન! ઉનાળામાં સૂર્યનાં કિરણોથી તપી ગએલી ભયાનક અને આશરા વગરની મરૂભૂમિ એટલે મારવાડ જેમ અત્યંત દુઃખ આપે છે, તેમ સાસારિયાંમાં એકલી પડેલી હિણએલી સ્ત્રીને શોકયોથી ભારે સંતાપ થાય છે. નિરાધાર છું, અને દુર્જનો સાથે સમાગમ રાખવો પડતો હોવાથી દુઃખી છું, ત્યારે શું માગું?"

બિંદુસાર—શકતોના શાળા સૌ થવા નિકળે, ને અકર્મીના તો કોઈ બનેવીએ ન થાય. જેણે મોટાઈની લગામ હાથમાં લીધી તેણે તો પોતાના હાથ લોહીથી પ્રથમ ધોવાજ પડે છે. માંગ માંગ જે ચાહે તે માંગ!

સુભદ્રાંગીઃ—હે રાજન! તું જો મ્હને ત્હારી પટરાણી કરશે તો ત્હારા કાર્યમાં હું મંત્રિ તરીકે સહાય આપીશ. ઘર ખટલાના કાર્યમાં હું દાસી થઇને રહીશ. તને ભોજન કરાવતી વેળાએ ત્હારી માતાનો વગ રાખીશ. શયન વખ્તે રંભા થઈ રહીશ. ધર્મ કર્મમાં અનસુયા પેઠે વર્તીશ. અને જગતમાં નહીં દીઠેલા એવા બત્રીશ લક્ષણોના એક પૂત્રની તને ભેટ કરીશ! તમે ગમે

એવો ક્રોધ કરશો ત્યારે પૃથ્વીની પેઠે ક્ષમાવાન રહીશ. કેમકે ધીરજ ધરનારી સ્ત્રીનું મસ્તક કદી ક્રોધથી ફરી જતું નથી. જે કામ અસંભવિત હોય—

બિંદુસારઃ—દુઃખાયેલાં દિલનું રંજાયલું મનુષ્ય જ્યારે બીજા કોઈ હુન્નરમાં કે વિદ્યામાં ફાવી શકતું નથી, ત્યારેજ તે બીજાંના અવગુણો બોલીને પોતાની સ્તુતિ કરવા બેસે છે.

સુભદ્રાંગીઃ—હે રાજન! જ્યારે કોઈ સારી વાત કરતું હોય ત્યારે, તે પોતાની વાત પૂરી કરી રહે નહીં ત્યાં સૂધી, ડાહ્યા પુરૂષે વચ્ચમાં બોલી નહીં ઉઠતાં, મૂગાં રહી સાંભળ્યા કરવું જોઈએ. નાત ન હોય ત્યાં નાતની રીત શેંની? ચૌરે બેસીને બોલે તે ચાડિયેણુ શેંની? કરોડની સંખ્યા આગળ એકડો શી ગણત્રીમાં? પરમેશ્વરની આગળ પાખંડ શી ગણત્રીમાં? સાચાંનો બેલી ઈશ્વર છે, પણ ઘણાં નાગાંમાં વસતું વસ્ત્રવાળું માણસ મૂર્ખજ ગણાય. ઘણા દારૂડિયામાં વસતો નિર્વ્યસની મનુષ્ય પતિત ગણાય છે; તો પણ સાસુ સાચી, શોકયો સાચી, કે વહુ સાચી તે અંતેજ તરી નિકળશે. નાગાંની સાથે રહેવું પડે તો વસ્ત્રને ઉંચાંજ મૂકવાં પડે; પણ સચ્ચાઈ તો આકાશ ઉપરથી ઉતરીજ આવશે!"

ચતુર સુભદ્રાંગીના શરીરની ઉત્તમ શોભા હતી, અને તેમાં વળી આવી તેણીની સરસ્વતી જોઈને રાજાને પ્રેમના તીર છાતીમાં લાગ્યા; મોહનાં બાણો હૃદયમાં પેઠાં; અને જેમ અગ્નિથી ઘી પિગળી જાય, તથા લોહચુંબકથી જેમ લોહું ખેંચાય, તેમ રાજાએ તેણીના તરફ ખેંચાઈને માતાની કે બીજી રાણીઓની દરકાર વગર સુભદ્રાંગી દાસીને પટરાણી બનાવી દીધી! આ પટરાણીને પેટે અશોક જેવા આખી પૃથ્વીમાં પંકાએલા મહાન પુરૂષનો જન્મ થયો. પુત્રનું મોહું જોઈને સુભદ્રાંગીના બધા "શોક" (ગમ, દુઃખ) દૂર થયા, તેમજ બધી "શોકો"થી મુકત થવાથી, પુત્રનું નામ અ+શોક એટલે "શોક" (ગમગીની) વગરનો તેમજ અ+શોક એટલે "શોક" (ધણીની રાખેલી બીજી બાયડી) વગરનીનો, એવું નામ આપ્યું. હવે વળી અશોક કરૂપો અને બદસુરત હોવાથી, તે વાતનો લાભ લઈ, વળી સાસરિયાંએ ભંભેરણી કીધાથી રાજા તે પુત્રને પ્રેમથી જોતો નહીં. તેમજ આ પુત્ર નઠારા સ્વભાવનો હોવાથી સાસરાંવાળાંઓએ તેનું અભાવથી ચંડ એવું તોછડું નામ પાડયું. છેવટે માયથી જૂદો પાડી તેને પિંગલ વત્સ નામના જોષીને અર્પણ કરાવી દેવામાં સાસુ તેમજ બધી અદેખી શોકયો ફતેહ પામી.

## આબખો ૪૧મો.

### હસ્યાનું ખસ્યું, ને સાસુએ શત્રુ ઘસ્યું.

ગાયમાયઃ—"હેં બાવાજી! ત્યારે શું હરામી સાસુજ ફાવે? શું અદેખી શોકયોનુંજ સંસારમાં ચઢી વાગવાનું થાય! સત્યનો ને રાંક વહુનો કોઈ બેલીજ નહીં?"

હે દીકરી! જે સુખ પહેલાં ઝેર જેવું કડવું લાગે છે, તે સુખ છેવટે અમૃત જેવું મિઠું લાગે, અને તેજ **સાત્વિક** સુખ કહેવાય છે. અને જે સુખ પ્રથમ અમૃત જેવું મધુરૂં લાગે, પરંતુ છેવટ ભાગે ઝેર જેવું કટ્ટુ લાગે તે **રાજસ** સુખ કહેવાય. જે સુખ પહેલાં તેમજ છેલ્લાં આત્માને માયામાં નાંખે તે સુખ **તામસ** કહેવાય. યાદ રાખજે બેટી,

"ઝે બી દાદીઓ પાદશાહે જેહાં; હમે નીકુઈહા શવદ દર નેહાં.
ન ઝાયદ બ હિંગામ દર દસ્ત ગૂર; શવદ બચ્ચેઈ બાઝરા દીદેહ કૂર.
બે પરૂદ ઝે પેસ્તાંને નખ્ચીર શીર; શવદ આબ દર ચશમએ ખીશ કીર.
શવદ દર જેહાં ચશમએ આબ ખુશ્ક; ન દારદ બ નાફેહ દરૂં બુયે મુશ્ક.
ઝે કઝ્ઝી ગુરીઝાં શવદ રાસ્તી; પેદીદ આયદ અઝ હર સુય કાસ્તી."

જે હાકમીના દોર ચલાવનારાંઓ અન્યાઈ અને બેદાદ સત્તા ચલાવે છે, તેમને ત્યાંથી તમામ સુખ શાંતિ નષ્ટ થાય છે. ગરોદર થયલાં વનમાંના જુલમગાર ગોરખરો, જેઓ બીજાંને દુઃખ દેનારાં છે, તે વટીક પૂરે દહાડેનાં થએલાં છતાં, બચ્ચાં જણી શકતાં નથી; અને બાઝ પક્ષી અદેખું આંધળું હોવાથી તેનાં બચ્ચાં પણ આંધળાંજ જન્મે છે; અને નિર્દોષ પક્ષીઓનો ભક્ષ કરનારાં તમામ પાજી મુજી શિકારી જાનવરોનાં આંચળમાંનું દુધ પણ સુકાઈને ઉડીજ જાય છે. જુલમગાર અને દુઃખનાં દેનારાંઓનાં કર્તુકોએ કરીને વહેતા સુંદર ઝરાઓનાં પાણી પણ સુકાઇ જાય છે. બેદાદ લોકોના અમલમાં કસ્તુરીમૃગની છાતીમાં બંધાયલા, કસ્તુરીના નાફામાંથી સુગંધ પણ ઉડી જાય છે. જ્યારે અસત્ય વડે સત્યનો નાશ થવા માંડે છે ત્યારે ઘરમાં શું, કે રાજ્યમાં શું, માણુસોની વસ્તી પણ કમી થઇ જાય છે. બેટી! અંત્તે તો જાલમ જોર આસરિયાં ઉંધાંજ પડયાં, અને **અશોક** પોતાના બાપની રાજયગાદી પણ મેળવવા પામ્યો; સુભદ્રાંગી રાજમાતા પણ થવા પામી, અને બધી શોકયોને દેશપાર પણ થવું પડયું. માટે એટલું યાદ રાખવું કે, સુભદ્રાંગીને સાસરાંમાં દાસીનું કામ સોંપવામાં આવ્યું તો તે પણ ઉલટથી બજાવ્યું, અને હજામડીનું કામ સોંપવામાં આવતાં તે પણ બરાબર બજાવ્યાથીજ તેનો જેમ દહાડો ફરી ગયો, તેમ જે કોઇ વહુ કામગરી હોય છે તેને છેવટે પણ પ્રભુ સહાયજ થાય છે; ને

આળસુ વહુ સાસરે ઘણા હડસેલા ને ધકેલા ખાય છે. કામગરૂં માણસ સાસરે શું કે મહિરે શું, દરેકનું વ્હાલુંજ થઇ પડે છે. સાસરેના કામમાં આળસ ન કરતાં, ત્યાં જે રૂઢીએ કામ લેવાતું હોય તે રૂઢી જાણી લઈ સાસરાંની માહિતી મેળવી લેવી અને વહુએ તો કામ—ચોર નજ થવું. જેણે કામ કર્યું તેણેજ કામણ કર્યું, એમ કહેવાય. સાસરે તો કામનો ઇતરાટ ન જ કરવો. ભારો વેચતાં ભવ ગયો હોય, ને રાયકાવાડો દેખ્યો નથી, એવું ના કર્યે. ન્યુ હેમ્પશાયરની ન્હાના ગુન્હેગારોની શાળામાં એક આળસુ છોકરાને રાખવામાં આવ્યો હતો; તે એટલો તો આળસુ હતો કે, સંઘાડિયાનું કામ કરવાનું સોંપવામાં આવતાં કામ-ચોરીને લીધે તેણે પોતાનો અંગુઠોજ કાપી નાખ્યો, કે ફરીથી કોઇ કાંઇ કામ સોંપેજ નહીં! કામનો તે એટલો તો ચોર હતો કે, પાછળથી પોતાનો હાથ પણ કાપી નાંખવા તે તય્યાર થયો હતો! છેવટે તે હિણાયો ને ભૂખે ભૂખે રવડી રઝળીને મૂઓ. જે વહુ કામગરી છે તેને તેની સાસુ, કામમાં મદદ પણ ઘણી લાગે છે. સાસુ, વહુ, અને દેરાણી જેઠાણીઓ સાથે મળીને જે કામ કરે છે તેમાં આનંદ પણ રહે છે; અને ભૂલ ચૂકનો દોષ પણ એકને શીર લાગતો નથી. સાત પાંચ મીલ કર્યે કાજ; હારે જીતે નહી આવે લાજ. તેજ વહુ સાસુની માનીતી થઇ પડે છે, જેની ધારણા, વિચાર અને કામો સાસરિયામાં સઘળાંઓનું ભલુંજ કરવા માટે હોય છે. જે ઘરમાં સાસુને દિવસે ઉંઘ કાઢતી જૂઓ, અને સૂર્યોદય થઇ ગયા છતાં જેણી પથારીમાંથી ઉઠતીજ નથી, તેની વહુઓ નિષ્ઠુર ને બેરડી થઇ પડે છે.

એક સાસુએ પોતાની વહુને સવારના પહોરમાં જુવાર દળવાને કહ્યું; ત્યારે વહુ બોલીઃ—"તમારી દીકરી અને બીજી વહુઓ ઘરમાં છે તો ખરી; એકલી મ્હનેજ કાં વૈત્રાંમાં નાખો છો!" ઘણા ગુલામે ઘર ઉજ્જડ; તેમ વહુ કે દીકરી કોઇએ જુવાર દળી નહીં. સાસુ બોલીઃ—"જો વહુ! તું દળણું જો નહીં દળશે, તો હું ત્હને ને ત્હારા ધણી દીકરાને શ્રાપ દઇશ!" વહુ કહેઃ— "સતી શ્રાપ દે નહીં, તે સંખણીના શ્રાપ લાગે નહીં. જો પ્રભુ તમારી એવી પ્રાર્થના સમજતાજ હોત તો તમે લોટ દળાવવા મ્હારી સોડે આવતજ નહીં, અને પ્રભુનેજ લોટ દળી જવા સારૂ પણ તમે પ્રાર્થના કરી હોત!" સાસુ ચિચવાઇને બોલીઃ—"જો તો ખરી, આજે આખા ઘરને કાચી જુવારજ ફકારૂં છું કેની!" બપોરે જમવાનો વખત થયો ત્યારે સાસુએ થાળીઓમાં કાચી જુવાર પિરસીને સૌને ખાવા આપી; અને સાસુ પોતે પણ બચર બચર જુવાર ચાવવા લાગી! એટલામાં એક ભિખારી રોટલો માંગતો માંગતો બારણે આવ્યો, એટલે ભડકણ ભરાયેલી સાસુએ તબકડાથી ભિક્ષુકને કહ્યુંઃ—"જા, જા, મ્હારે ત્યાંથી આખે હાડકેની વહુઓનો પગ જાય ત્યારે આવજે; હમણાં તો રોટલો

કાંઈ ઘરમાં નથી. જાતો હોય તો ચાલ્યો જા; નહીં તો ચલો મૂહેલું ગરમ ખખડેલું પાણી લાવીને ત્હારા દિલ પર પણ રેડીશ, અને વહુના અંગ પર પણ ઘોળીશ !" એટલે પેલી આળસુ વહુ બહાર આવીને ભિખારીને કહેવા લાગી:–"જા, ભાઈ ચાલ્યોજ જા ! મ્હારી સાસુ એકજ બોલની છે; જે કાંઈ બોલે છે તેજ પાલે છે, જેનો કડવો અનુભવ આજે અમને સર્વને મળ્યો છે ! મ્હારી સાસુડી જો બોલ્યો બોલ પાળે નહીં તો ભૂતડીજ થાય !"

દુનાં ચું ગેલીમે ખીશ બીરૂન બુરદંદ;
ગુયંદ; "ચે ગમ ગર હમે આલમ મુરદંદ !"

પાજી મનીખ પોતાનોજ સ્વાર્થ સાધીને, ઘરમાં જ્યારે આગ લાગે ત્યારે માત્ર પોતાની કામળને બચાવી લઈને ઘરમાંથી બહાર નિકળી પડે અને ખુશીથી બોલે કે, "હવે આખી દુનિયાં બળીને મરી જાય તો મ્હને શો સુજાકો છે !" જો એક સાસુ પોતાની વહુઓને સારૂ માતા સમાન ભલી નિવડવાની ઈચ્છા કરે તો તે ભલી સાસુ પોતાની મેળે થઈ શકે; પરન્તુ ઘડીભરનો કીનો રાખીને પળ ભરની ફ-તેહ મેળવવા ચ્હાશે નો તેણીને પસ્તાવો પણ પળવારમાંજ કરવો પડશે. વહુસે નફ્ટાઈ અને શોખાઈ શેખાઈ કરી સારૂં સારૂં પોતે ખાય પીએ, પહેરે ઓઢે, અને વહુને કહેશે કે; "થોડું રાંધ ને મ્હને પિરસ, ને તું ભૂખી રહે તો મ્હારા સમ !" તે સાસુની મોટાઈ ઝાઝી વાર નભતીજ નથી. :દીકરી ! સાસુ લેખે રાત દિવસનાં ત્હારાં વિમાસણો મોટાઈ અને શેઠાઈ કરવાનાંજ હશે, અને જ્યારે ત્હારૂં અંતઃકરણ શેતાનના જેવું કાળું કાળુંજ રહેશે, ત્યારે તો તું સંસારમાં શું, કે આખી જગતમાં શું, બધે બધ કડવાશનાજ બીજ રોપવાની; અને ઘડપણ વખ્તે જે ખમ્યાજા તને ખેંચવા પડવાના છે તે આફતોથી, અને કળજુગના સપાટા ઝપાટાથી ત્હારે હમેશાં ધાસ્તીભર્યાં રહેવું પડવાનુંજ.

હમે શએ તુ બરતરી જુસ્તનસ્ત; નેહાને તુ ચું ઝંગે અહેરેમનસ્ત.
બ ગેતી હમે તોખ્મે ઝફ્તી મકાર; બે તર્સ અઝ ગઝન્દો બદ રૂઝગાર.

હરામી અને મિજાજી સાસુના જાપતામાં વસવા કરતાં એક રાંક વહુ દોઝખને વધારે પસંદ કરે છે. પણ વળી જો દીકરાની માતા સાવકી હોય તો "સાવકી–સાસુ" ના દો–તરફી જુલ્મો ખમતી વહુના હાલ તો વધુ અને વધુજ ભૂંડા થાય છે. બ્લુમનબેંકે દ્રષ્ટાંત આપ્યું છે કે; સાવકી માતાના જુલમે, હેમેનનો "જંગલી છોકરો" પોતાને પડતાં દુઃખો કરતાં સાવકી–સાસુ તરફથી સાવકી–વહુને પડતાં દુઃખો જોઈને એવો તો ગાંડા જેવો થઈ ગયો હતો કે, અગ્નિમાં શું કે પાણીમાં શું, જ્યાં ગમે ત્યાં નંખાવી દેવાને પણ તે ડરતો નો'તો. પછી તો એ સાવકી–માતા તથા સાવકી–સાસુથી ત્રાસ પામેલું જોડું જંગલે જંગલ ભટકવા લાગ્યું. દુઃખી હાલતમાં ૭૩ વરસ કાઢી ઈ. સ. ૧૭૮૫

માં "પીટર ધી વાઈલ્ડ બોય"ના ઉપનામથી તે બર્ખેમ્પસ્ટેડ આગળ મૂઓ ત્યારેજ છુટો, પણ વહુનું તો જીવતરજ બળ્યું. એવી સાસુના કાબજામાં સપડાયલી વહુના હાલ બહુજ માઠા થાય છે. એક વાર પોપટીએ પોતાની સાથે પાંજરાંમાં પૂરવામાં આવેલી એક કાગડીને કહ્યું કેઃ-

"અલસબાહ બ રૂએ તુ હરકે બરખીઝદ;
સબાહ રૂઝે સલામત બરૂ મસા બાશદ.
બદ અખ્તરી ચુ તુ દર સોહબતે તુ બાયેસ્તી;
વલે ચનાં કે તુઈ દર જેહાં કુજા બાશદ?"

"હે કાળે મોઢેની! પ્રભાતમાં જે કોઇ ત્હારૂં નેહેસ્ત અવર મોઢું જૂએ, તેની તો સહવાર પણ તેના મનથી દુઃખી સાંજ જેવીજ થઈ પડે છે. ત્હારા જેવી બદબખ્ત અને ભુંડા સેતારાની સાથીજ ત્હારી સોબતમાં તો જોઈતી હતી. પરંતુ જેવી તું કાળે મોઢેની છે તેવી બીજી કોઇ આખી પૃથ્વીમાં તને મળેજ કયાંથી?"

## ચાબખો ૪૨મો.

### સંસાર સુખની સમાપ્ત.

દીકરી ગાયમાય! આ ગર્વિષ્ટ પોપટીના જેવાં તુંડાઇ ભરેલાં અને નસંબંધાં એવાં ઘણાં કુટુંબો હોય છે, જેઓને પોત પોતામાંજ સોહવાઈ રહેલું હોય છે, અને ઘરમાં કોઈ નવું માણસ-ખાસ કરીને નવી વહુ-આવ્યું, કે તેઓનો જુનો માળોજ જાણે ચુંથાઇ ગયો હોય નહીં શું, તેવું તેમને ભારે ભારે લાગે છે, અને ગમતું કે સોહવાતુંજ નથી; અને જાણે કે તે નવી વહુ કયારે પાછી પિયરમાં જાય તેની રાહ જૂએ છે. હવે પેલી કાગડી બોલી ઉઠીઃ-"અરેરે! મ્હારા ભાઈબંધ કાગડાઓ સાથે સુંદર બાગોની દિવાલો ઉપર ધીમી લટક ઠુંમક ચાલે હું કેવી મજાથી કુદકા મારતી હતી, તે હું ત્હારા જેવી આ ગર્વિષ્ટ, તુંડ મિજાજી, અને નસંબંધી સાથીની સોબતમાં કયાં આવી પડી!" ચરત કુટણી ચૌટે જાય, ને વગર પૈસાનું શાક ખાય, તેવી તું પોપટીના ખાધામાં મ્હારો ભાગ પડેલો ત્હારાથી હવે દેખી કેમ શકાય? જે ચિડિયા સ્વભાવનું પ્રાણી એકલું અટુલું વસી ગયું હોય તે સામેવાળાં કરતાં પોતાની જાતનેજ વધુ હેરાન કરે છે. જે કૃપણ પ્રાણી હોય તે છતે પૈસે ભૂખું પોતે પણ મરે છે ને બીજાને પણ ભૂખું મારે છે. લોભી, એકલપેટાં, અને ખાધરાં પ્રાણીઓને સ્વાદિષ્ટ પકવાનો પણ બીજાને ભાગ પાડીને ખાતાં જોઈ દુઃખજ થાય છે. હે પોપટી! તું કાગડી સરજાઈ નથી તેની અદેખાઈ

નહીં કર! પુઇજીને મૂછો હોત તો કાકાજી ન કહેવાત? આળસુ અને અદેખાં અભણુ પ્રાણીઓ જગતનાં સુખો ભોગવવાને ભાગ્યશાળી તે કયાંથી થાય! કુંભારડી સૌના પગ ધૂવે, ને પોતે ખડયા પગેજ સૂવે. કઠણુ દિલનાં એકલપેટાં પ્રાણીઓ સગાં સ્નેહીઓના સુખના લ્હાવા લઇ શકતાંજ નથી.

પારસારા બસ ઈં કદ્ર જીન્દાન;
કે બુઅદ દર તવીલએ રેનદાન.

પહરેગાર ભલાં માણુસને તો એટલુંજ કેદખાનું દોઝખ જેવું પૂરતું છે, કે તે બાપડાંને તો માત્ર છાકટાં લોકોની સોબતમાંજ પૂરી દેવું. હે પ્રભુ! મેં એવો તે શું ગુન્હો કીધો, કે આ પોપટી જેવાં મૂર્ખ, મગરૂર, મિજાજી અને હિણું પ્રાણીની સંગતની બલામાં તેં મ્હને નાંખી! એક સાસુડી દિવસે પોતાની વહુઓ ઉપર જુલમ ગુજારતી અને રાતે છાકટી થઇને નાચતી હતી; અને સાથે વળી વહુને પણુ નચાવતી હતી. રોજના આ કંટાળાથી નાચાર થઇને એક રાતે વહુ પણુ છાકટી થઇને સાસુને બડફાટવા લાગી અને બોલી: "સાસુરી રે સાસુરી! ભાગું ત્હારી પાંસુરી; ખાંઉ ત્હારો ખીચડો, ધીચું ત્હારો ધીચડો ને લઉં ત્હારો દીચડો!" બીજી સહવારે જ્યારે કેફ ઉતરી ત્યારે વહુને સાસુ પટાવવા લાગી:-"વહુજી! રાતની વાત કોઇને કહેતી ના હો!" વહુ પૂછે; "કેમ સાસુજી; સબબ શો છે?" સાસુ કહે; "જોને વહુમાય! આપણુને બે બાજુનું દુ:ખ થશે. એક તો લોકો મશકેરી કરશે, ને ફરી કોઈ તને વહુ પણુ નહીં કરશે, અને બીજી કોઇ નવી વહુ મ્હને સાસુ પણુ નહીં કરશે!" પછી પેલી કાગડી બોલી:—

"કસ ન આયદ બ પાએ દીવારી;
કે બરાં સુરતત નેગાર કુનન્દ.
ગર તોરા દર બેહેસ્ત બાશદ જાય;
દીગરાં દુઝખ એખત્યાર કુનન્દ."

એક બગીચાની દિવાલ ઉપર જો ત્હારા જેવી કમજાતનો ચહેરો અને ત્હારી મિજાજી પાજી સુરત ચિતારી હોય તો તે દિવાલ આગળ થઇને કોઈ પણુ આદમી જાવ આવ કરવાનું નથી. અગર જો તને સ્વર્ગમાં પણુ જગ્યા કાં ન મળી હોય, તોપણુ બીજાંઓ હજી નરકમાં પડવાને કબુલ થશે, મગર ત્હારી સાથે સ્વર્ગમાં રહેવાનું પણુ પસંદ નહીં કરશે.

પીંજરેમેં પોપટ પટાપટ બોલ, મેનાને ઠકના દીયા હય ખોલ.
દાનાપાણી દોનું નહીં તો, કયું કરતી કલોલ ?—પીંજરેમેં.
મેના આઈ ટોંચ મારી, ગમાઇ દો હીરે અનમોલ—પીંજરેમેં.
પીંજરાં અવ્વલ સુઆ નહી, અબ કયું કરતી દીલ હોલ ?-પીંજરેમેં.
રચના એ કાસમ એસી બનાઇ, એ બનાવટકો કીજે તોલ-પીંજરેમેં.

દીકરી ! આ પીંજરૂં તે સાસરૂં ઘર સમજજે; પોપટી તે સાસુ સમજજે, અને કાગડી તે વહુ સમજીને આ દ્રષ્ટાંતનો મર્મ શિખી લેજે. દારૂ પીનારાઓમાં વસનારે દારૂ પીવો પડે છે; અને અજ્ઞાનીઓ સાથે વસતાં, ગામ મળતાં ગાંડાં પણ થવું પડે છે. સાધુ સાથે સાધુ શોભે, ને સંસારી સાથે સંસારી શોભે. સાસુના આચાર વિચારને મળતી જે વહુએ હશે તોજ ઘડીવાર પણ ઘરમાં ટકાશે, નહીં તર બન્નેને વિટંબણામાં વિંટળાવું પડશેજ. સુધરેલી અને ફેશનેબલ વર્ગની વહુને દેખી, જુના વિચાર આચારવાળી સાસુને પહાડ જેવડું સો મોટું અને ભયાનક લાગે છે, અને દુન્યા જાણે આજેજ ઉથલપાથલ થએલી જણાય છે.

"વિચિત્ર જમાનો સુધારાનો આવ્યો, રે ! વિચિત્ર જમાનો.
ઘર વંઠયું ભગતાણું પેઠયું,
કૂવો વંઠયો કબુતર પેઠયું;
ખેતર વંઠયું હરાયું પેઠયું,
દેશ વંઠયો, ઘરમાં 'ગોડ ધેમ' પેઠયું રે !-વિચિત્ર જમાનો."

દીકરી ! "આગલા જમાનાની સાસુઓ પણ ગઈ, ને વહુઓ પણ ગઈ !" આમ તું કહે છે ખરી, પરન્તુ એવું તો દર જમાને બોલાતુંજ આવ્યું છે, તેનો કાંઈ મુજાકો નહીં. **એકીલીસ** જેવા બહાદુર લડવૈયાને, મહાભારત કામો કરવા છતાં બુઢ્ઢો **એગેમેમ્નોન** કહેતો કે; "અમારા વખતના આગલા લડવૈયા તો ચાલ્યા ગયા, ને આજે તો ત્હારા જેવી હિચકારી લોંકડીઓ લડતી રહી ગઈ છે !" તેમજ ૭૫૦ વરસ ઉપરના શાયરો બળાપો કરી ગયા છે કે; નચુશન્દે રફ્તો શરાયન્દે ખોફ્ત=શાયરો અને નવીસંદાઓ પણ ચાલ્યા ગયા, ને લેખકો તથા કવિઓના ગોષીંદાઓ પણ ઉંઘી ગયા ! એવાં મન ઉતારો કરાવનારાં બોલ્યાંનો તું કાંઈ અંદેશો કરતી ના. દીકરી હવે ઘણું થયું. હવે સંસાર સુખની વાતો હું પૂરી કરૂં છું. સંસાર સુધારાના સબકો સમાપ્ત કરતાં છેવટના શબ્દો કહું છું કેઃ—

ચુ ખાહીદ કીઝદ બુઅદ યાર તાન; કુનદ રૌશન ઇં તીરેહ બાઝાર તાન.
કમ આઝાર બાશીદો હમ કમ ઝિયાન; બદીરા મ બન્દીદ હરગીઝ મિયાન.

ત્હારાં સંસાર સુખમાં ખુદાતાલા ત્હારો મદદગાર રહે એવું જો તું ઇચ્છતી હોય તો ત્હારૂં સુસ્ત પડીને સ્મશાન થઈ પડેલું બજાર વ્હેલી વ્હેલી પ્રકાશિત કરવા લાગી જા ! તું ત્હારી વહુઓને ત્હારાથી દેવાતું દુઃખ કમી કર ! તું તેમનું નુકશાન કરવા કે અવળું કરવા સારૂ ત્હારી કમ્મર ના કસીશ. ત્હારે ત્હારી શત્રુ થઇ લાગેલી વહુને હવે તો દોસ્ત બનાવી દેવી જોઇએ. અગ્નિમાંથી કાંઈ ઠંડી હવાની લ્હેરકી નિકળવાની નથીજ. તું તેણીની સાથે ગમે એવાં સલુક રાખી માયા મોહુબ્બત બતાવીશ, તોપણુ જો તે દુશમન થઇ લાગી હશે તો દુશમની શિવાય તેનાથી બીજું કશું પણુ થવાનું નથી.

કે દુશમન હમી દુરસ્ત બાયસ્ત કર્દ; અઝ આતશ કુજા બર દમદ બાંદે શર્દ !

ઝે દુશમન ન આયદ બજુઝ દુશમની; બ ફરજામ હરચંદ નેકી કુની.

"નિર્ગુણુ પર પણુ સાધુ જન, દયા બતાવે તોય;
શશિ કદિ તેજ ન ખેંચી લે, ચાંડાળનું ઘર તોય."

દીકરી ! છેવટના આશિષો દઇને એટલુંજ ગુરૂ-વચન ત્હને આપું છું કે; "શબ્દને વળગતી ના. બોલને વળગી રહેતી ના. ઘરમાં શું કે જગતમાં શું, કોઇના પણુ પ્રત્યે ધિકકારની નજરે જોતી ના. ત્હારા જીવનની મધુરતા અને સંસારનો આનંદ નો દુઃખી, દિન, અને જગતથી તજાએલાંઓની બરદાસ્ત કરવાથીજ પ્રાપ્ત થશે. સૌ સાથે પ્રેમ કર્યો ત્યારેજ કહેવાય, કે બે મટીને એક થવાય. જ્યારે બેઉ વચ્ચેની ભિન્નતા દૂર થશે, ત્યારે ખુદાતાલા હમેશાં કલ્યાણુ કરી તને અને ત્હારાં વ્હાલાંઓને સુખી સુખ્યારાંજ રાખશે. પ્રભુ હવે તને શાંતિ આપો !

તથાસ્તુ !



## "મા-બાપની સેવા"—માટે અભિપ્રાય.

"બાળકોને હલકી જાતની સ્ત્રીઓનું દુધ પાવાથી તે દુધની અસર કેવી રહી જાય છે, તે દર્શાવનારી રજપુત સરદારની વાર્તા, આયાઓ તથા બારવીઓના દુધ ઉપર બાળકોને ઉછેરનારી માતાઓ માટે મનન કરવા જોગ થઇ પડશે. બાયડીની શીખવણીથી બુઢ્ઢા પીતાને ઘરમાંથી હાંકી કહાડનારા દીકરાની કહાણી પણુ રસીલી અને ચાનક આપનારી છે. ટુંકમાં આખું પુસ્તક રસીલી ઇબારતમાં લખાયલી કીમતી નસીહતોથી ભરપુર છે. દરેક કુટુંબમાં અને દરેક લાયબ્રેરીમાં તેની નકલો રહેવી જોઇએ."

(જામે જમશેદ)

—◆:-:◆—

## "સલુકની માતા"—માટે અભિપ્રાય.

"આ કેતાબ એક સ્ત્રીને સાચી સ્ત્રી, એક માતાને સલુકની માતા, અને એક બચ્ચાંને બળવંત મોટું કરવાને સાચો હુન્નર દેખાડે છે, અને તેનાં ભલાં ભવિષ્યનો રૂડો માર્ગ બતાવે છે." (હોંગ સોંગ.)

---

"આ પુસ્તકના નામમાંજ હું તો કહું છું કે દુનિયા સમાઇ ગઈ છે. ૯૬થા ૧૦૦ સુધીના સફાઓ દરેક જવાન માતાઓએ ઘણાં ધ્યાનથી વાંચવા ઘટે છે. એક માતા થનારીને જે ૬૦ સોનેરી શીખામણો દેવાઇ છે તે ગ્રહણ કરવા યોગ્યજ છે."

(હિન્દી પ્રાશીક.)

"એની કીંમત રૂ૦ ૧॥ અને પાકાં પુઠાની રૂ૦ ૨ છે, આ કીંમત ખરી રીતે તો આ સમયમાં લગભગ અરધીજ કહેવાય." (જ્ઞાન વર્ધક)

"નામ પ્રમાણે એ પુસ્તક, ભવિષ્યમાં થનારી માતા માટે એક અતિ ઉતમ ઝવાહીર સમાન લેખાશે." દીલે-આરામ.

---

"ગાયમાય નામની માતાની તેહમીના નામની દીકરીનું જુવાન જોત મોત નીપજયું છે તે વખતે એક માતાએ કેવી ધીરજ, કેવી સબુરી અને કઇ જાતની હીંમત રાખવી જોઇએ તે મગજમાં સેહલાઇથી ઉતરી જાય એવાં સુંદર વચનોથી ૧૫મું પ્રકરણ રોકેલું છે. જેમાં મેસીડોનના રાજા ફીલીપની દરબારનો એક દાખલો આપ્યો છે, તેથીજ આખી બાબત તુરત સમજણમાં ઉતરી જાય છે. એજ મુજબ બચ્ચાંને પરણાવવા અદરાવવાની માતાની જે છેલ્લામાં છેલ્લી ફરજો સમજાવી છે તે પારસી સંસારમાં બનતા રોજના અસુખી લગ્નો, ને હાય નીસાસા નાંખતાં ધણીધણીયાંણીનાં જોડાંઓનો ખરેખરો ચીતાર રજુ કરી આ પ્રકરણ ઘણીજ સરસ ઢબે લખેલું છે.

ટુંકમાં આ ચોપડીની સહરાઘાત નહીં કરતાં તે એકવાર દોઢ રૂપીઆની કીંમતે ખરીદ કરી વાંચવા વગર ખ્યાલ આવશે નહીં. વાંચીને પોતાના ઘરમાં રાખવાની પણ જરૂર છે." (જામે જમશેદ)

---

"વળી ૪૫૦ પાનાની આ ચોપડીની કપડાંમાં સુંદર પુઠાંની કીંમત ફક્ત રૂ૦ ૨ બે રાખેલી છે. અને મધ્યમ ગુંજાસનાઓ માટે સાદાં પુઠાંની કીંમત રૂ૦ ૧-૮-૦ દોઢ રાખી છે. હમણાની છપામણીની મોંઘવારીમાં આટલી સસતી કીંમત રાખવાનું કારણ અર્પણ કરાવનાર તરફની મદદનુંજ હોય શકે. અમારા દરેક વાંચનારાંઓને-કોમ પર કોમના નરનારીઓને એ ચોપડી ખાસ વાંચવાની હમે પુર ખાત્રીથી ભલામણ કરીએ છીએ અને અમો એટલુંજ ઉમેરી શકીએ છીએ કે તેઓએ ખરચેલા રૂ૦ ૨ તેઓને સંસારમાં જે અણહદ સુખ લાવી આપશે તે જોતાં કુચ ગિસાતમાં નથી. મી૦ દેસાઇનું કામ અમારા વાંચકોથી અજાણ્યું નહિ હોવાથી આ પુસ્તક માટે વધારે સીફારસ કરવાનું અમારા માટે રહેતુંજ નથી."

(પારસી સંસાર.)

---

"પોતાના બોધપાઠો સમજાવતાં દરેક જગે કંઇ કંઇ લાગુ પડતી વર્તાઓ પણ આપવામાં આવી છે. દાખલા તરીકે માય પોતેજ પોતાનો ધરમ પાળતી નથી તો તેની અસર દીકરાંઓ ઉપર કેવી ગંભીર થાય છે, તે વીશે ગંગાબાઇ અને તેના બચ્ચાંઓ વચ્ચે પડેલી તકરારની વાર્તા તુરતજ ઉપદેશનો હેતુ સમજણમાં ઉતારી દે છે. જુના પાટલા પીંજન નહીં કરતાં તદનજ નવી બાબતો મુકવાથી કોઇને પણ આવી ચોપડીઓ વાંચવાનું મન થયા વગર નહીં રહેશે. સાસરામાં અને પીયરમાં એક માતા કેવી રીતે વરતે તો તેનાં બચ્ચાં પણ બધાંનો પ્યાર ખેંચી શકે, તેની રીતભાતો સુંદર સ્ટાઇલમાં કર્તાએ રજુ કરેલી છે. છેલ્લાં ચાર પ્રકરણો ઘણા ખેંચાણકારક ઘડી કાઢવામાં આવ્યાં છે. ગ્રંથકારના શબ્દોમાં કહીએ તો, "સ્ત્રી છોકરાં જણે એ તો કુદ્રતનો હુન્નર છે. સ્ત્રી છે તે બચ્ચા નહીં જણે તો બીજું શું જણે? પરંતુ બચ્ચાં જણવા માત્રથીજ સલુકની માતાનું મહા પદ તેણીને પ્રાપ્ત થતું નથી; પરન્તુ જગતના સ્થંભો, જે તેણીના દીકરા દીકરી, તેમના પાયા મજબુત બનાવવાથીજ, નામ લેતાં મોઢું ભરાઈ જાય એવુ માયજીનું ઉચ્ચ પદ પ્રાપ્ત થાય."

(સાંજ વર્તમાન.)

---

"માતાનું પોતાનું દુધ બચ્ચાંઓને ધવાડવાથી કેવા કેવા ફાયદા થાય છે, અને આયા દાયાના દુધ ધવાડવાથી બચ્ચાં કેવાં રોગી પેદા પડે છે તેના ઈતીહાસીક પુરાવા સાયન્સની નજરે નોંધાએલા ઘણા બંધ બેસતા આપવામાં આવેલા છે. કોઇપણ બાબતો, કોઇ પણ પેરેગ્રાફ ઉમદા કહેવત કે મોઢે રાખવાજોગ કવેત વગરનો ખાલી જણાતો નથી. અને ટુંકાં વાકયોની રચનાથી વાંચતા જરા પણ શ્રમ પડતો નથી."

(પ્રજા મિત્ર અને પારસી.)

## "સાદી જીંદગીની શોક"—ફેશનની ફિસિયારી માટે અભિપ્રાય.

"મી૦ દેશાઇનાં બીજાં પુસ્તકોની માફક આ વાર્તા અનેક ટુચકાઓ, સંખ્યાબંધ નીતિબોધક દાખલાઓ, શાયરો અને ફીલસુફોનાં અસરકારક વચનો વગેરેથી ભરપુર છે. મી૦ સોરાબજીનાં બીજાં પુસ્તકોની માફક આ પુસ્તક પણ પારસી સંસારમાં ઉધરતાં બાળકોના હાથમાં મુકવા લાયક છે, અને તેની છપાઇ અને બાઇન્ડીંગ સારી હોવાથી તે ભેટ અને ઇનામોને લાયક અમે પારીએ છીએ. પારસી સંસારને આ ધોરણે કેળવવાની મી૦ દેશાઇની કોશેશ સ્તુતીપાત્ર છે. અમે તેમને ફતેહ ઇચ્છીએ છીએ." (ચેશગ.)

---

"કોઇને કાંઇ શોખ ને કોઇને કાંઇ, એ આ જમાનાની ભારે પ્રવૃતિ છે. જેવી રીતના છંદો કોઈ વ્યસનીને હોય છે તેવોજ છંદ નવસારીવાળા મી૦ શો૦ મ૦ દેશાઇને પુસ્તકો પ્રગટ કર્યા જવાનો લાગેલો છે. તેમનાં છેલ્લાં બે પુસ્તકો વિષે હમે અભિપ્રાય છાપી ગયા તેની હજી તો શાહી સુકાઇ નથી, તેટલામાં ઉપલાં નામનું બર વખતે બહાર પડેલું પુસ્તક જેમ પારસી સંસારને ઉપયોગી છે, તેમ હિંદુ મુસલમાન સર્વેને તેની આજના મોંઘવારીના વખતમાં ખાસ જરૂર છે. હાલ જેમ મોંઘવારી વધતી જાય છે તેમ દિન ઉગે ફેશનોની ફીસીયારી ને ખર્ચાળ ખોટી ખોટી ફોકરાજી દરેક સંસારમાં વધતી જાય છે."

(પારસી સંસાર.)

---

"હાલમાં નૈતીક હીંમતની ખામીને લીધે મોટો ભાગ વારંવાર બદલાતી ફેશનની ફીશીયારીમાં નકામો તણાઇને દુ:ખી બની પાયમાલ થતો જાય છે. પોતાની આવક જેટલો ખરચ થઈ રહેવાથી, બલકે આવક ઉપરાંત ખરચ કરવાથી, કરજના ઉંડા કુવામાં ઉતરવાનો વખત આવે છે. જેમાંથી ઘણીવાર જીંદગીના છેડા સુધી બહાર નીકળી શકાતું નથી. જેઓ કરજના દરદમાંથી બચી જવાની ઇચ્છા રાખતા હોય, તેઓને ઉપલી ચોપડીમાંથી ઘણું શીખવાનું મળશે." (સાંજ વર્તમાન.)

---

"અતીશય ભારે રંજ ખેંચીને પુસ્તકો બાહેર પાડવામાં આવે ત્યારે તેવાં પુસ્તકોને ઘણી કાળજીથી સરસ બનાવવાની વધારે જરૂર તો એ છે કે, ભવીષ્યની ઓલાદ એ પુસ્તકોની ઘણી નહીં મે થોડીબી હૈયાતી જોવા પામે. સારાં બાઇડીંગનાં પુસ્તકોની હૈયાતી ૫૦ થી ૧૦૦ વર્ષનો જમાનો જોવા પામે છે, જ્યારે કામચલાઉ કામ દશ વર્ષનો દાયકોબી જોવા પામતું નથી. તેમાં ખાસ કરી મી૦ શો૦ દેશાઇ જેવા આગેવાન લેખકના હાથે એડીટ થયલાં પુસ્તકો દરેક રીતે જળવાયલાં રહેવાની ઘણી જરૂર છે, કે જે પુસ્તકો ભવીષ્યમાં ટેક્ષ્ટ બુક તરીકેજ વપડાશે ને વખણાશે." (ઢોંગ-સોંગ.)

---

"પારસી ગરીબાઇ અને પારસી નાચારીના પોકારો આપણા કાન ઉપર વારંવાર પડે છે તેવા વખતમાં આપણી કોમમાં સાદી જીંદગી ગુજારવાનાં શિક્ષણો વાંચણ યા ભાષણો મારફતે આપવાની ઘણીજ જરૂર છે. પોશાકો અને ચાઇ ચાઇ પછવાડેના આપણી કોમના

ખર્ચો ભારે છે, અને તેથીજ કેટલીક વિપત્તીઓ આપણી કોમ ઉપર પ્રસરી રહે છે. તેવા વખતમાં શેઠ સો. મ. દેશાઇએ રચેલી આ કેતાબ ખરેજ આવકારદાયક થઇ પડશે."

( ગુલશને-એલ્મ )

---

"આવાં પુસ્તકમાં જે ભાષણોની હારમાળા સમાયલી છે તેમાં સુંદર કવિતાઓ, દોહરાઓ, ઇતીહાસના ચાનકરૂપી દાખલાઓ, નીતિબોધના ટુચકાઓ અને નર્શાયતોથી એવી તો અસરકારક ભાષામાં સમજાવવામાં આવ્યા છે, ધર્મ અને રીતિ નીતિના બોધ દરેક ફકરાએ એવી સાદી સરળ ભાષામાં અને સુંદર વાકયોમાં રચી સમજાવ્યા છે કે, ગમે એવા છોકલ આદમીના મન ઉપર પણ કાંઇક સારી અસર ઉપજાવી શકશે એમ છે."

( હિંદી-પારીક )

---

"આજકાલ દુન્યામાં અનેકો એકેકની પૂઠે ફેસનની ચીસીયારીમાં કેમ ધસડાયા છે, અને ગરીબ તેમજ તવંગર વર્ગ પોતે દેખાદેખીથી તણાઇ પૈસા ખર્ચી મોંઘવારીમાં વધુ મોંઘવારી કેમ કરે છે,-તેના મણુત્રી વગરના દાખલાઓ ને સેંકડો નસિહતોથી આ નવું પુસ્તક ભરપુર છે. એ પુસ્તકમાં કોઇજ પાનું એવું હશે કે તેમાં દાનાઇથી ભરેલા શબ્દો ન હોય."

( જ્ઞાન વર્ધક )

---

"મી૦ દેશાઇએ દુ:ખીને દીલાસાના ૫૦ પુસ્તકો પ્રગટ કર્યાં છે અને બીજા ૨૫ પુસ્તકો મળી ૭૫ પુસ્તકો તેમણે છપાવીને ગુજરાતી સાહિત્યની સારી સેવા બજાવી છે ખરી, પણ હમણા તેવણે "બેટી તું સાસરે કેમ સમાશે?"-"મા-બાપની સેવા"--"મહારા દીકરાને!" "સલુકની માતા" "સંસારનો સુકાની, એટલે બાપ બનવાના હુન્નર" વગેરે લેખો લખીને સંસાર સુખનાં પુસ્તકોની હારમાળાથી જેટલી પારસી તેમજ બીજી કોમોની સેવા બજાવી છે તેટલી ઉત્તેજન આપવા લાયક છે." **( પ્રજા મિત્ર અને પારસી )**

---

"સુંદર બાઇડીંગ છતાં પાકાં પુઠાંની કીંમત રૂા. ૨ તથા કાચાં પુઠાંની રૂા. ૧-૮-૦ કીંમત રાખી છે તે મી૦ કામદીનની મદદને લીધેજ ઓછી રાખેલી કર્તા જણાવે છે. કાશમીરની રાજપુત્રી સાથે પુસ્તકના નાયકનો જે સંવાદ આપેલો છે તે ખાસ વાંચવો જોઇએ; અને સૌથી છેલ્લાં જે નવ ચીત્રો આપેલાં છે તે ધ્યાન દઇને દરેકે વાંચવા હમારી ભલામણ છે. ઉડાઉપણાની ખરાબી અને કરકસરના લાભ, તથા ઉદયોગ મેહેનતથી થતા ફાયદા ને આઇયાસી જીંદગીના ગેરફાયદા; એટીકેટ, અપ-ટુ-ડેટ, અને ફેશનની મોકાણથી નીપજતાં પરીણામ કેવાં કેવાં થાય છે, તે બાબતની દલીલો ને દાખલા નહીં તુટે તેવા છે."

( જામે જમશેદ. )

---

"મી૦ દેશાઇએ અત્યાર આગમચ સંસાર સુખનાં અનેક પુસ્તકો રચેલાં છે અને એજ બાબતનાં બાકી રહેલાં પુસ્તકોની હારમાળા 'કામદીન સીરીઝ'ના નામથી પ્રગટ કરવા સારૂ એમના સાલેહ મિત્ર મી૦ શ્યાવક્ષ કામદીને આપવા કબુલેલાં ઉત્તેજનથી પ્રેરાઇને હવે પછી બાહેર પાડવાનું તેઓએ માથે લીધું છે." ( ફુરસદ )

મહેરબાન સાહેબો !

સંસાર સુખનાં અને સંસાર સુધારાનાં તથા દુઃખી સંસારને શાંતિ આપનારાં મી૦ શે૦ મ૦ દેશાઇનાં નીચલાં પુસ્તકો ખરીદવા ખાસ ભલામણ કરૂં છું.

વી૦ પી૦ તથા પોસ્ટેજ જુદું લેવામાં આવશે.

| | | |
|---|---|---|
| ૧–"બેટી તું સાસરે કેમ સમાશે ?" | કિંમત | રૂા. ૧–૦–૦ |
| ૨–"મ્હારા દિકરાને !" | " | રૂા. ૧–૦–૦ |
| ૩–"સાદી જીંદગીની શોક–ફેશનની ફિસિયારી." | સાદી | રૂા. ૧–૮–૦ |
| | કપડાંની– | રૂા. ૨–૦–૦ |
| ૪–"સલુકની માતા." | સાદી– | રૂા. ૧–૮–૦ |
| | કપડાંની– | રૂા. ૨–૦–૦ |
| ૫–"દુઃખીને દિલાસો." ૫૬ ભાગ. | દર ભાગના | રૂા. ૦–૪–૦ |
| ૬–"પારસી વિષયો." | | રૂા. ૧–૦–૦ |
| ૭–"દાદારજીની દરબાર." | | રૂા. ૦–૪–૦ |
| ૮–"ગજે શાયરાન." | | રૂા. ૩–૦–૦ |
| ૯–"મા–બાપની સેવા. (બીજી આવૃત્તિ) | | રૂા. ૧–૦–૦ |
| ૧૦–"સંસારનો સુકાની." એટલે બાપ બનવાનો હુન્નર | | રૂા. ૨–૦–૦ |
| ૧૧–"બંદો અને બંદગી." બંદગીનું બળ અને ફળ. | | રૂા. ૨–૦–૦ |
| ૧૨–"સદગુણી સાસુ." અથવા મનને ગમતાં માતાજી. | | રૂા. ૨–૦–૦ |

નંબર ૧૦, ૧૧ અને ૧૨ વાળાં પુસ્તકો આગમચથી ગ્રાહકમાં નામ નોંધાવનારાંને અડધીજ કિંમતે રૂા. ૧) માં મળશે. માટે નામો જલદી નોંધાવજોજી.

સેવક,

બેહરામજી મનચેરજી દેશાઇ.

સ્ટેશન રોડ—નવસારી.